


## ગુસ્તાખે રસૂલ ફિર્કાનાં

# સેકસી મુલ્લા

Gustakh-e-Rasool Giroh ke

**SEXY MULLA**

લેખક : અલ્લામા અબ્દુસ્સતાર હમદાની 'મસ્રૂફ' (બરકાતી-નૂરી)

પ્રકાશક

મરકઝે અહલે સુન્નત બરકાતે રઝા

ઇમામ અહમદ રઝા રોડ, મેમણવાડ, પોરબંદર, ગુજરાત.

www.markazahlesunnat.com
www.markazahlesunnat.com

# ગુસ્તાખે રસૂલ ફિર્કા ના

# સેક્સી મુલ્લા

## *GustaKhe Rasool Firqah Na*

# *Sexy Mulla*

**-: લેખક :-**

ખલીફ-એ-મુફ્તી આઝમે હિન્દ, માહિરે રઝવીયાત,

મુનાઝિરે અહલે સુન્નત,

**હઝરત અલ્લામા અબ્દુસ્સત્તાર હમદાની**

"મસરૂફ" (બરકાતી - નૂરી)

**-: પ્રકાશક :-**

**મરકઝે અહલે સુન્નત બરકાતે રઝા**

ઈમામ અહમદ રઝા રોડ, મેમણવાડ. પોરબંદર.










| | | |
|---|---|---|
| કિતાબ નું નામ | : | ગુસ્તાખે રસૂલ ફિર્કા ના સેક્સી મુલ્લા |
| લેખક | : | ખલીફ-એ-મુફ્તી આઝમે હિન્દ, મુનાઝિરે અહલે સુન્નત અલ્લામા અબ્દુસ્સત્તાર હમદાની "મસરૂફ" (બરકાતી - નૂરી) |
| કમ્પોઝિંગ | : | હાફિઝ ઇમરાન હબીબી (મરકઝ-પોરબંદર) |
| પ્રુફ રિડીંગ | : | હાજી શબ્બીર અબ્દુસ્સત્તાર હમદાની |
| આવૃતિ | : | પહેલી |
| પ્રત | : | ૨૧૦૦ |
| પ્રકાશન વર્ષ | : | માર્ચ - ૨૦૧૪ |

**-: પ્રાપ્તિ સ્થાન :-**

- **મરકઝે અહલે સુન્નત બરકાતે રઝા**
  ઇમામ અહમદ રઝા રોડ, મેમણવાડ. પોરબંદર.
- **કલીમ બુક ડીપો**
  ખાસ બજાર, તીન દરવાઝા, અહમદઆબાદ-૧
- **નૂરી એન્ટરપ્રાઇઝ** - ડો. બીપીન વ્યાસ હોસ્પીટલ સામે, ગુજરાતી ચોક પાસે, **આણંદ** (ગુજરાત)

Mob No. 9228194786/ 9979477786

# “અનુક્રમિકા”

# હવાલાઓ માં રજૂ કરેલી કિતાબો ના નામ

| નં. | કિતાબ નું નામ | લેખક, સંપાદક, પ્રકાશક વગેરે માહિતી |
|---|---|---|
| ૧ | કુરઆને મજીદ | અલ્લાહ તઆલા નો મુકદ્દસ કલામ |
| ૨ | સુનને ઇબ્નેમાજા (અરબી) | અબૂ અબ્દુલ્લાહ મુહમ્મદ બિન યઝીદ |
| ૩ | સહીહ બુખારી શરીફ (અરબી) | ઇમામ મુહમ્મદ ઇબ્ને ઇસ્માઈલ બુખારી (ઇન્તેકાલ સ.હિ. ૨૫૬) |
| ૪ | સહીહ મુસ્લિમ શરીફ (અરબી) | ઇમામ મુસ્લિમ બિન હિજાજ કશીરી (ઇન્તેકાલ સ.હિ. ૨૬૧) |
| ૫ | જામેઅ-સગીર-લિલ-સુયૂતી (અરબી) | ઇમામ જલાલુદ્દીન અબ્દુર્રહમાન બિન અબીબક્ર સુયૂતી (ઇન્તેકાલ સ.હિ. ૯૧૧) |
| ૬ | મુસ્નદે એહમદ બિન હમ્બલ (અરબી) | ઇમામ અહમદ બિન મુહમ્મદ હમ્બલ (ઇન્તેકાલ સ.હિ. ૨૪૧) |
| ૭ | મુસ્તદરક-લિલ-હાકિમ (અરબી) | અબૂ અબ્દુલ્લાહ હાકિમ નૈશાપુરી (ઇન્તેકાલ સ.હિ. ૪૦૫) |
| ૮ | મોઅજમે-કબીર-લિલ-તિબ્રાની (અરબી) | અબૂલ કાસિમ સુલયમાન બિન અહમદ તિબ્રાની (ઇન્તેકાલ સ.હિ. ૩૬૦) |
| ૯ | અત્તરગીબ-વત્તરહીબ (અરબી) | હાફિઝ જકીયુદ્દીન અબ્દુલ અઝીમ બિન અબ્દુલ કવી મુઝરી (ઇન્તેકાલ સ.હિ. ૬૫૬) |
| ૧૦ | મુસન્નફ-ઇબ્ને-અબી-શયબા (અરબી) | અબૂબક્ર અબ્દુલ્લાહ બિન મુહમ્મદ બિન અહમદ નસ્ફી (ઇન્તેકાલ સ.હિ.૨૩૫) |
| ૧૧ | તારીખે-દમિશ્ક-ઇબ્ને-અસાકિર (અરબી) | અલી ઇબ્ને હસન અલ દમિશ્કી અલ મા'રૂફ બે-ઇબ્ને-અસાકિર (ઇન્તેકાલ સ.હિ.૫૭૧) |
| ૧૨ | અલ-બદાયા-વન્નેહાયા-લે-ઇબ્ને-કષીર (અરબી) | અલ્લામા ઇસ્માઈલ બિન કષીર કર્શી દમિશ્કી (ઇન્તેકાલ સ.હિ. ૭૭૪) |
| ૧૩ | મિશ્કાત શરીફ (અરબી) | શૈખ વલીયુદ્દીન ઇરાકી (ઇન્તેકાલ સ.હિ. ૯૪૨) |
| ૧૪ | મસ્નવી શરીફ (ફારસી) | મૌલાના જલાલુદ્દીન રૂમી |
| ૧૫ | કન્ઝુલ-ઉમ્માલ-ફી-સુનને-અક્વાલો-વલ-આ'માલ (અરબી) | અલ્લામા અલાઉદ્દીન અલી મુત્તકી (ઇન્તકાલ સ.હિ. ૯૭૫) |
| ૧૬ | તફ્સીરે-કબીર-મફાતેહુલ-ગૈબ (અરબી) | અલ્લામા ફખરૂદ્દીન રાઝી (ઇન્તકાલ સ.હિ. ૬૦૬) |
| ૧૭ | અલ-ઇફાદાતિલ-યવમિયા-મિનલ-ઇફાદાતિલ-કવમિયા (ઉર્દૂ) | થાનવી સાહેબ નો કથન સંગ્રહ, પ્રકાશકઃ- મક્તબા દાનિશ-દેવબંદ (વહાબી) |
| ૧૮ | ફીરોઝુલ્લુગાત (ઉર્દૂ) | અલ્હાજ મોલ્વી ફીરોઝુદ્દીન |
| ૧૯ | કમાલાતે અશરફિયા (ઉર્દૂ) | મોલ્વી મુહમ્મદ ઈસા ઇલ્હાબાદી (વહાબી) |
| ૨૦ | હુસ્નુલ અઝીઝ (ઉર્દૂ) | ખ્વાજા અઝીઝુલ હસન ગૌરી (વહાબી) |
| ૨૧ | જામેઅ-તિર્મિઝી-શરીફ (અરબી) | અબૂ ઈસા મુહમ્મદ બિન ઈસા તિર્મિઝી (ઇન્તકાલ સ.હિ. ૨૭૯) |
| ૨૨ | હિલ્યતુલ-ઔલિયા-લે-અબૂ-નોએમ (અરબી) | અબૂ નોએમ અહમદ બિન અબ્દુલ્લાહ અસ્બહાની (ઇન્તકાલ સ.હિ. ૪૩૦) |
| ૨૩ | ઇત્તેહાફુસ્સાદત-લિલ-ઝુબૈદી (અરબી) | અલ્લામા સય્યદ મુર્તઝા ઝુબૈદી (ઇન્તકાલ સ.હિ. ૧૨૦૫) |
| ૨૪ | અશરફુસ્સવાનેહ (ઉર્દૂ) | ખ્વાજા અઝીઝુલ હસન ગૌરી (વહાબી) |
| ૨૫ | તઝકેરતુર્રશીદ (ઉર્દૂ) | મોલ્વી આશિક ઇલાહી મેરઠી (વહાબી) |
| ૨૬ | તફ્સીરે રૂહુલ બયાન (ઉર્દૂ અનુવાદ) | અલ્લામા શૈખ ઇસ્માઈલ હક્કી (ઇન્તકાલ સ.હિ. ૧૧૩૭) |
| ૨૭ | તફ્સીરે ખઝાઇનુલ ઇરફાન (ઉર્દૂ) | અલ્લામા સય્યદ નઈમુદ્દીન મુરાદાબાદી |
| ૨૮ | તફ્સીરે સાવી (અરબી) | અલ્લામા સાવી |
| ૨૯ | અજાઇબુલ-કુરઆન (ઉર્દૂ) | અલ્લામા અબ્દુલ મુસ્તફા આઝમી |
| ૩૦ | સવાનેહ કાસમી (ઉર્દૂ) | મોલ્વી મુનાઝિર હુસૈન ગીલાની (વહાબી) |
| ૩૧ | English-Urdu-English Combined Dictionary | Dr. Abdul Haq |
| ૩૨ | હિકાયાતે ઔલિયા (ઉર્દૂ) | મોલ્વી અશરફ અલી થાનવી (વહાબી) |
| ૩૩ | અરવાહે સલાસા (ઉર્દૂ) | મોલ્વી ઝહુરૂલ હસન કસોલ્વી (વહાબી) |
| ૩૪ | ખસાઇસે કુબ્રા (ઉર્દૂ અનુવાદ) | ઇમામ જલાલુદ્દીન અબ્દુર્રહમાન બિન અબીબક્ર સુયૂતી (ઇન્તેકાલ સ.હિ. ૯૧૧) |

| | | |
|---|---|---|
| ૩૫ | મદારેજુન્નબુવ્વત (ઉર્દૂ અનુવાદ) | શૈખ મુહક્કિક શાહ અબ્દુલ હક્ક મુહદ્દિષ દહેલ્વી (ઇન્તેકાલ સ.હિ. ૧૦૫૨) |
| ૩૬ | શરહુલ-અકાઇદ (અરબી) | અલ્લામા સઅદુદ્દીન મસઊદ બિન ઉમર તફતાઝાની (ઇન્તેકાલ સ.હિ. ૭૧૯) |
| ૩૭ | મલ્ફૂઝાતે હકીમુલ ઉમ્મત (ઉર્દૂ-૩૦,ભાગ માં) થાનવી સાહેબ નો કથન સંગ્રહ | પ્રકાશકઃ- ઇદારએ-અશરફીયા- દેવબંદ, મે-૨૦૧૧ માં પ્રકાશન - (વહાબી) |







# એક હવાલા દીઠ પાંચ(૫) લાખ રૂપિયા નું ઇનામ

આ કિતાબ **"ગુસ્તાખે રસૂલ ફિર્કાના સેક્સી મુલ્લા"** માં વહાબી, દેવબંદી અને તબલીગી જમાઅત ની નવ(૯) કિતાબો માં થી જૂદા જૂદા વિષયો ના અનૂસંધાને ઉર્દૂ ઇબારત ના હવાલાઓ અક્ષરસ નકલ કર્યા છે. આ બધી કિતાબો મારી અંગત લાયબ્રેરી માં મૌજૂદ છે, જે મેં દેવબંદ થી મંગાવેલી છે અને તેના ઓરિજનલ બીલો પણ મારી પાસે છે. જે કોઈ પણ શખ્સ તે ઓરિજનલ કિતાબો અને બીલો ની ચકાસણી કરવા ચાહે તે કરી શકે છે.

**તેમ છતાં......**

જો કોઈ શખ્સ કિતાબ માં ટાંકવામાં આવેલા હવાલાઓ ખોટા પુરવાર કરી બતાવે, તો એક હવાલા દીઠ રૂપિયા પાંચ લાખ (રૂા.૫,૦૦,૦૦૦/=) નું તેને ઇનામ આપવામાં આવશે.

**જો હિંમત હોય તો આગળ આવો અને પ્રત્યેક હવાલા દીઠ પાંચ લાખ નું ઇનામ જીતવાનો પ્રયત્ન કરી જુઓ.**

**નોટ :-** હવાલો ખોટો પુરવાર થયા ની પરિસ્થિતિ માં લેખક ની વિરૂધ્ધ કાયદાકીય કાનૂની કાર્યવાહી કરવાનો પણ અધિકાર રહેશે.

**અબ્દુસ્સત્તાર હમદાની 'મસરૂફ' (લેખક)**



www.markazahlesunnat.com

# પ્રસ્તાવના

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡم

نَحۡمَدُهٗ وَنُصَلِّی وَنُسَلِّمُ عَلٰی رَسُوۡلِهِ الۡکَرِيۡم

اَلصَّلٰوةُ وَالسَّلَامُ عَلَيۡکَ يَارَسُوۡلَ اللّٰهِ

હુઝૂરે અકદસ, માલિકે કૌનૈન, આલિમે-મા-કાના-વમા-યકૂન-રહમતે આલમ, સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમે સમાજ અને સોસાયટી માં વસતા લોકો જેવા કે, મો'મિન, કાફિર, મુશ્રિક, મુનાફિક, નૈક, બુરા, ફાસિક, સંસ્કારી, આલિમ, આબિદ, મુફ્તી, પરહેઝગાર, જાહિલ, ગુનેહગાર, અપરાધી, ઝાલિમ વિગેરે વિવિધ પ્રકારના લોકોની આદતો, સ્વભાવ, લક્ષણો, લખણો, વર્તનો, સંસ્કારો, વિગેરે નું વર્ણન વિસ્તાર પુર્વક ફરમાવી દીધું છે, જેથી દરેક કક્ષા ની વ્યક્તિ ની વાણી, વર્તન, સ્વભાવ અને કર્તવ્ય દ્વારા જાણી શકાય કે તે કઈ પ્રકૃતિ ની વ્યક્તિ છે અને વર્ગીકરણ માં તેને કઈ કક્ષા માં મુકવા માં આવે, તે નક્કી કરી શકાય.

**હદીષ**

" عَنۡ اَبِیۡ هُرَيۡرَةَ رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنۡهُ قَالَ : قَالَ
رَسُوۡلُ اللّٰهِ صَلَّی اللّٰهُ عَلَيۡهِ وَسَلَّمَ : اَلۡاِيۡمَانُ بِضۡعٌ
وَّسِتُّوۡنَ شُعۡبَةً ، وَالۡحَيَاءُ شُعۡبَةٌ مِنَ الۡإِيۡمَانِ "







**حوالہ:**

(۱) السنن لابن ماجہ، جلد:۱، صفحہ:۸
(۲) الجامع الصحیح للبخاری، کتاب الایمان، جلد:۱، صفحہ:۶
(۳) الصحیح للمسلم، کتاب الایمان، جلد:۱، صفحہ:۴۹
(۴) الجامع الصغیر للسیوطی، جلد:۲، صفحہ:۵۸۶

**: ترجمہ :**

"حضرت ابو ہریرہ رضی اللہ تعالی عنہ سے روایت ہے کہ رسول اللہ صلی اللہ علیہ وسلم نے ارشاد فرمایا کہ ایمان کے ساٹھ (۶۰) سے زیادہ شعبے ہیں اور حیا بھی ایمان کا ایک حصہ ہے۔

**▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી અનુવાદ :-**

"હઝરત અબૂ હુરૈરા રદીઅલ્લાહો તઆલા અન્હો થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમે ફરમાવ્યું કે ઈમાન ની સાઇઠ (૬૦) થી વધુ શાખો (ડાળીઓ) છે અને 'હયા' (શરમ) પણ ઈમાન નો એક ભાગ છે."

આ હદીષ થી પુરવાર થયું કે "હયા" (શરમ/Shame) પણ ઈમાન નો એક ભાગ છે. જેથી સાચો મો'મિન હમેંશા 'બા-હયા' એટલે કે શરમાળ અને લજ્જાળુ હોય છે. "હયા" નો અર્થ શબ્દકોશ (Dictionary) માં હિજાબ, શર્મ, લેહાઝ, ગૈરત વર્ણનીય છે. (હવાલો :- ફિરોઝુલ્લુગાત - પેઇજ નં. ૫૭૭) જેના અંગ્રેજી અને ગુજરાતી અર્થો Modest, Shame, શરમ, લજ્જા, શિષ્ટ, વિનય, સુશીલ, વિનમ્ર છે. આ બધી ખૂબીઓ અને સદ ગુણો એક સાચા મો'મિન માં હોવા અત્યંત ઝરૂરી

અને અનિવાર્ય છે. બલ્કે આ સદ્ગુણો એક સાચા મો'મિન માં ઈમાન ના પ્રતિબિંબ સ્વરૂપે જોવામાં આવશે.

એક અન્ય હદીષ વાંચકો ની સેવા માં પ્રસ્તુત છે :-

**હદીષ**

" عَنْ اَبِی اُمَامَه البَاهِلِی رَضِیَ اللّٰهُ تَعَالیٰ عَنْهُ
قَالَ : قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّی اللّٰهُ عَلَیْهِ وَسَلَّمَ :
اَلْحَیَاءُ مِنَ الْإِیْمَانِ وَالْبَذَاءُ مِنَ النِّفَاقِ "

**حوالہ:**

(۱) المسند لاحمد بن حنبل، جلد:۱، صفحہ:۵۰۱
(۲) المستدرک للحاکم، جلد:۱، صفحہ:۵۲
(۳) المعجم الکبیر للطبرانی، جلد:۱۸، صفحہ:۱۷۸
(۴) الترغیب الترھیب للمنذری، جلد:۳، صفحہ:۳۹۸
(۵) المصنف لابن ابی شیبہ، جلد:۸، صفحہ:۳۳۴

**: ترجمہ :**

" حضرت ابوامامہ باہلی رضی اللہ تعالیٰ عنہ سے روایت ہے کہ رسول اللہ صلی اللہ علیہ وسلم نے ارشاد فرمایا کہ حیا ایمان کا حصہ ہے اور فحش کلامی نفاق کی علامت ہے "

◙ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી અનુવાદ :-

"હઝરત અબૂ ઉમામા બાહલી રદીઅલ્લાહો તઆલા અન્હો થી રિવાયત છે કે રસૂલુલ્લાહ







સલ્લલ્લાહો અલૈહે વસલ્લમે ઇરશાદ ફરમાવ્યો કે 'હયા' ઈમાન નો ભાગ છે અને 'ફહશ કલામી' (અશ્લીલવાણી) નિફાક ની નિશાની છે."

આ હદીષ શરીફ માં 'હયા' ને ઈમાન નો ભાગ નક્કી કરવાની સાથે સાથે 'ફહશ-કલામી' એટલે કે ગંદી અને અશ્લીલ વાણી ને 'નિફાક' ની નિશાની (ચિહ્ન) કહેવામાં આવેલ છે.

'નિફાક' એટલે જાહેર માં મિત્રતા અને અંદરખાને શત્રુતા. આવી વૃતિ એટલે કે નિફાક ની માનસિકતા ધરાવનાર શખ્સ ને 'મુનાફિક' કહેવામાં આવે છે. શબ્દકોશ ની પરિભાષા માં મુનાફિક તેવા શખ્સ ને કહેવામાં આવે છે, જે જાહેર માં દોસ્ત અને અંદરખાને દુશ્મન હોય. અથવા જેના દિલ માં કંઇક હોય અને જીભ થી કંઇક જુદુ જ કહે. શરીઅતે ઇસ્લામી માં મુનાફિક તેવા શખ્સ ને કહેવામાં આવે છે, જે જાહેર માં મુસલમાન હોય અને દિલ થી કાફિર હોય. (હવાલો :- ફિરોઝુલ્લુગાત, - પેઇજ નં. ૧૨૮૯) - ગુજરાતી અને અંગ્રેજી ભાષા માં મુનાફિક નો અર્થ દંભી, ઢોંગી, પાખંડી, Hypocrite થાય છે.

દરેક યુગ માં મુનાફિકો અસ્તિત્વ ધરાવતા આવ્યા છે. હુઝૂરે અકદસ, રહમતે આલમ, સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ના ઝમાના માં પણ મુનાફિકો હતા. જેઓ જાહેર માં તો 'કલ્મો' પઢતા હતા અને હુઝૂરે અકદસ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ને અલ્લાહ ના રસૂલ કહેતા હતા પણ વાસ્તવ માં તેઓનું કલ્મો પઢવું અને નબુવ્વત

નો એકરાર કરવો ફક્ત એક દંભ અને દેખાડો જ હતો. જાહેર માં સ્વંય ને મુસલમાન કહેનારાઓ વાસ્તવ માં ઇસ્લામ ના કટ્ટરશત્રુ અને કુફ્રો-શિર્ક ના કિચડ થી ખરડાએલા હતા.

આવા દંભી અને પાખંડી મુનાફિકો ના ઢોંગ નો પડદો ચીરી નાખવા માટે અલ્લાહ તઆલા એ કુરઆને મજીદ માં **"સૂર-એ-મુનાફેકૂન"** નાઝિલ ફરમાવી છે. ઉપરાંત, કુરઆને શરીફ માં અનેક વખત મુનાફિકો નું વર્ણન કરીને તેઓની દંભી પ્રવૃતિ ઉઘાડી પાડીને સખ્ત શબ્દો માં તેઓનું ખંડન કરીને તેઓની નામોશી અને હીણપદ (Humiliation) કરવામાં આવી છે. તે બધી આયતો નું અહીં વર્ણન કરવું શક્ય ન હોય, ફક્ત અમુક આયતો વાંચક મિત્રો ને જાણકારી પ્રદાન કરવાના આશય થી રજૂ કરવામાં આવે છે.

## આયત

"اِذَا جَآءَكَ الْمُنٰفِقُوْنَ قَالُوْا نَشْهَدُ اِنَّكَ لَرَسُوْلُ اللهِ
وَ اللّٰهُ یَعْلَمُ اِنَّكَ لَرَسُوْلُه وَ اللّٰهُ یَشْهَدُ اِنَّ الْمُنٰفِقِیْنَ
لَكٰذِبُوْنَ ○" (پارہ:۲۸،سورۃ المنافقون،آیت:۱)

**: ترجمہ :**

"جب منافق تمہارے حضور حاضر ہوتے ہیں، کہتے ہیں کہ ہم گواہی دیتے ہیں کہ حضور بیشک یقیناً اللہ کے رسول ہیں □ اور اللہ جانتا ہے کہ تم اس کے رسول ہو۔ اور اللہ گواہی دیتا ہے کہ منافق ضرور جھوٹے ہیں" (کنز الایمان)







**▣ ઉપરોક્ત આયત નો ગુજરાતી અનુવાદ :-**

**"જ્યારે મુનાફિકો તમારી સમક્ષ હાઝિર થાય છે, કહે છે કે અમો ગવાહી આપીએ છીએં કે હુઝૂર બેઃશક ચોક્કસ અલ્લાહ ના રસૂલ છે અને અલ્લાહ જાણે છે કે તમો તેના રસૂલ છો અને અલ્લાહ ગવાહી આપે છે કે મુનાફિકો ઝરૂર જૂઠા છે." (કન્ઝુલ ઈમાન)**

આ મુબારક આયત માં મુનાફિકો ના લક્ષણ અને ખાસિયત વર્ણન કરવામાં આવી છે કે, તેઓ જાહેર માં તો હુઝૂરે અકદસ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ને ખાત્રી પુર્વક રસૂલ કહે છે પણ હકીકત માં મુનાફિકો પોતાના આ જાહેરી દાવા અને એકરાર માં જૂઠા છે. એટલે કે તેઓ (મુનાફિકો) હુઝૂરે અકદસ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ને અલ્લાહ ના રસૂલ માનતા નથી, સ્વીકારતા નથી. ફક્ત દેખાડો અને દંભ આચરી છેતરપિંડી અને કપટ કરવાના આશય થી ફક્ત જાહેર માં મોઢે થી કહે છે પણ તેઓના દિલ અને જીભ માં સુઃસંગતતા અને એકમતા નથી. કેમકે તેઓ જે કહે છે, તેનાથી સદંતર ઉલટું અને વિરોધાભાસી તેઓનું દિલ છે. કેમકે મુનાફિકો મન થી હુઝૂરે અકદસ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ને અલ્લાહ ના રસૂલ તરીકે સ્વીકારતા જ નથી.

આવા મુનાફિકો વિષે અલ્લાહ તબારક વ તઆલા ફરમાવે છે કે મુનાફિકો જૂઠા છે, તેઓનો ઈમાન નો દાવો પણ જૂઠો છે. તેઓ ભલે ગમે તે બહાના બનાવે, ગમે તેવો દેખાડો કરે, તે બધું જૂઠાણા ઉપર આધારિત છે. તેઓ હરગિઝ મુસલમાન નથી બલ્કે કાફિર છે. જેમકે :-

**આયત**

“لَا تَعْتَذِرُوْا قَدْ كَفَرْتُمْ بَعْدَ اِيْمَانِكُمْ“

(پارہ:۱۰،سورۃ التوبہ،آیت:٦٦)

**: ترجمہ :**

”بہانے نہ بناؤ، تم کافر ہو چکے مسلمان ہو کر“ (کنزالایمان)

**▣ ઉપરોક્ત આયત નો ગુજરાતી અનુવાદ :-**

**“બહાના ન બનાવો, તમો કાફિર થઈ ચુક્યા, મુસલમાન થઈને” (કન્ઝુલ ઈમાન)**

**મુનાફિકો પોતાની અસ્લિયત છુપાવવા માટે બહાનાઓ (Pretences) બનાવતા હતા. જેનો આ આયત માં ખુલાસો કરી દેવામાં આવ્યો છે કે, બારગાહે રિસાલત ના ગુસ્તાખો અને ફક્ત જાહેર માં દેખાવ કરવા માટે કલ્મો પઢનારા મુનાફિકો ભલે પોતાને મુસલમાન માં ગણે અને ગણાવે, તેઓની ‘કલ્મા-ગોઈ’ ની કોઈ વિસાત કે મહત્વ નથી. આવા લોકો જાહેર માં મુસલમાન હોવા છતાં કાફિર છે. તેઓની ગણતરી અને અંજામ દુનિયા અને આખેરત માં કાફિરો ની સાથે છે અને થશે. એક આયત આ બાબત નું સમર્થન કરે છે.**

**આયત**

“وَعَدَ اللّٰهُ الْمُنٰفِقِيْنَ وَالْمُنٰفِقٰتِ وَالْكُفَّارَ نَارَ جَهَنَّمَ خٰلِدِيْنَ فِيْهَا هِيَ حَسْبُهُمْ وَلَعَنَهُمُ اللّٰهُ وَلَهُمْ عَذَابٌ مُّقِيْمٌ ○“ (پارہ:۱۰،سورۃ التوبہ،آیت:٦٨)







**: ترجمہ :**

”اللہ نے منافق مردوں اور منافق عورتوں اور کافروں کو جہنم کی آگ کا وعدہ دیا ہے، جس میں ہمیشہ رہیں گے۔ وہ انہیں بس ہے اور اللہ کی ان پر لعنت ہے اور ان کیلئے قائم رہنے والا عذاب ہے۔“ (کنزالایمان)

**▣ ઉપરોક્ત આયત નો ગુજરાતી અનુવાદ :-**

**“અલ્લાહ તઆલા એ મુનાફિક પુરૂષો અને મુનાફિક સ્ત્રીઓ તથા કાફિરો ને જહન્નમ ની આગ નું વચન આપ્યું છે. જેમાં તેઓ હમેંશા રહેશે. આ (આગ ની સજા) તેઓના માટે પુરતી છે. અને અલ્લાહ ની તેમના પર લઅનત છે અને તેમના માટે કાયમ રહેનારો અઝાબ છે.” (કન્ઝુલ ઈમાન)**

**ઉપરોક્ત આયત માં કાફિરો અને મુનાફિકો માટે દોઝખ ની આગ નું વચન આપવામાં આવ્યું છે. એક વાત લક્ષ ને પાત્ર એ છે કે, આ આયત માં કાફિરો અને મુનાફિકો નું વર્ણન એક સાથે કરીને કાફિરો અને મુનાફિકો ને સમાન કક્ષા ના ગણવા માં આવ્યા છે, બલ્કે મુનાફિકો ને કાફિરો થી પણ વધુ અને ભયંકર અપરાધી ગણી ને મુનાફિકો નું વર્ણન કાફિરો ના વર્ણન પહેલાં કરીને મુનાફિકો ને પણ કાફિરો ની સાથે સમાવેશ કરી દેવામાં આવ્યા છે બલ્કે એક આયત માં તો ત્યાં સુધી ફરમાવવા માં આવ્યું છે કે, કાફિરો થી વધુ અઝાબ મુનાફિકો ને આપવા માં આવશે.**

આયત અત્રે રજૂ છે :-

**આયત**

"اِنَّ الْمُنٰفِقِیْنَ فِی الدَّرْكِ الْاَسْفَلِ مِنَ النَّارِ"

(پارہ:۵،سورۃ النساء،آیت:۱۴۵)

**: ترجمہ :**

"بے شک منافق دوزخ کے سب سے نیچے طبقہ میں ہیں۔" (کنزالایمان)

**: تفسیر :**

"منافق کا عذاب کافر سے بھی زیادہ ہے کیونکہ وہ دنیا میں اظہار اسلام کرکے مجاہدین کے ہاتھوں سے بچا رہا ہے اور کفر کے باوجود مسلمانوں کو مغالطہ (دھوکا) دینا اور اسلام کے ساتھ استہزاء کرنا ان کا شیوہ رہا ہے۔" (تفسیر خزائن العرفان،صفحہ:۱۶۲)

▣ ઉપરોક્ત આયત નો ગુજરાતી અનુવાદ :-

"બે:શક ! મુનાફિક દોઝખ ના સૌથી નીચેના તબક્કા (વિભાગ) માં હશે." (કન્ઝુલ ઈમાન)

▣ ઉપરોક્ત આયત ની તફસીર નો ગુજરાતી અનુવાદ :-

"મુનાફિક ને આપવા માં આવનારો અઝાબ કાફિર ના અઝાબ થી પણ વધુ છે. કેમકે મુનાફિક દુનિયા માં પોતાનું મુસલમાન હોવું જાહેર કરીને મુજાહિદો ના હાથો થી સુરક્ષિત રહ્યો છે અને કાફિર હોવા છતાં મુસલમાનો ને







દગો (છળકપટ) કરી, ઇસ્લામ ની સાથે ઠઠ્ઠા મશ્કરી કરવી, તેઓની ખાસિયત રહી છે." (તફસીર ખઝાઇનુલ ઇરફાન, પેઇજ નં. ૧૬૨)

ઉપરોક્ત બન્ને આયતો માં મુનાફિકો વિષે જે વર્ણન થયું છે, તેનો સારાંશ વાંચક મિત્રોની ખિદમત માં રજૂ છે :-

- ❖ મુનાફિકો ને અલ્લાહ તઆલા એ જહન્નમ ની આગ નું વચન આપ્યું છે.
- ❖ મુનાફિકો ની ગણતરી કાફિરો ની સાથે કરવા માં આવી છે.
- ❖ કાફિર ની જેમ મુનાફિક પણ જહન્નમ ની આગ માં હમેંશા સળગતો રહેશે.
- ❖ મુનાફિક ઉપર અલ્લાહ ની લઅનત છે.
- ❖ મુનાફિક માટે "અઝાબે-મુકીમ" એટલે કે સદાય કાયમ રહેનારો અઝાબ હશે.
- ❖ મુનાફિક જહન્નમ ના સૌથી નીચેના તબક્કા (વિભાગ) માં હશે, જ્યાં સૌથી વધુ અઝાબ હશે.
- ❖ આખેરત માં કાફિર થી પણ વધુ અઝાબ મુનાફિક ને આપવા માં આવશે.

હવે, આપણે મુનાફિકો વિષે નિશ્ચિત કરવા માં આવેલા ઇસ્લામી કાનૂનો અનુસંધાને વિસ્તૃત ચર્ચાને સ્થગિત કરીને હદીષ શરીફ માં "હયા" એટલે કે લજ્જા અને શરમ સબંધે જે મુબારક કથનો છે, તે અંગે થોડીક ચર્ચા કરીએં.

હદીષ શરીફ ના ઇર્શાદ મુજબ "હયા" ઈમાન નો એક ભાગ છે. કુરઆન શરીફ ના ફરમાન અનૂસાર મુનાફિક ઈમાન થી વંચિત છે. જેથી તે હયા થી પણ મહેરૂમ (વંચિત)

છે. જ્યારે તેમાં 'ઈમાન' જ નથી તો ઈમાન નો એક ભાગ હયા તેમાં ક્યાં થી હોય ? અનુભવો ના તારણ દ્વારા પુરવાર થએલી હકીકત છે, કે જેને ઈમાન ની અમુલ્ય દૌલત પ્રાપ્ત નથી થતી, તેને હયા નો સદગુણ પણ નસીબ નથી થતો. તેથી જ "જે બે-ઈમાન હોય છે, તે બે-હયા અને બેશરમ પણ હોય છે." મુનાફિક ને શરમ અને હયા થી દૂર નો પણ સબંધ નથી હોતો. બલ્કે તે શરમ ને નૈવે મુકીને બેહયાઈ અને બેશરમી ના તમામ સીમાડાઓ ઓળંગી જાય છે.

જે શખ્સ શરમ અને હયા થી વંચિત હોય છે, તે એટલો બધો નિર્લજ્જ અને બેશરમ હોય છે, કે પોતાના બેહયાઈ અને બેશરમી ના આચરણ થી લેશમાત્ર ક્ષોભ અનુભવતો નથી. ઉલ્ટાનું તે શરમો-હયા ના સંસ્કાર ના કપડા કાઢી નાખીને પોતાની મહેફિલો માં પોતાના શિષ્યો અને અનૂયાયીઓ ની ઉપસ્થિતી માં અશ્લીલ વાતો કરે છે. અશ્લીલ અને અસંસ્કારી વાણી ઉચ્ચારે છે, તેને લખે છે અને પુસ્તક સ્વરૂપે પ્રગટ કરીને બેશરમી નું દ્રષ્ટાંત પુરૂં પાડે છે.

આવા બેશરમ મુનાફિકો ના ઘૃણાસ્પદ અને અશ્લીલ આચરણો અને કથનો જોઇને અને વાંચીને આકા-એ-દો-જહાં ગૈબ ના ઇલ્મ ના જાણકાર, પ્યારા આકા સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ નો મુબારક ઇરશાદ યાદ આવી રહ્યો છે. જે અત્રે રજૂ છે :-

**હદીષ**

" عَنْ اَبِی مَسْعُوْدَ الاَنْصَارِی رَضِیَ اللّٰہُ تَعَالیٰ عَنْہُ قَالَ : قَالَ رَسُوْلُ اللّٰہِ صَلَّی اللّٰہُ عَلَیْہِ وَسَلَّمَ : إِذَا لَمْ تَسْتَحِ فَاصْنَعْ مَاشِئْتَ "







**حوالہ:**

(۱) المعجم الکبیر للطبرانی، جلد:۱، صفحہ:۲۳۶

(۲) تاریخ دمشق لابن عساکر، جلد:۴، صفحہ:۳۶۲

(۳) تلخیص الحبیر لابن حجر، جلد:۴، صفحہ:۲۰۰

(۴) البدایۃ والنہایۃ لابن کثیر، جلد:۱۲، صفحہ:۵۴

**: ترجمہ :**

" حضرت ابو مسعود رانصاری رضی اللہ تعالی عنہ سے روایت ہے کہ رسول اللہ صلی اللہ تعالی علیہ وسلم نے ارشاد فرمایا کہ جب تو بے حیا ہو گیا، تو جو چاہے کر۔"

**▣ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી અનુવાદ :-**

"હઝરત અબૂ મસઊદ અન્સારી રદીઅલ્લાહો તઆલા અન્હો થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમે ફરમાવ્યું કે જ્યારે તૂં બે-હયા થઈ ગયો, તો પછી જે ઇચ્છે તે કર"

ઉપરોક્ત હદીષ શરીફ ના ઇર્શાદ મુજબ જે શખ્સ બેહયા અને બેશરમ બની જાય છે, તે પોતાના મન માં જે કંઈ પણ ઇચ્છા થાય છે, તે કરીને જ ઝંપે છે. અશ્લીલ અને બેશરમી નું આચરણ કરતી વખતે કે કથન ઉચ્ચારતી વખતે તેને સ્થળ, સંજોગ, મહેફિલ કે મજલિસ, અન્યો ની ઉપસ્થિતી, પોતાનો હોદો કે માન મોભો વિગેરે ની લેશમાત્ર પરવાહ નથી હોતી. સંસ્કાર કે સમાજ ની મર્યાદા ભંગ કરીને પણ પોતાનું મન માન્યું આચરણ કરીને જ રહે છે. ત્યાં સુધી કે જાહેર માં તેવા અશોભનીય આચરણ કરવામાં કોઈ પણ પ્રકાર નો

ક્ષોભ અનુભવતો નથી. ઉલ્ટાનું તેવા નીંદનીય કૃત્ય બદલ ગર્વ લે છે અને પોતાના આવા ગંદા આચરણ ને પોતાના વર્તુળ માં અને પોતાની અંગત સભા-બેઠક (Congregation) માં એકત્રિત અને ઉપસ્થિત લોકો સમક્ષ પોતાની તીવ્ર બુદ્ધિ અને કૌશલ્ય ના પુરાવા સ્વરૂપે વર્ણન કરે છે.

આ તો થઈ સામાન્ય અને અજ્ઞાન કક્ષા ના બેહયા અને બેશરમ લોકોની વાત. પણ આશ્ચર્ય અને નવાઈ પમાડે તેવી વાત તો ત્યારે છે, કે જ્યારે કોઈ શખ્સ પોતાને મઝહબી પેશ્વા, ધાર્મિક વડો, કૌમો-મિલ્લત નો શુભ ચિંતક, હમદર્દ, સમાજ સુધારક, હીત રક્ષક અને ન જાણે શું શું છે ? એવા ટાઇટલો માટે યોગ્ય ગણાવી, મૌલાના, મૌલ્વી અને મુફ્તી ની પદવી ધારણ કરી, સ્વંય ને હકીમુલ ઉમ્મત અને મુજદ્દિદ માં ખપાવીને મઝહબ ની આડ માં પોતાની માનસિક વિકૃતિ અને ગંદી વિચાર સરણી ની ઘેલછા માં અશ્લીલ આચરણ અને ઉચ્ચારણ ના ગંદા કીચડ થી ખરડાય છે અને લોક મુખે તેની અશ્લીલતા ની દાસ્તાન ચર્ચા નો વિષય બને છે, ત્યારે મુસ્લિમ સમુદાય ના દરેક વર્ગ ના લોકો ને આઘાત નો આંચકો લાગે છે. જાહિલ અને સામાન્ય જનસમુદાય તેવા **"સેક્સી મુલ્લા"** ની બેહયાઈ અને બેશરમી ની ઘટના સાંભળી ને એવો અભિપ્રાય વ્યક્ત કરે છે, કે આવા કટ-મુલ્લાઓ થી તો અમો જાહિલો લાખ દરજ્જે સારા છીએ.

ઇસ્લામ ના શત્રુઓ ના કાને જ્યારે તેવા મુનાફિક મુલ્લાઓ ની પાપલીલા અને કોભાંડો ની માહિતી પહોંચે છે, ત્યારે તેઓ આવી બાબતો ને દ્રષ્ટાંત રૂપે રજૂ કરીને ઇસ્લામ ની વિરૂધ્ધ ઝેર ઓકવા માં કશી કચાશ બાકી નથી રાખતા. સંસ્કારી અને પ્રતિષ્ઠિત મુસ્લિમો ની ગરદનો આવા મુનાફિક







કટ-મુલ્લાઓ ના અશ્લીલ આચરણ ના કારણે શરમ થી ઝુકી જાય છે અને તેઓ ન કહી શકાય તેવી અકળામણ અનુભવે છે.

આવા સેક્સી કટ-મુલ્લાઓ ના પ્રતાપે ઇલ્મ અને આલિમો ની પ્રતિષ્ઠતા અને પવિત્રતા ખરડાય છે. આલિમો ની ઇઝ્ઝત અને આબરૂ નું લીલામ થાય છે. આવા ગણ્યાં ગાંઠયા અમુક કટ મુલ્લાઓ ના કાળા-કરતૂતો નો દાખલો આપીને લોકો બધા આલિમો ને વખોડે અને વગોવે છે. લોકોને કોણ સમજાવે, કે બેહયાઈ અને બેશરમી નું બજાર ગરમ કરી દેનારા આ "કટ-મુલ્લાઓ" મુનાફિકો ની ચંડાળ ચોકડી ના બદમાશ મુકાદમો છે. હયા અને શરમ સાચા મો'મિન ની વિશિષ્ટતા છે. આ મુનાફિકો ને 'હયા ની હવા' પણ નથી પહોંચી. કેમકે "હયા" અને "ઈમાન" નો અતૂટ સબંધ છે. બન્ને વચ્ચે સુસંગતતા છે. બલ્કે બન્ને એકબીજા માટે અનિવાર્ય છે. મુનાફિકો માં જ્યારે ઈમાન જ નથી તો તેઓ માં "હયા" પણ ક્યાં થી હોય ? તેઓનો બેહયાઈ અને બેશરમી થી જ પનારો છે.

અલ્લાહ તબારક વ તઆલા અને અલ્લાહ તબારક વ તઆલા ના પ્યારા મહેબૂબ, હુઝૂરે અકદસ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ની શાન માં બેઅદબી અને ગુસ્તાખી કરવાના કારણે તેઓ ઈમાન થી હાથ ધોઈ બેઠા છે. જાહેર માં કલ્મો પઢે છે, સંપૂર્ણ ઇસ્લામી વેશભુષા ધારણ કરીને નમાઝ અને રોઝા ના પાબંદ બની મુત્તકી, પરહેઝગાર અને નેક કર્મી જણાય છે, આલિમ, મુહદ્દિષ, મુફ્તી અને અન્ય ધાર્મિક હોદ્દાઓ ધરાવે છે. છતાં પણ ઇસ્લામ ના વર્તુળ થી બહાર ફેંકાઈ ગયા છે. જાહેર માં મો'મિન મુસલમાન નઝર

આવે છે પણ બારગાહે રિસાલત માં ગુસ્તાખી કરવાના કારણે તેઓ 'મુનાફિકો' ની ટોળકી માં ધકેલાઈ ગયા છે.

આવા બેહયા અને બેશરમ મુનાફિક મુલ્લાઓ એ ઇલ્મે દીન અવશ્ય શીખ્યું છે. મૌલાના અને મુફ્તી ની પદવીઓ અવશ્ય પ્રાપ્ત કરી છે, પણ તેઓ તે પદવીને લાયક ન હતા. "ના-અહલ" એટલે કે અસમર્થ અને લાયકાત થી વંચિત (Incapable) લોકોએ ઇલ્મ શીખ્યું અને ઇલ્મ ની ગૈરત (શિષ્ટતા) નો જનાઝો કાઢી નાખ્યો. એટલા માટે જ હુઝૂરે અકદસ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમે લાયકાત વિહોણા એટલે કે "ના-અહલો" ને ઇલ્મ નું શિક્ષણ આપવાની મનાઈ ફરમાવી છે.

## હદીષ

حضرت انس رضی اللہ تعالیٰ عنہ سے روایت ہے کہ حضور اقدس صلی اللہ تعالیٰ علیہ وسلم نے ارشاد فرمایا کہ:-

"وَاضِعُ الْعِلْمِ عِنْدَ غَيْرِ أَهْلِهِ كَمُقَلِّدِ الْخَنَازِيْرِ الْجَوَاهِرَ وَاللُّؤْلُؤَ وَالذَّهَبَ"

**حوالہ:**

(۱) مشکوٰۃ شریف، صفحہ:۳۴

(۲) سنن ابن ماجہ، باب:۳۹، حدیث نمبر:۲۲۹ صفحہ:۳۷، ناشر: جمعیۃ المکنز الاسلامی، القاہرہ، مصر)

**: ترجمہ :**

"نااہل کو علم سکھانے والا ایسا ہے جیسے سوروں کو جواہرات، موتی اور سونے کا ہار پہنانے والا"







**◙ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી અનુવાદ :-**

"હઝરત અનસ રદીઅલ્લાહો તઆલા અન્હો થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમે ફરમાવ્યું કે "ના-અહલ" (લાયકાત વિહોણા) ને ઇલ્મ નું શિક્ષણ આપનારો સુવ્વર ના ગળા માં હીરા, મોતી અને સોના નો હાર પહેરાવનાર જેવો છે."

## હદીષ

حضرت اعمش رضی اللہ تعالیٰ عنہ سے روایت ہے کہ حضور اقدس صلی اللہ تعالیٰ علیہ وسلم نے ارشاد فرمایا کہ:-

"اٰفَةُ الْعِلْمِ النِّسْيَانُ وَإِضَاعَتُهُ أَنْ تُحَدِّثَ بِهِ غَيْرَ أَهْلِهِ"

**حوالہ:**

(۱) مشکوٰۃ شریف، صفحہ:۳۷

(۲) سنن الدارمی، باب مذاکرۃ العلم، باب نمبر:۵۱، حدیث نمبر:۶۲۴، ص:۱۵۸، ناشر: دار الکتب العربی، بیروت، لبنان

**: ترجمہ :**

"علم کی آفت اسے بھول جانا ہے اور علم کو ضائع کرنا یہ ہے کہ تو اسے نااہل اور نالائق کو سکھائے۔"

**◙ ઉપરોક્ત હદીષ નો ગુજરાતી અનુવાદ :-**

"હઝરત અઅ્મશ રદીઅલ્લાહો તઆલા અન્હો થી રિવાયત છે કે હુઝૂરે અકદસ સલ્લલ્લાહો

અલૈહે વસલ્લમે ઇરશાદ ફરમાવ્યું કે ઇલ્મ ની આફત તેને ભુલી જવું છે અને ઇલ્મ ને વેડફી નાખવું એ છે કે તૂં ના-અહલ અને ના-લાયક ને ઇલ્મ શીખવે"

આ હદીષ શરીફ દ્વારા પુરવાર થયું કે ઇલ્મ (જ્ઞાન) શીખી ને પછી ભૂલી જવું આફત છે અને એવી વ્યક્તિ ને શિક્ષણ આપવું કે તે શિક્ષણ પ્રાપ્ત કર્યા પછી તેનો દુઃરૂપયોગ કરશે અથવા તેમાં એવી લાયકાત કે સંસ્કાર નથી, કે તે ઇલ્મ નો સદુપયોગ કરે, તો તેવી વ્યક્તિ ને ઇલ્મ શીખવવું, ઇલ્મ ને વેડફી નાખવા સમાન છે.

**લક્ષ ને પાત્ર :-**

حضرت مولانا جلال الدین رومی علیہ الرحمۃ والرضوان نے اپنے شہرۂ آفاق کلام ''مثنوی شریف'' میں مندرجہ بالا دونوں احادیث کریمہ کی ترجمانی اس شعر میں فرمائی ہے کہ:-

نا اہل را علم و فن آموختن
دادن تیغ ست دستِ راہزن

: ترجمہ :

''نااہل کو علم وہنر سکھانا ایسا ہے جیسے ڈاکو کے ہاتھ میں تلوار دینا''







▣ મસ્નવી શરીફ ના ઉપરોક્ત શેઅ્ર નો ગુજરાતી અનુવાદ :-

"હઝરત મૌલાના જલાલુદ્દીન રૂમી રહેમતુલ્લાહે તઆલા અલૈહે પોતાની વિશ્વ વિખ્યાત કિતાબ "મસ્નવી શરીફ" માં ઉપરોક્ત બન્ને હદીષો નો સારાંશ એક શેઅ્ર માં રજૂ કરીને ફરમાવે છે કે :-

"ના-અહલ ને ઇલ્મ અને કલા શીખવવું એવું છે જેવું કે ડાકુ ના હાથમાં તલવાર આપવી"

જાણવા મળ્યું કે "ના-અહલ" એટલે કે લાયકાત વિહોણા શખ્સ ને ઇલ્મ અને કલા નું શિક્ષણ આપવું ખતરા થી ખાલી નથી. કેમકે 'ના-અહલ' શખ્સ ઇલ્મ (જ્ઞાન) દ્વારા ફાયદો પહોંચાડવાના બદલે નુકસાન વધુ પહોંચાડે છે. ઇલ્મ માટે ફારસી ભાષા ની એક મશહૂર કહેવત છે કે "યક-મન-ઇલ્મ-રા-દેહ-મન-અક્લ-બાયદ" એટલે કે "એક મણ ઇલ્મ ને હઝમ કરવા (પચાવવા/Digest) માટે દસ (૧૦) મણ અક્કલ (સમજ) ની ઝરૂરત પડે છે." અમુક લાયકાત વિહોણા અને વિવેક બુદ્ધિ અને સામાન્ય સમજ (Comman Sense) ની ઉણપવાળા ઇલ્મ શીખીને આલિમ, મૌલાના, મૌલ્વી અને મુફ્તી ની પદવી ધારણ કરી લે છે, પણ બુદ્ધિ અને સમજ ની અનુપસ્થિતિ ના કારણે ઇલ્મ અને કલા ના પ્રબળ ભાવ અને તાત્પર્ય ને સમજવાની અને સહન કરવાની શક્તિ ન હોવાની નિર્બળતા રૂપી ઉણપ દ્વારા તે કૌમ અને મિલ્લત માટે હમેંશા આફત નો ઓછાયો જ પુરવાર થાય છે. જેથી ઉર્દૂ ભાષા માં એક કહેવત બહુ જ પ્રચલિત છે કે "નીમ હકીમ ખતર-એ-

જાન ઔર નીમ મુલ્લા ખતર-એ-ઈમાન"

ઉપરાંત એક અનુભવ સિધ્ધ અને મહત્વ ની બાબત એ પણ છે કે "ખુદા જબ દીન છીન લેતા હૈ, તો અક્લેં ભી છીન લેતા હૈ" વર્તમાન યુગ ના મુનાફિકો પોતાના બાતિલ અકીદાઓ ના કારણે દીન અને ઈમાન થી જ્યારે હાથ ધોઈ બેઠા છે, તો તેના ખરાબ પરિણામ સ્વરૂપે તેઓની બુધ્ધિ પણ બહેર મારી ગઈ છે. જ્યારે તેઓની અક્કલ અને સમજદારી નો દીપક પણ બુઝાઈ ગયો છે, ત્યારે તેઓમાં સામાન્ય સમજ અને વિવેક બુધ્ધિનો પણ કારમો દુષ્કાળ પડ્યો છે. આવી પરિસ્થિતી માં તેઓને ઇલ્મ ની વિવેકયુક્ત દક્ષતા, ભેદ કે તફાવત પારખવાનું ડહાપણ અને સુક્ષમ દ્રષ્ટિ ની પરખ જ પ્રાપ્ત નથી થતી, જેથી ઇલ્મ નો મર્મ, ભેદ અને મકસદ ની સાચી સમજ થી તેઓને દૂર નો પણ સબંધ નથી હોતો. જેથી જ સંસ્કાર, શિષ્ટતા, શરમ, લજ્જા, વિનમ્રતા, વિનયતા, સુશીલતા, સભ્યતા અને સદબુધ્ધિ તેઓમાં લાખ પ્રત્યનો કરવા છતાં પણ જોવામાં નથી આવતી.

કેમકે ........

- ❋ જે ગુસ્તાખે રસૂલ હોય છે, તે શરઅન મુનાફિક ના હુક્મ માં છે.
- ❋ મુનાફિક શખ્સ ઈમાન ના મહત્વ ના ગુણ 'હયા' અને 'શરમ' થી વંચિત હોવાના કારણે અશ્લીલ વાર્તાલાપ કરે છે.
- ❋ મુનાફિક ઇલ્મ શીખવાની લાયકાત નથી ધરાવતો છતાં પણ ઇલ્મ શીખે છે. મુનાફિક ઇલ્મ ના શિક્ષણ ક્ષેત્રે સંપૂર્ણ પણે લાયકાત વિહોણો છે અને લાયકાત વગર ના શખ્સ ને ઇલ્મ શીખવવું, તે સુવ્વર ના







ગળા માં હીરા મોતી અને સોના નો કિંમતી હાર પહેરાવવા અને ડાકૂ ના હાથ માં તલવાર આપવા સમાન છે.

- ❋ મુનાફિક માં લજ્જા અને શરમ ની સાથે સાથે બુધ્ધિ અને સમજ ની પણ ઉણપ હોય છે.

જેથી જ .....

મુનાફિક એક અજ્ઞાન અને અભણ ની જેમ બેહયાઈ અને બેશરમી ની અશોભનીય વાતો પોતાની મહેફિલો અને બેઠકો માં કોઈ પણ જાતના સંકોચ વગર કરે છે. તેની આ ચેષ્ટા ફક્ત બોલવા સુધી જ મર્યાદિત અને સિમિત નથી હોતી, બલ્કે તે આવી ઘૃણાસ્પદ વાતોને લખે છે અને છાપે પણ છે. તેની આવી બેશરમી ની વાતોને તેના અનુયાયીઓ, શિષ્યો, ચેલાઓ અને ચમચાઓ મઝહબી કિતાબો માં "તત્વજ્ઞાની વાર્તાલાપ" (હકીમાના ગુફ્તગૂ) ના શિર્ષક હેઠળ પ્રગટ કરીને સંસ્કારિક સાહિત્યની પ્રતિષ્ઠા અને પ્રતિભા ને લાંછન લગાડવાનું અધમ કૃત્ય કરે છે, ત્યારે એવી ભ્રાંતિ થાય છે, કે આ બેવકૂફ ચેલાઓ પોતાના બુધ્ધીહીન ગુરૂ થી બે (૨) નહીં બલ્કે ચાર (૪) ડગલા આગળ છે.

આવા નઠારા અને દ્રુષ્ટ લોકોની ટોળકી ને પોતાના અને પોતાના ગુરૂ ના ક્ષોભમય કર્મો અને કથનો પ્રત્યે લેશમાત્ર ગ્લાનિ, ખિન્નતા, ખેદ કે સંકોચ નથી થતો. ઉલ્ટાનું "કાચ ના ઘર માં બેસીને કોઈને પથ્થર મારવા" એ કહેવત

ને સાર્થક કરીને બુઝુર્ગોને દીન ના મુકદ્દસ દામનો ઉપર બેહયાઈ અને બેશરમી ના આક્ષેપો અને ખોટા આરોપો ના કાદવ ના છાંટા ઉડાડે છે.

આ કિતાબ નું નામ **"ગુસ્તાખે રસૂલ ફિર્કા ના સેક્સી મુલ્લા"** (Sexy Mulla) રાખવાનું કારણ એ છે, કે વર્તમાન યુગ ના મુનાફિકો એટલે વહાબી, દેવબંદી અને તબલીગી સંપ્રદાય ના અનુયાયીઓ ને પોતાના પેશ્વાઓના ગંદા આચરણો અને કથનો નથી દેખાતા અને એક સાચા આશિકે રસૂલ, એહલે સુન્નત ના ઇમામ, ચૌદમી સદી ના મહાન મુજદ્દિદ, આ'લા હઝરત, શૈખુલ ઇસ્લામ વલ મુસ્લેમીન, ઇમામ અહમદ રઝા મુહક્કિક બરેલ્વી રદીઅલ્લાહો તઆલા અન્હો વિરૂધ્ધ જૂઠ, અસત્ય અને બનાવટ નો આશરો લઈને ખોટા આક્ષેપો, આરોપો અને નિર્લજ્જ વિરોધ ની પરંપરા આરંભીને તેના અમલીકરણ સ્વરૂપે કુટપાથ છાપ ભાષા માં પુસ્તકો પ્રગટ કરીને એક વ્યવસ્થિત કાવત્રા અને ષડયંત્ર હેઠળ આ'લા હઝરત ઇમામ અહમદ રઝા ની વિશ્વવ્યાપી ખ્યાતી અને આદર સન્માન ને ઝાંખપ લગાડવાની કુ:ચેષ્ટા કરી રહ્યા છે. ત્યાં સુધી કે ઇમામ અહમદ રઝા એ પોતાની કિતાબ માં વર્ણન કરેલી ભૂતકાળ ના કોઈ વલી અને બુઝુર્ગ ની કરામત અને હિકાયત માં થી પણ શબ્દો ની સાઠમારી કરીને તેને તેઓએ અશ્લીલતા અને અસંસ્કારિકતા નું પહેરણ પહેરાવવા ના વ્યર્થ પરિશ્રમ કર્યા છે. જેના પુરાવા રૂપે દેવબંદી





ગ્રુપ ના બહુ જ કુખ્યાત અને વગોવાએલા લેખક પ્રોફેસર ખાલિદ મેહમૂદ માંચેસ્ટરી ની લખેલી કિતાબ "મુતાલએ બરેલ્વીયત" છે. જેના ખંડન માં મૈં અગાઉ બે(૨) કિતાબો લખી નાખી છે. આ ત્રીજી કિતાબ પણ વર્ણનીય કિતાબ ના જવાબ ની એક કડી રૂપે છે.

વાંચક મિત્રો થી સાદર નમ્ર વિનંતી છે, કે આ કિતાબ નું ધ્યાનપુર્વક નું વાંચન કરી ત્યાર બાદ ધીર ગંભીર બનીને શાંત ચિત્તે ચિંતન અને મનન કરીને બિન પક્ષપાતી વલણ અને ન્યાયપ્રિય દ્રષ્ટિ દ્વારા ફેસલો કરશો, એજ અભિલાષા.

ખાનકાહે આલિયા કાદરિયા
બરકાતિયા - મારેહરા મુતહ્હરા
અને
ખાનકાહે રઝવીયા નૂરિયા - બરૈલી શરીફ
નો અદના સવાલી

પોરબંદર
ઇસ્લામી તારીખ :-
૧૧, રબીઉલ આખર
હિ. ૧૪૩૫
અંગ્રેજી તારીખ :-
૧૨--૦૨-૨૦૧૪
બુધવાર

અબ્દુસ્સત્તાર હમદાની 'મસરૂફ'
(બરકાતી-નૂરી)



# “થાનવી સાહેબ ની મહેફિલ માં બાલિશ, અસંગત અને અર્થહીન અશ્લીલ વાર્તાલાપ”

**આલિમે દીન ની મહેફિલ માં બેસવું અને આલિમે દીન ની વાતો સાંભળવી પણ ઇબાદત છે. જેથી જ હુઝૂરે અકદસ, રહમતે આલમ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમે આલિમે દીન ની સોબત અપનાવી, તેની મજલિસ માં જવું અને શરીઅત ના કાનૂન નું શિક્ષણ મળે, તેવી વાતો સાંભળવાની તાકીદ અને પ્રેરણા આપી છે. આ વિષય ના અનુસંધાને અમુક હદીષો રજૂ છે :-**

**હદીષ નં. ૧**

حضرت عبداللہ بن عباس رضی اللہ تعالیٰ عنہ سے روایت ہے کہ حضور اقدس صلی اللہ تعالیٰ علیہ وسلم نے ارشاد فرمایا کہ:-

**" مُجَالَسَةُ الْعُلَمَاءِ عِبَادَةٌ ۔ رَوَاهُ الدَّيْلَمِيُ فِي الْفِرْدَوْسِ "**

**حوالہ:**

(۱) کنز العمال فی سنن الاقوال والافعال، مؤلف: علامہ علاء الدین علی المتقی، المتوفی ۹۷۵ھ، جلد: ۱۰، کتاب العلم، باب اول، صفحہ: ۶۴، حدیث نمبر: ۲۸۷۵۲، مطبوعہ: دار الکتب العلمیہ، بیروت، لبنان۔







**: ترجمہ :**

”عالموں کے ساتھ بیٹھنا عبادت ہے۔ اس حدیث کو دیلمی نے مسند الفردوس میں روایت کیا۔“

**▣ ઉપરોક્ત હદીષ શરીફ નો ગુજરાતી અનુવાદ:-**

**“હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ રદીઅલ્લાહો તઆલા અન્હો થી રિવાયત છે કે હુઝૂરે અકદસ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમે ઇરશાદ ફરમાવ્યું કે આલિમો ની સંગાથે બેસવું ઇબાદત છે.**

**આ હદીષ ને દયલમી એ મુસ્નદુલ ફિરદૌસ માં રિવાયત કરી છે.”**

**હદીષ નં. ૨**

حضرت عبداللہ بن عباس رضی اللہ تعالیٰ عنہ سے مروی ہے کہ:-

**" إِذَا مَرَرْتُمْ بِرِيَاضِ الْجَنَّةِ فَارْتَعُوا ❑ قِيْلَ وَمَا رِيَاضُ الْجَنَّةِ ؟ قَالَ مَجَالِسُ الْعُلَمَاءِ "**

**حوالہ:** (۱) کنز العمال، مؤلف: علامہ علاء الدین علی المتقی، المتوفی ۹۷۵ھ، جلد: ۱۰، کتاب العلم، باب اول، صفحہ: ۶۰، حدیث نمبر: ۲۸۶۹۱، مطبوعہ: دار الکتب العلمیہ، بیروت، لبنان۔

**: ترجمہ :**

”جب تم جنت کے باغوں میں سے گزرو، تو چر لیا کرو۔ عرض کیا گیا کہ جنت کے باغ کیا ہیں؟ فرمایا: عالموں کی مجلسیں۔“

■ ઉપરોક્ત હદીષ શરીફ નો ગુજરાતી અનુવાદ:-

**"હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ રદીઅલ્લાહો તઆલા અન્હો થી રિવાયત છે કે હુઝૂરે અકદસ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમે ઇરશાદ ફરમાવ્યું કે જ્યારે તમો જન્નત ના બગીચાઓ માં થી પસાર થાઓ, ત્યારે તે બાગો માં થી ચરી (ખાઈ) લો. અર્ઝ કરવામાં આવી કે જન્નત ના બાગ શું છે ? ફરમાવ્યું કે આલિમો ની મજલિસો"**

## હદીષ નં. 3

امیر المؤمنین حضرت عمر بن خطاب رضی اللہ تعالی عنہ سے مروی ہے کہ:-

" لَا تُفَارِقُوْا مَجَالِسَ الْعُلَمَاءِ فَإِنَّ اللّٰهَ لَمْ يَخْلُقْ تُرْبَةً عَلٰى وَجْهِ الْاَرْضِ أَكْرَمَ مِنْ مَّجَالِسِ الْعُلَمَاءِ "

**حوالہ:** تفسیر کبیر، لامام فخر الدین رازی، المتوفی ۶۰۴ھ، جلد:۲، سورۃ البقرہ، ص:۲۱۰، مطبوعہ: دار الفکر، بیروت، لبنان

**: ترجمہ :**

"عالموں کی مجلسوں سے الگ نہ رہو۔ اس لئے کہ اللہ تعالی نے روئے زمین پر عالموں کی مجلسوں سے بڑھ کر مٹی کو پیدا نہیں فرمایا۔"

■ ઉપરોક્ત હદીષ શરીફ નો ગુજરાતી અનુવાદ:-

**"અમીરૂલ મોઅ્મેનીન હઝરત ઉમર ઇબ્ને ખત્તાબ રદીઅલ્લાહો તઆલા અન્હો થી રિવાયત છે કે હુઝૂરે અકદસ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમે**







**ફરમાવ્યું કે આલિમો ની મજલિસ થી અલગ ન રહો. એટલા માટે કે સમગ્ર ધરતી માં આલિમો ની મજલિસો થી વધીને (ઉત્તમ) માટી અલ્લાહ તઆલા એ પૈદા નથી કરી"**

## હદીષ નં. ૪

حضرت ابو ہریرہ رضی اللہ تعالی عنہ سے روایت ہے کہ:-

" كَلِمَةُ حِكْمَةٍ يَسْمَعُهَا الرَّجُلُ خَيْرٌ لَّهٗ مِنْ عِبَادَةِ سَنَةٍ وَالْجُلُوْسُ سَاعَةً عِنْدَ مُذَاكَرَةِ الْعِلْمِ خَيْرٌ مِّنْ عِتْقِ رَقَبَةٍ - رَوَاهُ الدَّيْلَمِيُّ "

**حوالہ:** (۱) کنز العمال، مؤلف: علامہ علاء الدین علی المتقی، المتوفی ۹۷۵ھ، جلد:۱۰، کتاب العلم، باب الاول فی الترغیب فیہ، ص:۷۷، حدیث نمبر:۲۸۹۱۹، مطبوعہ: دار الکتب العلمیہ، بیروت، لبنان۔

**: ترجمہ :**

"شریعت کی ایک بات کا سننا، سال بھر کی عبادت سے بہتر ہے اور علم دین کی گفتگو کرنے والوں کے پاس ایک گھڑی بیٹھنا غلام آزاد کرنے سے بہتر ہے۔"

■ ઉપરોક્ત હદીષ શરીફ નો ગુજરાતી અનુવાદ:-

**"હઝરત અબૂ હુરૈરા રદીઅલ્લાહો તઆલા અન્હો થી રિવાયત છે કે હુઝૂરે અકદસ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમે ફરમાવ્યું કે શરીઅત ની એક**

વાત સાંભળવી પૂરા વર્ષ ની ઇબાદત થી બહેતર છે અને ઇલ્મે દીન ની ચર્ચા કરનારાઓ પાસે એક પળ (ક્ષણ) બેસવું ગુલામ આઝાદ કરવાથી ઉત્તમ છે.”

ટૂંક માં જે આલિમે દીન ની મજલિસ માં દીન ના મસાઇલ અને એહકામે શરીઅત ની ચર્ચા થતી હોય, તેવી મજલિસ માં જવું અને શામેલ થવું અતિ ઉત્તમ ઇબાદત છે.

આલિમે દીન ની મજલિસ ની મહત્વતા, અગત્યતા, અગ્રતા, આવશ્યતા, અનિવાર્યતા, ઉત્તમતા, ઉત્કૃષ્ટતા, શ્રેષ્ઠતા, (Excellence, Superiority) તથા અન્ય ફાયદાઓ ના અનુસંધાને અનેક હદીષો ઉપલબ્ધ છે, જે બધી હદીષો નું વર્ણન સ્થળ સંકોચ ના કારણે શક્ય ન હોય, ફક્ત ચાર (૪) હદીષો અહીં રજૂ કરી છે. ઉપરોક્ત વર્ણનીય ચારેય (૪) હદીષો નું તારણ એ છે કે :-

- ❋ આલિમો ની સાથે બેસવું ઇબાદત છે.
- ❋ આલિમો ની મજલિસો જન્નત ના બાગ છે તેમાં થી કંઈક પણ ખાઈ લેવુ જોઇએં.
- ❋ આલિમો ની મજલિસ માં બેસી દીન ની એક વાત સાંભળવી પૂરા વર્ષ ની ઇબાદત થી ઉત્તમ છે.
- ❋ આલિમ પાસે એક પળ (મિનીટ) બેસવું, ગુલામ આઝાદ કરવાના નેક કાર્ય થી પણ બહેતર છે.
- ❋ આલિમ ની મજલિસ થી વિમુખ (અલગ) ન થવું જોઇએં.
- ❋ ધરતી ઉપર આલિમ ની મજલિસ થી ઉત્તમ કોઈ માટી નથી.







ઉપરોક્ત બધી ફઝીલતો તેવા આલિમો ની મજલિસો ની છે જે ‘ઓલોમા-એ-હક’ એટલે કે સાચા આલિમો છે. તે સાચા એહલે સુન્નત વ જમાઅત ના આલિમો ની મજલિસો માં ફક્ત દીની મસાઇલ અને મઝહબ ને લગતી બાબતો ની જ ચર્ચા થતી હોય છે, તે સાચા આલિમો ની મજલિસો માં સંસ્કાર, સદગુણો, મર્યાદા, વિવેક, વિનય, લજ્જા, શરમ, જ્ઞાન ગહનતા, ગંભીરતા, મક્કમતા, સ્થિરતા વિગેરે જેવા અનેક સદ વિચારો નું વાતાવરણ સ્થાપિત હોય છે. વ્યર્થ બકવાસ, અસમાજિક અને અસંસ્કારી વાર્તાલાપ, હાસ્યાસ્પદ, ઘૃણાસ્પદ કે બેહૂદા ચર્ચા ને સ્થાન નથી મળતું, બલ્કે એવા દુષણો ને વખોડી કાઢીને તેનાથી બચવાની તકેદારી રાખવાની કડક સુચના અને પાલન હોય છે.

પણ .......

વહાબી, દેવબંદી અને તબલીગી જમાઅત ના “હકીમુલ-ઉમ્મત” અને બની બેઠેલા “મુજદ્દિદ” મોલ્વી અશરફ અલી થાનવી સાહેબ ની મજલિસો, મેહફિલો, સભા-બેઠકો માં બેહુદા, બાલિશ, વ્યર્થ, અસંગત, હાસ્યાસ્પદ, ગંદી, અશ્લીલ અને ઉટપટાંગ વાર્તાલાપ બહુ જ વિપુલ પ્રમાણ માં થતો હતો અને તે ઘૃણાસ્પદ વાર્તાલાપ ને થાનવી સાહેબ ના ચેલા અને ચમચાઓ એ લખીને કથનો ના સંગ્રહ તરીકે પુસ્તક સ્વરૂપે પ્રસિદ્ધ કરવાની મુર્ખાઈ કરી, જેને વાંચીને એક સાચા અને સંસ્કારી મુસ્લિમ નું માથું શરમ થી ઝુકી જશે.

જ્યારે કોઈ ઇસ્લામ ના કટ્ટર શત્રુ ના હાથ માં ઓલોમા-એ-દેવબંદ ની અશ્લીલતા વર્ણન અને વ્યક્ત કરનારી કિતાબ આવે છે, ત્યારે તે દેવબંદી આલિમો ના કાળા કરતૂતો ને

મુદ્દો (Base) બનાવી ને ઇસ્લામ અને મુસ્લિમો ની વિરૂધ્ધ ઝેર ઓકીને પોતાના મન ની અગ્નિ ના ધુમાડા કાઢે છે અને ઇસ્લામ અને મુસ્લિમો ના નિર્મળ, નિર્ભેળ અને નિષ્કલંક દામન ને અશ્લીલતા નો ડાઘ લગાડવાની મિથ્યા કોશિશ કરવામાં સમગ્ર શક્તિ ખર્ચી નાખે છે.

વહાબી, દેવબંદી અને તબલીગી પંથ (Sect) ના પેશ્વા અને વડવા માં જેઓની ગણના થાય છે, તેવા ⊙ મોલ્વી મુહમ્મદ ઇબ્ને અબ્દુલ વહાબ નજદી ⊙ મોલ્વી કાસિમ નાનોત્વી ⊙ મોલ્વી રશીદ અહમદ ગંગોહી ⊙ મોલ્વી મન્સૂર અલી કાસમી મુરાદાબાદી ⊙ મોલ્વી ફયઝુલ હસન કાંધલ્વી ⊙ હાફિઝ ઝામિન થાનવી ⊙ થાનવી સાહેબ નો ખાસ ખલીફા ખ્વાજા અઝીઝુલ હસન ગૌરી ⊙ થાનવી સાહેબ ના મામા શૌકત અલી ⊙ પીર ઝામિન અલી જલાલાબાદી વિગેરે ના જીવનવૃતાંત ઉપર આધારિત પુસ્તકો ના પાના (Pages) ઉથલાવશું, તો સંખ્યાબંધ અનેક પ્રસંગો અને ઘટનાઓ દ્રષ્ટિગોચર થશે, કે આ લોકો પોતાના આચરણ, વર્તન, કથન અને વહેવાર માં અશ્લીલ વાણી, ગંદી અને હલકી ભાષા, અસભ્ય વાર્તાલાપ, લજ્જા અને શરમ વિહોણા શબ્દ પ્રયોગ અને અશ્લીલ કર્તવ્ય ના અનેક દ્રષ્ટાંતો રજૂ કરી ગયા છે, કે એક સામાન્ય કક્ષા નો જાહિલ અને અજ્ઞાન શખ્સ પણ તેઓના ગંદા આચરણો ની દાસ્તાન વાંચીને કે સાંભળીને છાતી ઠોકીને એવો ઉદગાર કાઢશે કે "વેશ ફરિશ્તા જેવો અને કામ શૈતાન જેવા"

આશ્ચર્ય તો એ વાત નું છે કે વર્તમાન યુગ ના મુનાફિકો પોતાના વર્ણનીય પેશ્વાઓ ના જીવન વૃતાંત માં આવા અશ્લીલ, બેહૂદા, નિર્લજ્જ, વ્યર્થ, હાસ્યાસ્પદ અને અસંસ્કારી કથનો







અને આચરણો ને ગર્વિષ્ઠ બનીને છાપે છે અને બેશરમી નું ઉદાહરણ પુરૂં પાડે છે.

એક મહત્વ ની બાબત પણ લક્ષ ને પાત્ર છે, કે અંબિયા-એ-કિરામ, ઔલિયા-એ-ઇઝામ, બુઝુર્ગાને દીન અને મિલ્લતે ઇસ્લામિયા ના અન્ય મહાનુભવો ના જીવનવૃતાંતો અને સોનેરી કથનો છાપવાની જે પ્રણાલિકા છે, તેનો મૂળ આશય અને ઉદ્દેશ એ છે, કે તેના વાંચન દ્વારા ઈમાન ની મઝબૂતી અને ચુસ્તતા, અમલ ની પાબંદી, સંસ્કારિક વર્તન, શિષ્ટાચાર, નમ્રતા, લજ્જા અને શરમ, માનવતા ની ઉચ્ચ ભાવના, સુશીલ કર્મો ની સુંદરતા, વિચારો ની પવિત્રતા, સત્ય ધારણ કરવાની મક્કમતા, દીને ઇસ્લામ ઉપર અડગ વિશ્વાસ ની સ્થિરતા વિગેરે જેવા સદગુણો ની પ્રેરણા અને ભાવના જન્મે છે અને વાંચક ના જીવન માં દુષણો ને તજી દઈને પાપરહિત જીવનશૈલી અપનાવવાનું પરિવર્તન આવે છે. જેથી જ મિલ્લતે ઇસ્લામિયા ના ઉપદેશકો અને ધાર્મિક વક્તાઓ ઇસ્લામી જનસમુદાય ને બુઝુર્ગાને દીન ના જીવન ચરિત્ર ના વાંચન ની શીખ, ભલામણ, પ્રેરણા અને સલામતી ની આલ બેલ કરીને સાચા પંથે ચાલવાની સલાહ આપે છે.

પણ ......

ઓલોમા-એ-દેવબંદ ની રોજ ની દિન ચર્ચા અને અશ્લીલ આચરણો, કથનો અને વર્તનો ની 'ગંદી દાસ્તાન' છાપીને દેવબંદી વર્ગ ના પુસ્તક ના પ્રકાશકો મિલ્લતે ઇસ્લામિયા ને કેવો પૈગામ અને સંદેશો આપવા માંગે છે ? આવા સંસ્કાર ને નષ્ટકર્તા અને શિષ્ટાચાર નું નખોદ વાળી નાખનારા ઘૃણાસ્પદ અને અગમ્ય સાહિત્ય નું પ્રકાશન વાસ્તવ માં વખોડવાને પાત્ર છે, પણ તે બુદ્ધિ વિહોણા પ્રકાશકો એવું

સમજે છે, કે અમે કૌમ અને સમાજ ની ઉત્તમ સેવા બજાવી રહ્યા છીએ પણ હકીકત એ છે, કે તેવા નઠારા પ્રકાશકો આવા અશ્લીલ અને અનૈતિક સાહિત્ય લોકો સુધી પહોંચાડી લોકો ની પાકીઝા વિચારધારા નું અધઃપતન કરવાની કુઃસેવા અને હાનિકારક પ્રવૃતિ કરી રહ્યા છે. લોભામણી અને છેતરામણી જાહેરાત અને અસત્ય ઉપર આધારિત પ્રચાર ના બણગાં ફૂંકી ને આવા ગુમરાહ કરનારા સાહિત્ય ને ઘર ઘર પહોંચાડવાની જુંબેશ આમ કરવામાં આવે છે. લોકો સામાજિક સબંધ, સગાવાદ અને અન્ય પ્રલોભનો થી પ્રેરાઈ ને, દબાઈ ને, લાલચ ની લાળ માં પલળી જઈ ને, ડર, ભય અને દબાણ ને વશ થઇને, પરાણે અને કઃમને આવા સાહિત્ય ને મજબૂરી થી ખરીદે છે. આવા સાહિત્યો ની વેચાણ વ્યવસ્થા સંભાળનારા અસમાજિક તત્વો ની ધાક-ધમકી અને અન્ય પ્રકારે પ્રભાવ નાખીને ધૂમ વેચાણ નો વકરો અને નફો હણી લેવા માં **"હયા વાલા અપની હયા સે ડરા-બેહયા સમઝા મુઝ સે ડરા"** વાળી કહેવત ને સાર્થક કરવામાં આવે છે.

ઓલોમા-એ-દેવબંદ ના પેશ્વાઓ માં જેને પણ જુઓ, તે ચીકણી ઝમીન માં લપસી પડેલો જણાય છે. બાળાવસ્થા અને ખાસ કરીને "ટીનેજર" તબક્કા માં એટલે કે ૧૩,વર્ષ થી ૧૯,વર્ષ વચ્ચેના સમય ગાળા માં તથા ભરપૂર જવાની માં તો જે કંઈપણ કર્યું, તે કર્યું, જેમકે :-

*નદામત હુઈ હશ્ર મેં જિન કે બદલે*
*જવાની કી દો-ચાર નાદાનિયાં થીં*

પણ હવે વૃધ્ધાવસ્થા અને બુઢાપા ના દિવસો માં પણ ચારિત્રહીનતા ના એવા નાટક ભજવે છે, કે તેને જોઇને ઉર્દૂ ભાષા ની એક મશહૂર કહેવત યાદ આવે છે, કે **"અસ્સી(૮૦) બરસ કી ઉમ્ર - નામ મીયાં માસૂમ"** ગુજરાતી ભાષા ની કહેવત છે કે **"ઘરડી ઘોડી લાલ લગામ"**





ઓલોમા-એ-દેવબંદ માં મોલ્વી અશરફ અલી સાહેબ થાન્વી અશ્લીલ વાર્તાલાપ (Sexy Talk) માં મોખરા નું સ્થાન ધરાવતા હતા. તેઓની મહેફિલ ની દિન ચર્યા માં મઝહબી, સામાજિક, રાજકીય, આર્થિક, વાણીજ્ય અને દામ્પત્ય જીવન સબંધે ના શરઈ મસાઇલ ની બાબતો ના અનુસંધાને મોટા ભાગે અને ઘણી વખત થાન્વી સાહેબ સેક્સ (વાસના) સબંધી દાખલાઓ અને ઉદાહરણો વ્યક્ત કરીને પોતાની વાત સમજાવવા નો પ્રયત્ન કરતા હતા.

થાનવી સાહેબ ના કથનો ના સંગ્રહક અને સંપાદક મોલ્વી નસીમ અહમદ બિન શમ્સુલ હસને પણ આ હકીકત નો સ્વીકાર અને એકરાર કરતા લખ્યું છે કે :-

"چنانچہ سینکڑوں باتیں مجھ کو ایسی معلوم ہیں، جن کو میں کسی کے سامنے نہیں بیان کرتا۔ بعض تذکروں کو جو میں نے دیکھا، تو ان میں میں نے بہت سے ایسے ملفوظات پائے، جو ہرگز اس قابل نہ تھے کہ ان کو ضبط کر کے شائع کیا جاتا۔ بعضی بہت ہی پوچ اور لچر حکایت بھی ان میں درج کردی گئی ہیں۔ حالانکہ ایسا معلوم ہوتا ہے کہ محض مزاح میں وہ بیان کردی گئی ہوں۔ بس صرف ایسے ہی ملفوظات منضبط کرنے چاہئیں، جن میں کوئی علمی یا عملی فائدہ ہو۔"

**حوالہ:** (۱) الافاضات الیومیہ من الافاضات القومیہ (پرانا ایڈیشن ۔ ۱۴۱۰ھ) تھانوی صاحب کے ملفوظات کا مجموعہ، باہتمام: نسیم احمد بن شمس الحسن، ناشر: مکتبۂ دانش (ادارہ فکر اسلامی) دیوبند (یو۔پی)۔ جلد چہارم میں جلد پنجم، قسط نمبر:۲، ملفوظ نمبر:۱۶۱، اوپر کا صفحہ نمبر:۲۰۵، نیچے کا صفحہ نمبر:۹۳۔

(۲) الافاضات الیومیہ من الافاضات القومیہ (نیا ایڈیشن، طبع اول ۱۹۹۹ء) تھانوی صاحب کے ملفوظات کا مجموعہ، ناشر:مکتبۂ دانش، دیوبند، (یو۔پی) جلد:۵،حصہ:۹،صفحہ:۳۹۴،ملفوظ نمبر:۲۴۸۔

**▣ ઉપરોક્ત ઇબારત નો ગુજરાતી અનુવાદ :-**

**"જેમ કે સેંકડો એવી વાતો ની મને જાણકારી છે, જેને હૂં કોઈની સમક્ષ વર્ણન નથી કરતો. અમુક વર્ણનો જ્યારે મૈં જોયા, તો તેમાં મને અનેક એવા કથનો પ્રાપ્ત થયા કે જે હરગિઝ એવા ન હતા કે તેને સંગ્રહીને પ્રકાશન કરવામાં આવે. ઘણી બધી "પોચ" અને "લચર" હિકાયતો પણ તેમાં લખી નાખવા માં આવી છે. જો કે એવું જણાય છે ફક્ત મનોરંજન માટે તે હિકાયતો વર્ણન કરી દેવા માં આવી હોય, માટે ફક્ત એવા કથનો જ સંગ્રહ કરવા જોઇએં, જેમાં કોઈ ઇલ્મી અથવા અમલી ફાયદો હોય"**

**હવાલો :-**

**(૧) "અલ-ઇફાદાતિલ-યવમિયા" (જુનું એડીશન હિ.૧૪૧૦), થાનવી સાહેબ ના મલ્ફૂઝાત નો સંગ્રહ, પ્રકાશન વ્યવસ્થા : નસીમ અહમદ ઇબ્ને શમ્સુલ હસન, પ્રકાશક :- મક્તબા દાનિશ (ઇદારા ફિક્રે ઇસ્લામી), દેવબંદ (યુ.પી.) જિલ્દ ચોથી માં પાંચમી જિલ્દ, કિસ્ત નં. ૨, મલ્ફૂઝ નં. ૧૬૧, ઉપર ના પેઇજ નં.૨૦૫, નીચે ના પેઇજ નં. ૯૩**

**(૨) "અલ-ઇફાદાતિલ-યવમિયા" (નવું એડીશન) આવૃતિ પહેલી, ઇ.સ.૧૯૯૯, થાનવી સાહેબ ના મલ્ફૂઝાત**







**નો સંગ્રહ, પ્રકાશક :- મક્તબા દાનિશ -દેવબંદ (યુ.પી.) જિલ્દ નં.૫,હિસ્સા નં.૯, મલ્ફૂઝ નં. ૨૪૮, પેઇજ નં.૩૯૪**

**ઉપરોક્ત ઇબારત ના અનુસંધાને કંઈ પણ વિવેચન કરતાં પહેલાં ઇબારત માં વર્ણનીય બે (૨) શબ્દો (૧) પોચ અને (૨) લચર નો અર્થ શબ્દકોશ (Dictionary) દ્વારા જાણીએ :-**

**▣ <u>પોચ</u> ( پوچ ) = લગ્વ, બેહૂદા, મહમલ, ઝલીલ, હકીર, કમીના, નીચ**
**(હવાલો :- ફિરોઝુલ્લુગાત, પેઇજ નં. ૩૦૭)**

**<u>પોચ</u> ( پوچ ) =** Absurd, Useless, Shabby, Obsceme
**(હવાલો :-** English Urdu English Combined Dictionary, by :- Dr. A. Haqe Page - 766)

**★ ઉપરોક્ત બન્ને હવાલાઓ ના તારણ સ્વરૂપે 'પોચ' શબ્દ ના ગુજરાતી અર્થો ⊙તુચ્છ ⊙અર્થહીન ⊙ઉટપટાંગ ⊙બેહુદું ⊙બીભત્સ ⊙હલકટ ⊙અશ્લીલ ⊙નીચ ⊙નીરૂપયોગી**

**▣ <u>લચર</u> ( لچر ) = લગ્વ, મહમલ, બેહૂદા, બેવુકૂફ, અહમક, બે-રબ્ત, બે-મઅ્‌ની, બેતુકી (બાત)**
**(હવાલો :- ફિરોઝુલ્લુગાત, પેઇજ નં. ૧૧૫૦)**

**<u>લચર</u> ( لچر ) =** Foolish, Simpleton
**(હવાલો :- ઉપરોક્ત અંગ્રેજી ઉર્દૂ ડિક્ષનેરી, પેઇજ નં. ૧૧૨૨)**

**★ ઉપરોક્ત બન્ને હવાલાઓ ના તારણ સ્વરૂપે 'લચર' શબ્દ ના ગુજરાતી અર્થો ⊙મુરખવેડા ⊙બાધું ⊙ગતાગમ વિનાનું ⊙નાદાની ⊙બાલિશતા**

ઉપરાંત "અલ-ઇફાદાતિલ-યવમિયા" ની ઉપરોક્ત ઇબારત ના નિમ્નલિખિત વાક્યો પ્રત્યે એકાગ્રતા પુર્વક લક્ષ કરીએં.

★ "સેંકડો એવી વાતો ની મને જાણકારી છે. જેને હૂં કોઈની સમક્ષ વર્ણન નથી કરતો."

★ "અનેક એવા કથનો પ્રાપ્ત થયા, જે હરગિઝ એવા ન હતા કે તેને સંગ્રહીને પ્રકાશન કરવામાં આવે"

★ "ઘણી બધી "પોચ" અને "લચર" હિકાયતો પણ તેમાં લખી નાખવા માં આવી છે."

★ "એવું જણાય છે કે ફક્ત મનોરંજન માટે તે હિકાયતો વર્ણન કરી દેવામાં આવી હોય"

ઉપરોક્ત વાક્યો ના અનુસંધાને વિસ્તૃત ચર્ચા કરીએં:-

● થાનવી સાહેબ ના કથનો ના સંગ્રહ કર્તાએ સ્વંય એકરાર કર્યો છે, કે મને થાનવી સાહેબ ના મલ્ફૂઝાત (કથનો) માંથી કોઈની પણ સામે વર્ણન ન કરી શકાય, તેવી બે-ચાર વાતો જ નહીં, બલ્કે સેંકડો વાતો ની ખબર છે. જેનો સ્પષ્ટ અર્થ એ થયો કે થાનવી સાહેબ ની મહેફિલ અને સભા બેઠક માં આવી અશ્લીલ વાતો વિપુલ પ્રમાણ માં થતી હતી. ક્યારેક ક્યારેક અથવા અચાનક સ્વરૂપે મનોરંજન અને આનંદ પ્રદાન કરવા માટે આવી બીભત્સ, બૈહૂદા, અર્થહીન અને ઉટપટાંગ વાતો નહોતી થતી બલ્કે થાનવી સાહેબ ની મહેફિલો અને મજલિસો આવા પ્રકાર ના વાર્તાલાપ થી જ ભરપૂર હતી. તેથી જ તો મલ્ફૂઝાત ના જામેઅ (કથનો ના સંગ્રહક) એ સ્વીકાર કર્યો છે, કે "આવી સેંકડો વાતો ની મને જાણકારી છે."







● કેવી વાતો તેઓ (સંગ્રહક) જાણતા હતા ? એવી વાતો કે "જેને હૂં કોઈની સમક્ષ વર્ણન નથી કરતો" શા માટે કોઈની સમક્ષ વર્ણન નથી કરી શકતા ? એટલા માટે કે તે કથનો અને વાતો સંસ્કાર, શિષ્ટાચાર, નીતિમત્તા, સભ્યતા, નૈતિકતા અને વિનય-વિવેક વિહોણી હતી. જે એક સંસ્કાર મય મહેફિલ ને લાયક નહોતી. તે કથનો હરગિઝ એવી લાયકાત નહોતા ધરાવતા કે તેનો સંગ્રહ કરીને છાપવામાં આવે. એવી શું બાબત તે કથનો માં હતી, કે તેને છાપવા જોઇએં નહીં ? ખૂદ કથનો ના સંગ્રહક ના શબ્દો જ સાંભળો. "તેમાં ઘણી બધી 'પોચ' અને 'લચર' હિકાયતો પણ લખી નાખવા માં આવી છે." એટલે કે થાનવી સાહેબ ના મલ્ફૂઝાત (કથનો) માં "પોચ" અને "લચર" એટલે કે તુચ્છ, અર્થહીન, બૈહુદા, ઉટપટાંગ, બીભત્સ, હલકટ, અશ્લીલ, નીચ, નીરૂપયોગી, નાદાન, બાલિશ અને મુરખવેડા ઉપર આધારિત કક્ષા ની વાતો જ મોટા ભાગે થતી હતી. બલ્કે આવા પ્રકાર ની જ ઘૃણાસ્પદ વાતો વિપુલ પ્રમાણ માં થતી હતી. કેમકે ઉપરોક્ત ફકરા માં એ મુજબ વાક્ય નથી કે "પોચ ઔર લચર હિકાયત દર્જ થીં", બલ્કે વાક્ય એ પ્રમાણે છે, કે "બહોત હી પોચ ઔર લચર હિકાયાત ઉન મેં દર્જ કર દી ગઈ હૈં" એટલે કે ઘણી બધી પોચ અને લચર હિકાયતો (ઘટનાઓ) તેમાં લખી નાખવામાં આવી છે. જેનો અર્થ એ થયો કે થાનવી સાહેબ ની મહેફિલો અને મજલિસો માં "ઘણી બધી" એટલે કે વધુ પ્રમાણ માં 'પોચ' અને 'લચર' વાર્તાલાપ થતો હતો.

● થાન્વી સાહેબ ના કથનો ના સંગ્રહકે ચોખ્ખા શબ્દો માં વાસ્તવિકતા નો સ્વીકાર કર્યો છે, કે થાનવી સાહેબ ના કથનો માં બીભત્સતા, અશ્લીલતા, ઉટપટાંગ અને ગતાગમ વિનાની બાલિશતા છે. આ બાબત ની સત્યતા ની કબૂલાત કરી લીધા પછી ગુલાટ મારી ને થાનવી સાહેબ પ્રત્યે ની અંધશ્રધ્ધા ના આવેશ અને ભાવના થી પ્રેરાઈ ને થાનવી સાહેબ ના બચાવ (Defence) નો પ્રયાસ પણ કર્યો છે અને થાનવી સાહેબ દ્વારા ઉચ્ચારવા માં આવેલા વિસ્મય-સુચક બોલ નો લૂલો બચાવ કરતાં લખ્યું છે, કે "ઐસા મા'લૂમ હોતા હૈ કિ મહઝ મઝાહ મેં વો બયાન કર દી ગઈ હોં" એટલે કે એવું જણાય છે કે ફક્ત મનોરંજન માટે તે હિકાયતો વર્ણન કરી દેવામાં આવી હોય.

● આ વાક્ય ના પ્રારંભ માં "એવું જણાય છે" લખીને સંગ્રહકે ખૂદે જ બચાવ ના ટાંટિયા ભાંગી નાખી ને બચાવ ને લૂલો અને લંગડો બનાવી દીધો છે. એવું જણાય છે નો અર્થ એ થયો કે આ વાત ચોક્કસ અને ખાત્રી પુર્વક (Certainly) સાચી ન કહી શકાય કે થાન્વી સાહેબ આવી વાતો ફક્ત મનોરંજન પ્રદાન ના આશય થી કહી હોય. બલ્કે ⊙એવું લાગે છે ⊙બની શકે ⊙કદાચ આવું પણ હોય ⊙એવો અંદાઝો પણ લગાવી શકાય ⊙એવી શંકા છે ⊙એવું ભાસે છે ⊙એવી ભ્રાંતિ થાય છે ⊙એવો ભ્રમ છે, જેવા દ્રઢતા અને ચોક્કસતા વિહોણા શબ્દો ની શક્યતા વ્યક્ત કરીને થાનવી સાહેબ ના બચાવ ના ફૂગા ને તિક્ષણ અણી વાળી સોય થી અથડાવી રહ્યા છે, જે પલભર માં ફૂટી જશે.







<u>મઝાહ</u> (مزاح) કે જેનો ઉર્દૂ શબ્દકોશ માં ⊙ખૂશતબઈ ⊙મઝાક અને ⊙હંસી અર્થો લખ્યા છે.

(હવાલો :- ફિરોઝુલ્લુગાત, પેઇજ નં. ૧૨૩૭)

ઉપરોક્ત ત્રણ(૩) અર્થો ના અંગ્રેજી અને ગુજરાતી અર્થો જોઇએ :-

▣ **ખુશતબઈ** = Merry એટલે કે હસમુખો, આનંદી, પ્રસન્ન.

▣ **મઝાક** = Joke, Pleasantry એટલે કે ગમ્મત, ઠઠ્ઠા-મશ્કરી, મજાક.

▣ **હંસી** = Jester, Humorous એટલે કે મશ્કરો, વિદુષક, ટોળ અને મશ્કરી કરનારો, હાસ્યોત્પાદક, રમૂજવૃતિ.

ઉપરોક્ત ત્રણ અર્થો માં થી "ખૂશ તબઈ" એટલે કે આનંદી, પ્રસન્ન અને હસમુખો સ્વભાવ અવશ્ય અને ઉત્તમ અને પ્રસંશનીય છે. બલ્કે ખૂશ તબઈ ની હદીષ શરીફ માં મહત્વતા અને આવશ્યકતા વર્ણન કરવામાં આવી છે જેમકે "અલ-મઝાહો-ફિલ-કલામે-કલ-મિલ્હે-ફીત-તઆમે" એટલે કે "વાર્તાલાપ માં "મઝાહ" એટલે કે ખૂશ તબઈ એવી છે, જેમ કે ખાણા માં નમક"

નમક એટલે કે મીઠું (Salt). તેના વગર નું ભોજન સ્વાદ વિહોણું હોય છે, તેમ પ્રસન્નતા અને આનંદમય વાક્યો વગર ની વાતચીત પણ નિઃરસ હોય છે. પણ એક બાબત અવશ્ય લક્ષ ને પાત્ર છે, કે વાતચીત માં પ્રસન્નતા

અને આનંદમયતા મર્યાદિત જ હોવા જોઇએ. જેવી રીતે જમવા માં મીઠું (Salt) વધુ માત્રા માં નાખી દેવાથી જમવાનું ખારૂં અને સ્વાદ વગર નું બની જશે અને જો પકવાન માં મીઠું **'બહોત હી'** એટલે અતિ-વધુ પ્રમાણ માં નાખી દેવા થી જમવાનું ખારૂં, કડવું અને એટલું બધું નકામું બની જશે કે એક કોળિયો (Morsel/લુકમો) પણ મોઢા માં નાખવો કઠીન બની જાય છે. તેવી રીતે વાતચીત માં પણ **'મઝાહ'** એટલે કે ખૂશતબઈ નું પ્રમાણ વિપુલ માત્રા માં બલ્કે **"બહોત હી"** એટલે કે અતિ વધુ પ્રમાણ માં હશે, તો તે વાતચીત પણ અર્થહીન, બેહૂદા, હલકટ, બાલિશ અને ઉટપટાંગ કક્ષા ની બની જઈને વાર્તાલાપ ને અશ્લીલ અને બીભત્સ બનાવી નાખશે. જેને સાંભળવી પણ એક સંસ્કારી અને શિષ્ટ વ્યક્તિ માટે અસહય બની જાય છે.

વાર્તાલાપ માં **'મઝાહ'** એટલે કે ખૂશ-તબઈ એટલે કે આનંદ અને પ્રસન્નતા નું પ્રમાણ વધારે હોવાના પરિણામે તે વાર્તાલાપ "ખૂશ તબઈ" ની કક્ષા નું બની રહેવાના બદલે મજાક, મશ્કરી, ટોળ-ટપ્પો, બાધું, બાલિશ, ગતાગમ વિનાનું, તુચ્છ, ઉટપટાંગ, નિરૂપયોગી, અર્થહીન, અશ્લીલ, બીભત્સ, બેહૂદું, હલકટ અને તુચ્છ બની જાય છે. આવી ઠઠ્ઠા અને મશ્કરી ઉપર આધારિત વાતચીત ને ઉર્દૂ ભાષા માં **"પોચ"** અને **"લચર"** કહેવામાં આવે છે.



## બીભત્સ વર્ણન તજી દેવા છતાં વિસ્ફોટક પરિસ્થિતી ની વિસ્મયતા

થાનવી સાહેબ ના કથનો ના સંગ્રહક અને સંપાદકે એ હકીકત નો સ્વીકાર કરીને લખ્યું છે, કે થાનવી સાહેબ ના કથનો માં ઘણી બધી **"પોચ"** અને **"લચર"** એટલે કે બેહૂદા અને બીભત્સ હિકાયતો (વર્ણન/Narration) હોવાના કારણે તે કથનો છાપવા લાયક ન હતા. જેથી થાનવી સાહેબ ના કથનો માંથી તેવા કથનો અલગ તારવી લેવા જોઇએ જેમાં જ્ઞાન, સંસ્કાર અને શિષ્ટાચાર ઉપર આધારિત વર્ણન હોય, ત્યાર બાદ જ તેને છાપવા જોઇએ. ઉપરાંત તેમણે એ બાબત પણ સ્વીકારી છે, કે થાનવી સાહેબ ના કથનો માં સેંકડો એવી વાતો ની તેમને જાણકારી હતી, જેને તેઓએ અન્ય કોઈની સમક્ષ વર્ણન નથી કરી. જ્યારે તેમણે વર્ણન જ નથી કરી, તો ખાત્રીપુર્વક કહી શકાય છે, કે આવી વાતો તેમણે છાપી નથી. જેનો સ્પષ્ટ અર્થ એ થયો કે તેમણે થાનવી સાહેબ ના કથનો માંથી **"પોચ"** અને **"લચર"** એટલે કે બીભત્સ, અશ્લીલ, અસંસ્કારી, બાલિશ, હલકટ, અર્થહીન, બેહૂદા, તુચ્છ, નીચ, ટોળ ટપ્પા અને મજાક મશ્કરી ઉપર આધારિત, ઉટપટાંગ અને નિરૂપયોગી હિકાયતો (Tale/કહાણી, વૃતાંત) ને તજી દઈને (Elision) ફક્ત એવી જ વાતો છાપી છે, જે તેઓની માન્યતા અને ધારણા મુજબ જ્ઞાન સભર, શિષ્ટ, સંસ્કારી અને શુધ્ધ આચરણ પ્રેરક હોય. ટૂંક માં .......

થાનવી સાહેબ ના કથનો ના સંગ્રહકે થાનવી સાહેબ ના કથનો માંથી એવી વાતો તજી દીધી છે, જે ⊙**વર્ણન કરવા લાયક ન હોય ⊙સંગ્રહી ને છાપવા યોગ્ય ન હોય ⊙જે પોચ અને લચર હોય.** એટલે કે થાનવી સાહેબ ના કથનો ના સંગ્રહકે સંસ્કાર, સભ્યતા, સંસ્કૃતિ, શિષ્ટાચાર, વિનય વિવેક અને સદાચાર ની કાતર ચલાવી ને ચુસ્ત અને કડક સેન્સરશીપ (Censorship) ની અમલવારી કરીને તે બધી વાતો કાપી (કાઢી) નાખી, જે સંસ્કાર અને શિષ્ટાચાર વિરૂધ્ધ ની અને બીભત્સ હતી.

પણ .......

થાનવી સાહેબ ના કથનો ના સંગ્રહો અને થાનવી સાહેબ ના જીવનવૃતાંત ઉપર પ્રગટ કરવામાં આવેલા સેંકડો ની સંખ્યા માં પુસ્તકો કે જેને દેવબંદી વિચારધારા ના પ્રકાશકો વ્યવસ્થિત આયોજન અને ધ્યેય સાથે છાપે છે, તે બધા પુસ્તકો માં બીભત્સ, અર્થહીન, બેહૂદા, ભ્રષ્ટ, બાલિશ, હલકટ, તુચ્છ, ઉટપટાંગ અને અશ્લીલ વાતો એવી ઠાંસી ઠાંસી ને ભરેલી છે, કે તે પુસ્તકો વાંચતી વખતે એવો ભ્રમ થાય છે, કે આ ધાર્મિક પુસ્તક છે, કે અરેબીયન નાઇટ્સ ની નવલકથા ? અચરજ પમાડે તેવી બાબત તો એ છે, કે જ્યારે તજી દીધા પછી ના સ્વચ્છ, શુદ્ધ, નિર્ભેળ અને સંસ્કારી કથનો માં આટલી બધી બીભત્સતા ઉપલબ્ધ છે, તો પછી જે કથનો અને વર્ણનો તજી દેવામાં આવ્યા છે, તેમાં બીભત્સતા નું પ્રમાણ કેટલું વધુ હશે ?

ચાલો ...... દેવબંદી વિચારસરણી ના લોકો જે કથન સંગ્રહકો અને જીવનવૃતાંતો ને ⊙આલિમાના ⊙હકીમાના ⊙કુરઆન અને હદીષ ની રોશની માં જીંદગી ની અનેક સમશ્યાઓ નો ઉકેલ ⊙શબ્દો ના મોતી ⊙વાસ્તવિકતા અને માનવતા ની મહેક રેલાવતા બોધ વચનો ⊙ઉચ્ચ સંશોધન નું ફળ ⊙ચિંતન અને મનન નો પદ્ધતિ પુર્વક નો ઉંડો અભ્યાસ ⊙અકીદા અને અમલ ના શુદ્ધિકરણ નો પ્રેરક ⊙તન અને મન ની સફાઈ નો ઉત્તમ ઇલાજ ⊙વિચારો ને સ્વસ્થ રાખનારૂં ઔષધ ⊙શ્રદ્ધા અને આસ્થા ને વધુ ગાઢ બનાવનારૂં શાસ્ત્ર ⊙ઇસ્લામિક ઉચ્ચ શિક્ષણ નો નિચોડ ⊙જિજ્ઞાસુઓ માટે માર્ગદર્શક ⊙જ્ઞાન ના ભેદ, ભરમ, હાર્દ અને મર્મ નો દિશા સુચક વિગેરે જેવા લોભામણા અને છેતરામણા વિશેષણો ની ભ્રામક જાહેરાતો ની ઉત્કૃષ્ટતા દ્વારા વાંચક વર્ગ ને આકર્ષી અને છેતરીને ધૂમ પુસ્તક વેચાણ કરવામાં આવે છે. તે કથન સંગ્રહો અને જીવનવૃતાંતો માં શું શું છે ? તેની ઝાંખી સ્વરૂપે અમુક કથનો અને ઘટનાઓ નમૂના સ્વરૂપે વાંચકો ની સેવા માં પ્રસ્તુત છે.

## પત્નિ ને પડખા માં લઈને બેસી જાઓ, ચૂમો-ચાટો, મઝી નિકળશે, બહુ મજા આવશે.

થાનવી સાહેબ ની એક ટેવ એ પણ હતી, કે જ્યારે પણ કોઈ શખ્સ પત્ર દ્વારા પોતાની અંગત સમશ્યા લખી મોકલીને તેનો ઉકેલ પૂછતો, તો થાનવી સાહેબ તેને ઉટપટાંગ જવાબ લખી નાખતા અને પોતાનો તે ઉટપટાંગ જવાબ અને પત્ર લખનાર નો સવાલ બન્ને ને પોતાની બુદ્ધિ અને ચતુરાઈ ના પુરાવા સ્વરૂપે પોતાની મહેફિલ માં વાંચી સંભળાવતા કે ફલાણાં શખ્સે આ સવાલ પૂછ્યો જેનો મૈં આ જવાબ લખી

મોકલ્યો છે. આવું કરવાનો મુખ્ય આશય એ હતો, કે થાનવી સાહેબ પોતાની મહેફિલ માં ઉપસ્થિત લોકોને પોતાની બુદ્ધિ કૌશલ્ય, જ્ઞાન સભરતા અને વહેવારિક જ્ઞાન ની પ્રભુત્વતા નો પરચો દેખાડીને પ્રભાવિત કરવાની ચેષ્ટા કરતા.

થાનવી સાહેબ ની મહેફિલ માં મોટા ભાગે થાનવી સાહેબ ના ચમચાઓ અને જી હુઝૂરીયાઓ જ ઉપસ્થિત રહેતા. આવા ચમચાઓ થાનવી સાહેબ ના ઉટપટાંગ અને હાસ્યાસ્પદ પ્રત્યુત્તરો સાંભળીને થાનવી સાહેબ ની ચાપલૂસી અને ચમચાગિરી નો હક અદા કરીને વાહ .... વાહ .... ના ઉદગારો અને "હાં, જી હાં" ની પીપોડી વગાડીને થાનવી સાહેબ ને પાનો ચઢાવતા અને પ્રોત્સાહિત કરતા. પછી ભલે થાનવી સાહેબ નો તે જવાબ નરી મુર્ખાઈ ના પ્રદર્શન સ્વરૂપે હોય. થાનવી સાહેબ ની મહેફિલ માં નિયમિત આવનારા લોકોને થાનવી સાહેબ ની **"અપને મુંહ મીયાં મીઠુ"** બનીને ફુલણશી બનવાની નબળાઈ ની પૂરેપૂરી જાણકારી હતી એટલે થાનવી સાહેબ ને માઠું ન લાગે, તેવા ચાપલૂસ આશય થી તેઓ થાનવી સાહેબ ના અશ્લીલ, ઘૃણાસ્પદ અને અશોભનીય લખાણો ના પણ વખાણ કરતા અને થાનવી સાહેબ ની કૃપા દ્રષ્ટિ મેળવવા ની ચેષ્ટા કરતા. જો ભૂલેચૂકે કોઈ શખ્સ થાનવી સાહેબ ના ઉટપટાંગ લખાણ માં ક્ષતી કે ભૂલ કાઢતો અથવા તેની સાથે સમંત થતો નહીં અને તેની વિરૂધ્ધ અભિપ્રાય વ્યક્ત કરતો, તો તેનું આવી બનતું. થાનવી સાહેબ અતિ ક્રોધિત અને લાલ-પીળા બની જઈને તેના ઉપર શાબ્દિક બાણો ની મુશળધાર વર્ષા કરી દેતા. તેને ઉપસ્થિત લોકોની હાજરી માં અપમાનિત કરી નાખવામાં કશી કચાશ રાખતા નહીં. માનસિક સમતુલન ગુમાવી દઈને જીભને તેઓ બે-





લગામ ઘોડા ની જેમ ચલાવતા બલ્કે દોડાવતા. સંસ્કાર અને સભ્યતા વિહોણા વાક્યો અને તેમાં અશ્લીલ શબ્દો ના શણગાર દ્વારા એવો ધમકાવતા અને ઉધડો લેતા કે સાંભળનારા ના કાન ના કીડા ખરી પડે અને છોભીલો પડી જાય. આવા એક પત્રવ્યવહાર ની ઘટના અત્રે રજૂ છે.

એક શખ્સે થાનવી સાહેબ ને પત્ર માં એવી ફરિયાદ લખી કે આપની સેવામાં અમુક સમય સુધી રોકાઈને જે મન ની એકાગ્રતા લઈને ઘરે આવેલો, તે એકાગ્રતા હવે ધીરે ધીરે લુપ્ત થઈ ગઈ છે. થાનવી સાહેબે પ્રત્યુત્તર માં લખ્યું કે જો તમારી મન ની એકાગ્રતા નષ્ટ થઈ ગઈ છે, તો તેમાં તમારૂં કોઈ નુકસાન નથી થયું. ત્યાર બાદ થાનવી સાહેબે પોતાની મહેફિલ માં ફરિયાદ નો પત્ર અને પોતાનો જવાબ, બન્ને વાંચી સંભળાવ્યા. મહેફિલ માં ઉપસ્થિત લોકો માંથી એક શખ્સે કહ્યું કે નુકસાન તો થયું જ છે. કેમકે જે મન ની એકાગ્રતા પ્રાપ્ત થએલી, તે એકાગ્રતા જતી રહી.

**બસ..... થઈ રહ્યું...... આવી બન્યું......**

થાનવી સાહેબ નો પિત્તો ભભૂકી ઉઠ્યો. કેમકે થાનવી સાહેબે ફરિયાદ કરનાર ના પત્ર ના જવાબ માં લખેલું કે કોઈ નુકસાન નથી થયું અને આ શખ્સ થાનવી સાહેબ ના નિદાન નું ખંડન કરીને કહી રહ્યો છે, કે નુકસાન થયું છે. એટલે કે થાનવી સાહેબ ના જવાબ ની વિરૂધ્ધ નો અભિપ્રાય વ્યક્ત કરી રહ્યો છે. પોતાના જવાબ અને નિદાન નો વિરોધ સાંભળીને થાનવી સાહેબ અકળાઈ ઉઠ્યા અને સભ્યતા ના બંધનો અને સંસ્કાર ની મર્યાદા નું છડેચોક ઉલંઘન કરીને અભિપ્રાય વ્યક્ત કરનાર શખ્સ ને એક જાહિલ બલ્કે ફૂટપાથ ના મવાલી ની ભાષા માં હળાહળ અશ્લીલ અને બીભત્સ ઉદાહરણ

આપીને પોતાની અશ્લીલ માનસિકતા વ્યક્ત કરીને જે કહ્યું છે અને થાનવી સાહેબ ના મુર્ખ ચમચાએ તેને બોધ વચન સ્વરૂપે તેને સંગ્રહીને છાપ્યું છે, તેને વાંચીને શરમ થી માથું ઝુકી જાય છે. પુરાવો રજૂ છે :-

"لوگ تو کیفیات کے پیچھے پڑے ہوئے ہیں اور لذت کے طالب ہیں۔ ہے تو فحش بات مگر میں تو اس لذت کی طلب پر یہ کہا کرتا ہوں کہ اگر مزے ہی کی خواہش ہے تو میاں مزہ تو مذی میں آتا ہے۔ بیوی کو بغل میں لے کر بیٹھ جاؤ۔ چوموچاٹو۔ مذی نکلے گی، بہت مزہ آئیگا۔"

**حوالہ:** (۱) "کمالات اشرفیہ"، مرتب: مولوی محمد عیسیٰ الہ آبادی، خلیفۂ تھانوی صاحب، ناشر: ادارۂ تالیفات اشرفیہ، تھانہ بھون، ضلع: مظفرنگر (یو۔پی) سن اشاعت ۱۹۹۵ء، ۴؍رمضان ۱۴۵۱ھ یکشنبہ، بعد نماز کی مجلس، ملفوظ نمبر: ۲۵۳، صفحہ: ۴۱۶

(۲) "کمالات اشرفیہ"، مرتب: مولوی محمد عیسیٰ الہ آبادی، خلیفۂ تھانوی صاحب، ناشر: ادارۂ تالیفات اشرفیہ، تھانہ بھون، ضلع: مظفرنگر (یو۔پی) سن اشاعت ۱۴۲۷ھ، ملفوظ نمبر: ۲۵۲، صفحہ: ۴۷۰

(۳) "کمالات اشرفیہ"، مرتب: مولوی محمد عیسیٰ الہ آبادی، خلیفۂ تھانوی صاحب، ناشر: مکتبۂ تھانوی، دیوبند، ضلع: سہارنپور (یو۔پی) ملفوظ نمبر: ۲۵۰، صفحہ: ۵۴۴

▣ ઉપરોક્ત ઉર્દૂ ઇબારત નો ગુજરાતી અનુવાદ :-

**"લોકો તો કેફિયતો ની પાછળ પડ્યા છે અને લિઝ્ઝત નો આગ્રહ રાખે છે. છે તો અશ્લીલ વાત, પણ હૂં તો આવી લિઝ્ઝત ની મહેચ્છા માટે એવું કહું છું કે જો લિઝ્ઝત (મજા) ની જ ઇચ્છા છે, તો મજા તો મઝી માં આવે છે. પત્નિ ને પડખા માં લઈને બેસી જાઓ, ચુમો-ચાટો, મઝી નિકળશે, ખૂબ મજા આવશે."**



**હવાલો :-**

(૧) **"કમાલાતે-અશરફીયા"**, સંપાદક :- થાનવી સાહેબ ના ખલીફા મૌલ્વી મુહમ્મદ ઈસા ઇલ્હાબાદી, પ્રકાશક :- ઇદારા તાલીફાતે અશરફીયા, થાનાભવન, જિલ્લો :- મુઝફ્ફરનગર (યુ.પી.), પ્રકાશન વર્ષ :- ઇ.સ. ૧૯૯૫, ૪,રમઝાન સ.હિ.૧૩૫૧, ઇશા ની નમાઝ પછી ની મજલિસ, મલ્ફૂઝ નં. ૨૫૩, પેઇજ નં. ૪૧૬

(૨) **"કમાલાતે-અશરફીયા"**, સંપાદક :- થાનવી સાહેબ ના ખલીફા મૌલ્વી મુહમ્મદ ઈસા ઇલ્હાબાદી, પ્રકાશક :- ઇદારા તાલીફાતે અશરફીયા, થાનાભવન, જિલ્લો :- મુઝફ્ફરનગર (યુ.પી.), પ્રકાશન વર્ષ :- હિ.સ. ૧૪૨૭, મલ્ફૂઝ નં. ૨૫૨, પેઇજ નં. ૪૭૦

(3) **"કમાલાતે-અશરફીયા"**, સંપાદક :- થાનવી સાહેબ ના ખલીફા મૌલ્વી મુહમ્મદ ઈસા ઇલ્હાબાદી, પ્રકાશક :- મક્તબા થાનવી - દેવબંદ, જિલ્લો :- સહારનપુર (યુ.પી.) મલ્ફૂઝ નં. ૨૫૦, પેઇજ નં. ૫૪૪

ઉપરોક્ત ઉર્દૂ ઇબારત માં "મઝી" શબ્દ છે. જેનો અર્થ ઉર્દૂ ભાષા ની લુગત (ડીક્ષનેરી) દ્વારા જાણીએ.

▣ **મઝી** ( مذی ) = વો પતલા માદા જો શહેવત કે ગલ્બે સે નિકલતા હૈ. (હવાલો:- **ફિરોઝુલ્લુગાત**, પેઇજ નં. ૧૨૨૩)

એટલે કે વાસના ના આવેગ અને ઉત્તેજના વખતે જે પાતળો ચિકણો પ્રવાહી નિકળે છે, તેને ઉર્દૂ ભાષા માં મઝી અને અંગ્રેજી ભાષા માં (Spermatorrhoea) કહેવામાં આવે છે.

થાનવી સાહેબે ક્યાંની વાત ક્યાં પહોંચાડી દીધી. જેમ ઘાંચી ની ઘાણી નો બળદ ફરી ફરીને પોતાના મૂળ સ્થળે જ આવે છે, તેમ થાનવી સાહેબ મહેફિલ ની આધ્યાત્મિક

વાતચીત ને પણ ફેરવી ફેરવીને પોતાના પ્રિય અને મનગમતા (Favourite) વિષય એટલે કે વાસના અનુસંધિત વાર્તાલાપ (Sexy Talk) ઉપર લઈ આવ્યા. મઝહબી બાબત ને સમજાવવા એવી હલકી કક્ષા નું અને અશ્લીલ ઉદાહરણ આપ્યું કે સાંભળનારો શરમ થી પાણી પાણી થઈ જાય. ઉપરોક્ત પ્રસંગ માં પણ થાનવી સાહેબે પોતાનો અસ્લી રંગ દેખાડ્યો છે. પત્ર માં ફરિયાદ લખનારે કોઈ જાતીય આવેગ દ્વારા આનંદ પ્રમોદ ની પરિસ્થિતી નું બિલ્કુલ વર્ણન નહોતું કર્યું, બલ્કે એક "રૂહાની કૈફિયત" (આધ્યાત્મિક સ્ફુરણા) નષ્ટ થઈ જવાની વંચિતતા ની શિકાયત લખી છે. થાનવી સાહેબ માટે ઝરૂરી હતું, કે તેઓ શિકાયત લખનાર ને આત્મ શુદ્ધિ ની ભલામણ કરીને મન ની એકાગ્રતા સાથે ઇબાદત અને ઝિક્ર કરવાની પ્રેરણા અને સલાહ આપે. તેના બદલે ફક્ત **"તમારૂં કંઈજ નુકસાન નથી"** એવો ટૂંકો ને ટચ અને શુષ્ક જવાબ લખી નાખ્યો અને "ખાતર માથે દીવો" કરતા હોય, તેમ તે જવાબ ને પોતાની બુદ્ધિ કૌશલ્ય, ચતુરાઈ, દીર્ઘ દ્રષ્ટિ, ડહાપણ અને હોંશિયારી ના નમૂના સ્વરૂપે મહેફિલ માં ઉપસ્થિત લોકોને વાંચી સંભળાવ્યો. જેથી એક શખ્સે એવો અભિપ્રાય વ્યક્ત કર્યો કે કૈફિયત નષ્ટ થઈ જવાથી નુકસાન અવશ્ય થયું છે. પરિણામ એ આવ્યું, કે થાનવી સાહેબ છંછેડાઈ ગયા. બીભત્સ તર્ક અને અશ્લીલ ઉદાહરણ સ્વરૂપે **"હુસૂલે કૈફિયત"** એટલે કે સ્ફુરણા ની પ્રાપ્તિ અને **"તલબે લિઝ્ઝત"** એટલે કે સ્વાદ (મજા) ના આગ્રહ ના અનુસંધાને સ્પષ્ટ શબ્દોમાં બફાટ કરી નાખ્યો કે **"અગર મઝે કી હી ખ્વાહિશ હૈ, તો મઝા તો મઝી મેં હૈ."**

પુરૂષ ને જ્યારે વાસના નો આવેગ અને ઉત્તેજના (Concupicence) થાય છે, ત્યારે તેનો ગુપ્તઅંગ ટટ્ટાર અને કડક બની જાય છે અને ગુપ્તઅંગ ના છીદ્ર માં થી ચીકણો અને પાતળો પ્રવાહી નિકળે છે. ટૂંક માં **"મઝી"** વાસના ના આવેગ અને ઉત્તેજના વખતે જ નિકળે છે. થાનવી સાહેબે ઝિક્ર માં મન ની એકાગ્રતા ના અનુસંધાને કેફિયત અને લિઝ્ઝત ની તલબ માટે **"મઝા તો મઝી મેં હૈ"** કહીને જે દ્રષ્ટાંત આપ્યું છે, તે વાસ્તવમાં એક ઘૃણાસ્પદ કથન છે. અને તેનાથી પણ વધીને વખોડવાને પાત્ર વાત તે પછી ની છે. એટલે કે જો થાનવી સાહેબ **"મઝા તો મઝી મેં હૈ"** કહીને અટકી ગયા હોત અને આગળ વધ્યા નહોત, તો આ વાત ફક્ત એક ઘૃણાસ્પદ કથન ની કક્ષા સુધી સિમિત બનીને એક અર્થહીન અને ગતાગમ વિનાની બાલિશ વાત બનીને રહી જાત, પણ થાનવી સાહેબ થોભ્યા નહીં. આંખો મીચીને આગળ-પાછળ અને જમણે-ડાબે જોયા વગર આગળ વધીને એક ગંભીર પ્રકાર ના અકસ્માત જેવી પરિસ્થિતી નિર્માણ કરી નાખી.

**બલ્કે .......**

બેહયાઈ અને બેશરમી ની તમામ સરહદો ઓળંગી ગયા અને બંધ શબ્દોના બદલે ખુલ્લમ ખુલ્લા શબ્દો માં **મઝી નિકળવાની કે કાઢવાની રીત** શીખવી રહ્યા છે. એટલે કે થાનવી સાહેબ કૈફિયત (એકાગ્રતા) ની પ્રાપ્તિ અને લિઝ્ઝત ની મહેચ્છા નો આનંદ મેળવવાનું નિદાન (Diagnose) કરી રહ્યા છે અને એવું કહે છે, કે જો તમને કૈફિયત ની પ્રાપ્તિ અને લિઝ્ઝત ની મહેચ્છા નો આનંદ મેળવવો છે, તો તે આનંદ તો **"મઝી"** માં સમાવેશ છે એટલે કે આ બધી મજા મઝી નિકળશે, તો મળશે. જો તમને મઝી બહાર કાઢવાનું સૌભાગ્ય પ્રાપ્ત થઈ ગયું, તો તેના કારણે સમગ્ર આનંદ અને

મજા આપો આપ મળી રહેશે. પણ જનાબ! **"મઝી"** કંઈ મામૂલી વસ્તુ નથી. રસ્તા માં પડેલી ધૂળ નથી કે મન પડે ત્યારે મેળવી લો. **"મઝી"** બહાર કાઢવાનો આનંદ આપમેળે કે એકલા અટુલા રહીને મેળવી નથી શકાતો. તે આનંદ અન્ય કોઈની ઉપસ્થિતી ઉપર આધારિત અને નિર્ભર છે. ફક્ત અન્ય ની ઉપસ્થિતી હોવી પૂરતી નથી, બલ્કે તેની સહાય, સહકાર અને હૂંફ ની આવશ્યકતા છે. **"પત્નિ ને પડખા માં લઈને બેસી જાઓ"** ની પ્રાથમિક કામગિરી સૌ પ્રથમ અંજામ આપો. ફક્ત પડખા માં પત્નિ ને લઈને બેસી જવાથી કંઇ જ નથી વળવાનું. પત્નિ ને પડખા માં લઈને બેસી રહેવાથી આનંદ પ્રાપ્તિ નું સૌભાગ્ય પ્રાપ્ત નહીં થાય. સંપૂર્ણ આનંદ પ્રાપ્તિ માટે પરિશ્રમ અને તપશ્ચર્યા (Austerity) કરવી પડશે, માટે આળસ છોડીને કાર્યરત બની જાઓ. પડખા માં બેસેલી પત્નિ ને ચૂમો અને ચાટો. થાનવી સાહેબે **"ચુમવા"** ની સાથે સાથે **"ચાટવા"** નું પણ સુચન કર્યું છે. બિલ્કુલ નિષ્ક્રીય બનીને પત્નિ ને પડખા માં લઈને બેસવા થી મકસદ હલ નહીં થાય. ચુમવા અને ચાટવાની મહેનત અને મજૂરી કરવી પડશે. ફક્ત ચુમવાથી પણ કામ નહીં ચાલે. ચુમવાની સાથે ચાટવાથી વાસનાનો કીડો સળવળાટ કરશે. ઉત્તેજના થશે અને મુખ્ય આશય એટલે કે મઝી નું નિકળવું પ્રાપ્ત થશે અને આનંદ ની ચરમસીમા નો પ્રાથમિક અનુભવ નો લહાવો મળશે.

ઉપરાંત થાનવી સાહેબે વર્ણવેલી ઉપરોક્ત પ્રક્રિયા માં એ બાબત નો ખુલાસો નથી કર્યો કે શું શું અને ક્યાં ક્યાં ચુમવું અને ચાટવું પડશે ? જો થાન્વી સાહેબે આ બાબત પણ સ્પષ્ટ પણે અને ખુલ્લા શબ્દો માં વર્ણન કરી દીધી હોત, તો તે અંગેના વિશેષ ખુલાસા ની લમણાઝીંક ન રહી હોત. વિશેષ માં થાનવી સાહેબે કૈફિયત અને લિઝ્ઝત ની પ્રાપ્તિ માટે એક વિશેષ અને સ્પેશીયલ સલાહ સુચવેલ છે, કે **"બીવી કો બગલ મેં લે કર બેઠ જાઓ, ચુમો ઔર ચાટો"** થાનવી સાહેબે આ સુચન સાર્વત્રિક (Absolute) સ્વરૂપે કર્યું છે. કેટલી વખત અને કેટલા સમય સુધી ચુમો અને ચાટો, એ નથી જણાવ્યું. અલબત્ત, પત્નિ ને પડખા માં લઈને ચુમવા અને ચાટવાની થાનવી સાહેબે શીખામણ અવશ્ય પ્રદાન કરી છે. થાનવી સાહેબે આપેલા શિક્ષણ ઉપર સંપૂર્ણ અને અડગ વિશ્વાસ રાખીને તેની અમલવારી ના સુખદ ફળ સ્વરૂપે તમારી કૈફિયત અને લિઝ્ઝત પ્રાપ્તિ ની મહેચ્છા ના ધ્યેય નો પ્રથમ તબક્કો **"મઝી નિકલેગી"** નિ:શંક પ્રાપ્ત થશે અને જ્યારે પ્રથમ પગથિયું ચડી ગયા તો બીજું પગથિયું **"બહોત મઝા આએગા"** આપો આપ ચડી જવાશે.

## પત્નિ ને પડખા માં લઈને ઝિક્ર કરો, ખુદા ની કસમ બહુજ લિઝ્ઝત આવશે

થાનવી સાહેબ નો એક મુરીદ હતો. જે ભારત ના પંજાબ પ્રાંત નો રહેવાશી હતો. તે પંજાબી મુરીદ પોતાના પીરો-મુર્શિદ થાનવી સાહેબ ની સેવા માં થાનાભવન હાઝિર થયો અને થોડાક દિવસો નું રોકાણ કર્યું. થાનાભવન ના રોકાણ દરમિયાન તે પંજાબી મુરીદ થાનવી સાહેબ ને વિર્દ-વઝાઇફ અને ઝિક્રો-અઝકાર ના શિક્ષણ ને અનુલક્ષીને અવાર-નવાર કંઈ ને કંઈ પૂછ્યા કરતો હતો. એક દિવસ તે પંજાબી મુરીદે થાનવી સાહેબ ને કહ્યું કે **"લા-ઇલાહા-ઇલ્લલ્લાહો"**

કલ્માને અરબી ભાષા માં પઢવાના બદલે તેનો પંજાબી ભાષા માં અનુવાદ પઢવામાં ઘણી જ લિઝ્ઝત અને આનંદ આવે છે અને એક અજીબ કૈફિયત નો અનુભવ થાય છે. મારૂં આવી રીતે પઢવું કેવું છે ? પંજાબી મુરીદ ના આ પ્રશ્ન નો થાનવી સાહેબે ઉટપટાંગ, અર્થહીન અને નબળી દલીલ દ્વારા પ્રત્યુત્તર આપીને સમજાવવાનો પ્રયત્ન કર્યો અને ત્યારબાદ કહ્યું કે જો અનુવાદ પઢવાનું મન થતું હતું, તો મને પૂછ્યા વગર શા માટે પઢવાનું શરૂ કરી દીધું ? જેના અનુસંધાને તે પંજાબી મુરીદે થાનવી સાહેબ થી વિશેષ પ્રશ્નો પૂછ્યા. જેનો થાનવી સાહેબે કોઈ જવાબ આપ્યો નહીં અને કંઈ પણ જણાવવાનો સ્પષ્ટ ઇન્કાર કરી દીધો. **પછી શું થયું ? થાનવી સાહેબે શું કહ્યું ?** હવાલો રજૂ છે :-

”انھوں نے کچھ تعلیم حاصل کرنی چاہی تو فرمایا کہ اس وقت آپ نے طبیعت کو مکدر کردیا۔ مجھے یہ حرکت آپ کی سخت ناگوار ہوئی۔ اس وقت بتلانے سے آپ کو کچھ نفع نہیں ہوگا۔ پھر جب وہ اٹھ آئے، تو فرمایا کہ:-

لوگوں نے لذت کو مقصود سمجھ رکھا ہے۔ یہ شرک صریح ہورہا ہے۔ طریق میں اگر لذت ہی مقصود ہے، تو بیوی کو بغل میں لیکر ذکر کیا کریں۔ واللہ بہت لذت آئے گی۔ ایک ضرب تو اِدھر ہو اور ایک ضرب اُدھر۔“

**حوالہ:** (۱) ”حسن العزیز“ (تھانوی صاحب کے ملفوظات کا مجموعہ) ضبط کردہ: تھانوی صاحب کے خلیفۂ خاص خواجہ عزیز الحسن غوری، باہتمام: مولوی ظہور الحسن کسولوی، ناشر: مکتبۂ تالیفات اشرفیہ، تھانہ بھون، مظفر نگر (یو۔ پی) جلد:۱، قسط:۱۸، ملفوظ نمبر:۵۰٦، ص:۱۵۴، مسلسل صفحہ نمبر:۴۹۸، بارسوم طبع، ۱۹٦۷ء







(۲) ”ملفوظات حکیم الامت“ جلد: ۱۷، ”حسن العزیز“، ناشر: ادارہ اشرفیہ، دیوبند، یوپی، سن طباعت: مئی ۲۰۱۱ء، جلد اول، حصہ: دوم، ملفوظ نمبر:۵۰٦، صفحہ نمبر:۱۱۸

**◙ ઉપરોક્ત ઉર્દૂ ઇબારત નો ગુજરાતી અનુવાદ :-**

**“તેમણે (પંજાબી મુરીદે) કંઇક જાણકારી મેળવવા નો પ્રયત્ન કર્યો, તો થાનવી સાહેબે ફરમાવ્યું કે અત્યારે તમો એ તબીયત ને વ્યાકુળ (મુડ ખરાબ) કરી દીધી. તમારૂં આ વલણ મને સખ્ત ના પસંદ છે. અત્યારે કંઈ પણ બતાવવા થી તમને ફાયદો નહીં થાય”**

**પછી જ્યારે તે ઉઠીને ચાલ્યો ગયો, તો ફરમાવ્યું :-**

**લોકોએ લિઝ્ઝત ને આશય બનાવી રાખ્યો છે. આ સ્પષ્ટ શિર્ક થઈ રહ્યું છે. તરીકત માં જો લિઝ્ઝત જ મૂખ્ય ધ્યેય છે, તો પત્નિ ને પડખા માં લઈને ઝિક્ર કર્યા કરો. ખુદા ની કસમ બહુ જ લિઝ્ઝત આવશે. એક ઝર્બ (ઝટકો) અહીં અને એક ઝર્બ ત્યાં”**

**હવાલો :-**

(૧) **“હુસ્નુલ-અઝીઝ”**, (થાનવી સાહેબ ના કથનો નો સંગ્રહ) સંપાદક :- થાનવી સાહેબ ના ખલીફા-એ-ખાસ, ખ્વાજા અઝીઝુલ હસન ગૌરી, સંપાદન વ્યવસ્થા:- મોલ્વી ઝહુરૂલ હસન કસોલ્વી, પ્રકાશક :- મક્તબા તાલીફાતે અશરફીયા, થાનાભવન, જિલ્લા :- મુઝફ્ફરનગર (યુ.પી.) **જિલ્દ નં. ૧, કિસ્ત નં. ૧૮, મલ્ફૂઝ નં. ૫૦૬, પેઇજ નં. ૧૫૪, સળંગ પેઇજ નં. ૪૯૮**, આવૃત્તિ ત્રીજી, પ્રકાશન વર્ષ ઇ.સ. ૧૯૬૭

> (૨)    **"મલ્ફૂઝાતે-હકીમુલ ઉમ્મત"**, પ્રકાશક :- ઇદારા અશરફીયા, દેવબંદ, (યુ.પી.), પ્રકાશન વર્ષ :- મે, ૨૦૧૧, **જિલ્દ નં. ૧૭** માં શામેલ કિતાબ **"હુસ્નુલ અઝીઝ" જિલ્દ નં. ૧, હિસ્સા નં. ૨, મલ્ફૂઝ નં. ૫૦૬, પેઇજ નં. ૧૧૮**

પ્રિય વાંચક મિત્રો ! જુઓ, થાનવી સાહેબે ક્યાં ની વાત ને ક્યાં પહોંચાડી દીધી. અંદાઝ પણ કેટલો ખતરનાક છે. ઘૃણાસ્પદ અને બીભત્સ ઉદાહરણ આપીને વાત ને કેટલા ભયંકર સ્વરૂપે વર્ણન કરવામાં આવી છે. પંજાબી પ્રાંત નો રહેવાશી પોતાની માતૃ ભાષા માં **"કલ્મ-એ-તય્યેબા"** નો અનુવાદ અલ્લાહ તઆલા ના ઝિક્ર સ્વરૂપે પઢે છે, તો તેમાં શું ખોટું કર્યું છે ? કોઈ ગુનોહ નથી કર્યો. નમાઝ સિવાય ની પરિસ્થિતી માં બિન-અરેબીક ભાષા માં અલ્લાહ તઆલા નો ઝિક્ર કરવાની શરીઅત માં હરગિઝ મનાઈ નથી. બલ્કે પ્રસંશનીય અને ઇચ્છનીય છે. કેમકે અલ્લાહ તઆલા નો ઝિક્ર વધુ ને વધુ પ્રમાણ માં કરવાની હદીષ શરીફ માં તાકીદ અને પ્રેરણા કરવા માં આવી છે.

દરેક વિસ્તાર ના લોકો પોતાના વિસ્તાર માં પ્રચલિત ભાષા કે જે તેની માતૃ ભાષા છે. તે ભાષા અને બોલી માં વાર્તાલાપ કરવાનું પસંદ કરે છે, તેવી જ રીતે તે પ્રચલીત ભાષા માં અલ્લાહ તઆલા નો ઝિક્ર સાંભળવાનો કે ઝિક્ર કરવાનો આગ્રહ રાખે છે અને તેમ કરવામાં અનેરા આનંદ અને સંતોષ ની લાગણી અનુભવે છે, બલ્કે પોતાના મન ને સાંત્વન પ્રાપ્ત થયાનો એહસાસ કરે છે.

ટૂંક માં અલ્લાહ તઆલા નો ઝિક્ર બની શકે તેટલા વધુ પ્રમાણ માં કરવાની હદીષ શરીફ માં સૂચના આપવામાં







આવી છે. વર્ણનીય હદીષ શરીફ ની અસલ અરબી ઇબારત અને ઉર્દૂ/ગુજરાતી અનુવાદ સાથે તે હદીષ શરીફ પાંચ (૫) કિતાબો ના આધારભૂત હવાલાઓ સાથે અત્રે રજૂ છે :-

## હદીષ શરીફ

"عَنْ عَبْدِ اللّٰهِ بْنُ بَشِيْر رَضِیَ اللّٰهُ تَعَالٰی عَنْهُ
قَالَ : قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّی اللّٰهُ تَعَالٰی عَلَيْهِ
وَسَلَّمَ : لَا يَزَالُ لِسَانُكَ رَطَبًا مِنْ ذِكْرِ اللّٰهِ"

**حوالہ:** (۱) الجامع الترمذی، بات ماجاء فی فضل الذکر، جلد:۲، صفحہ:۱۷۳
(۲) المستدرک للحاکم، جلد:۱، صفحہ:۴۹۵
(۳) المسند لاحمد بن حنبل، جلد:۴، صفحہ:۱۸۸
(۴) حلیۃ الاولیاء لابی نعیم، جلد:۹، صفحہ:۵۱
(۵) اتحاف السادۃ للزبیدی، جلد:۵، صفحہ:٦

**: ترجمہ :**

"حضرت عبداللہ بن بشیر رضی اللہ تعالی عنہ سے روایت
ہے کہ رسول اللہ صلی اللہ تعالی علیہ وسلم نے ارشاد فرمایا کہ
"تیری زبان ہمیشہ اللہ کے ذکر میں تر رہے۔"

▣ ઉપરોક્ત હદીષ શરીફ નો ગુજરાતી અનુવાદ :-

**"હઝરત અબ્દુલ્લાહ બિન બશીર રદીઅલ્લાહો તઆલા અન્હો થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમે ઇરશાદ ફરમાવ્યું કે તારી જીભ હમેંશા અલ્લાહ ના ઝિક્ર માં તર (ભીની એટલે વ્યસ્ત) રહેવી જોઇએ."**

આ હદીષ શરીફ નો સારાંશ એ છે, કે દરેક મો'મિન ની જીભ દરેક પળ અલ્લાહ તઆલા ના ઝિક્ર માં વ્યસ્ત અને મગ્ન રહે. દરેક ક્ષણ ઝિક્રુલ્લાહ માં મશ્ગૂલ રહેવાની આ હદીષ માં તાકીદ ફરમાવવા માં આવી છે, કેમકે એક બંદો દરેક પળ પોતાના માલિકે હકીકી, ખાલિકે હકીકી અને રબ્બુલ આલમીન જલ્લાજલાલોહુ ના ઝિક્ર માં મગ્ન રહે, તેના થી વધીને કઈ સઆદત (Felicity/સૌભાગ્ય) હોઈ શકે? હદીષ શરીફ માં દરેક પળ અલ્લાહ તઆલા ના ઝિક્ર માં મશ્ગૂલ રહેવાનો જે આદેશ છે, તે આદેશ મુત્લક (સાર્વત્રિક/Absolute) છે. તે આદેશ માં કોઈ બંધન કે શરત નથી, કે તે ઝિક્ર ફક્ત અરબી ભાષા માં જ કરવામાં આવે. એટલે કે હદીષ શરીફ માં એવું ફરમાવવા માં નથી આવ્યું કે દરેક પળ ફક્ત અરબી ભાષા માં જ અલ્લાહ નો ઝિક્ર કરો. અલબત્ત, અરબી ભાષા માં અલ્લાહ તઆલા નો ઝિક્ર કરવો ઉત્તમ છે. પણ અરબી સિવાય ની અન્ય ભાષા માં અલ્લાહ નો ઝિક્ર કરવાની મનાઈ પણ હરગિઝ નથી.

▣ **કુરઆન શરીફ માં અલ્લાહ તઆલા ફરમાવે છે કે:-**

**آیت :** "اَلَا بِذِکۡرِ اللّٰہِ تَطۡمَئِنُّ الۡقُلُوۡبُ"

(پارہ:۱۳،سورۃ الرعد،آیت نمبر:۲۸)

**ترجمہ :** "سن لو، اللہ کی یاد ہی میں دلوں کا چین ہے۔" (کنز الایمان)

▣ ઉપરોક્ત આયત નો ગુજરાતી અનુવાદ :-

**"સાંભળી લો, અલ્લાહ ની યાદ માં જ દિલો નું ચૈન છે."** (કન્ઝુલ ઈમાન)





જ્યારે અલ્લાહ તઆલા નો ઝિક્ર દિલો નું ચૈન અને મન ની શાંતિ છે, તો આ ઝિક્ર ગમે તે ભાષા માં કરવામાં આવે દિલ નો ચૈન અને શાંતિ અવશ્ય પ્રાપ્ત થશે.

દરેક વ્યક્તિ ની માતૃભાષા હોય છે અને આ એક સત્ય અને માનવ પ્રકૃતિ ને અનુલક્ષી ને વાસ્તવિકતા છે, કે દરેક વ્યક્તિ ને પોતાની માતૃભાષા પ્રત્યે લાગણી, લગાવ, આકર્ષણ અને સ્નેહ હોય છે. તે પોતાના મન ની લાગણી, વ્યથા, કથની, કે મહત્વ ની બાબત ને અન્ય ભાષા ના મુકાબલા માં પોતાની માતૃભાષા માં ઘણી જ સરળતા, સહજતા, સ્વભાવિકતા અને સહેલાઈ થી રજૂ કરી શકે છે. તેવી જ રીતે તે કોઈ ઉપદેશ, આદેશ કે બોધવચન અન્ય કોઈ ભાષા કરતાં પોતાની માતૃભાષા માં કહેલું તરત જ સમજી અને સ્વીકારી શકે છે. બલ્કે તેની માતૃભાષા માં સાંભળેલું પ્રવચન તેના ઉપર શીઘ્ર અસર કરે છે.

અલ્લાહ તઆલા ના ઝિક્ર માં એક નૂરાની કૈફિયત, આધ્યાત્મિક પ્રભાવ અને મન ને સાંત્વન અર્પનારી લાગણી નો અનુભવ થાય છે, જેની સીધી અસર (effect) ઝિક્ર કરનાર વ્યક્તિ ના દિલ ઉપર થાય છે. આ કારણસર જ પંજાબી મુરીદે થાનવી સાહેબ ને કહેલું કે **"કલ્મ-એ-તય્યેબા ને અરબી ભાષા માં પઢવા ના બદલે તેનો પંજાબી ભાષા માં તરજુમો પઢવામાં બહુજ લિઝ્ઝત આવે છે."** પોતાની માતૃભાષા પંજાબી માં કલ્મા શરીફ ના અનુવાદ થી તે પંજાબી મુરીદ ના દિલ ને વધુ સંવેદના ની પ્રતીતિ થતી હતી, જેના કારણે તેને કલ્મા શરીફ નો ઝિક્ર વધુ અસરકર્તા અને આનંદ નો રોમાંચ અર્પનારૂં અનુભૂત થતું. જેથી તે પંજાબી મુરીદે થાનવી સાહેબ ને પૂછેલું કે **"મારૂં આ પ્રમાણે ઝિક્ર કરવું**

**કેવું છે ?"** થાનવી સાહેબ પોતાના પંજાબી મુરીદ ના સવાલ નો જવાબ **"હા"** અથવા **"ના"** માં આપવાના બદલે એવા ખતરનાક અંદાઝ માં અને અશ્લીલતા ની તૌહીન થી ભરપૂર જે ઘૃણાસ્પદ જવાબ આપ્યો છે, તેને વાંચીને રૂવાડાં ખડા થઈ જાય છે.

થાનવી સાહેબ ના ઉપરોક્ત ઉટપટાંગ જવાબ ના અનુસંધાને નીચેની બાબતો લક્ષ ને પાત્ર છે :-

- ▣ સવાલ પૂછનાર પંજાબી મુરીદે થાનવી સાહેબ થી ફક્ત એટલું જ પૂછ્યું હતું કે કલ્મ-એ-તય્યેબા નો પંજાબી ભાષા માં અનુવાદ પઢવામાં વધુ લિઝ્ઝત આવે છે, મારે મારૂં આ પ્રકારે ઝિક્ર કરવું કેવું છે ? થાનવી સાહેબે આ પશ્ન નો પંજાબી મુરીદ ને કોઈ યોગ્ય જવાબ આપ્યો નહીં અને જ્યારે તે પંજાબી મુરીદ મહેફિલ થી ઉઠીને ચાલ્યો ગયો, ત્યારે તેની ગેરહાજરી માં તેની પીઠ પાછળ **ગીબત** (Backbite = પીઠ પાછળ નીંદા કરવી) કરીને ઉપસ્થિત લોકોને સંબોધીને કહ્યું કે **"લોકોએ લિઝ્ઝત ને ધ્યેય** (મકસદ) **સમજી લીધું છે. આ સ્પષ્ટ શિર્ક થઈ રહ્યું છે."** એટલે કે થાનવી સાહેબે અલ્લાહ તઆલા ના ઝિક્ર માં લિઝ્ઝત હાસિલ કરવાને ફક્ત શિર્ક નહીં બલ્કે **"શિર્કે સરીહ"** એટલે કે સ્પષ્ટ અને ચોખ્ખું શિર્ક કહ્યું છે. એટલે કે એવું શિર્ક કે જેના આચરણ થી ઈમાન તબાહ અને બરબાદ થઈ જાય છે અને એક મુસલમાન ઈમાન ના દાઇરા (વર્તુળ) થી બહાર ફેંકાઈ જઈને કાફિર અને મુશરિક બની જાય છે.
- ▣ ઓલોમા-એ-દેવબંદ ને દરેક વાત અને કામ માં શિર્ક







જ દેખાય છે. જેથી તેમણે મિલ્લતે ઇસ્લામિયા માં સૈકાઓ થી પ્રચલિત અસંખ્ય જાઇઝ અને મુસ્તહબ કામો ઉપર શિર્ક ના ફત્વાઓ ઝીંકીને કરોડો ની સંખ્યા માં ઈમાનવાળા નિર્દોષ મુસ્લિમો ને કાફિર અને મુશરિક ઠરાવી દીધા છે. અત્યારે થાનવી સાહેબ ના પંજાબી મુરીદ ના જે પ્રસંગ અનુસંધાને આપણે ચર્ચા કરી રહ્યા છીએં, તે પ્રસંગ ની ખાસિયત જુઓ. પંજાબી મુરીદે કોઈ અટપટો સવાલ તો પૂછ્યો ન હતો, ફક્ત એટલું જ પૂછ્યું હતું કે પંજાબી ભાષા માં કલ્મ-એ-તય્યેબા નો અનુવાદ પઢવામાં મને લિઝ્ઝત આવે છે, તો મારૂં આ પ્રમાણે ઝિક્ર કરવું કેવું છે ? પણ થાનવી સાહેબે શંકા, વહેમ અને સંશય ની નિંદનીય ભાવના થી પ્રેરાઈ ને અને બદગુમાની તથા અવિશ્વાસ ની મદિરા ના નશા માં ધૂત બનીને શિર્ક ના ફતવા ની મશીનગન ચલાવી દીધી. કોના ઉપર ચલાવી દીધી ? તેના ઉપર ચલાવી કે જે કલ્મ-એ-તય્યેબા દ્વારા તૌહીદ નો વિર્દ કરી રહ્યો છે. તેના ઉપર ચલાવી કે જેનો ઇરાદો અને હેતુ ફક્ત અને ફક્ત અલ્લાહ તઆલા ની વહેદાનિયત નો પરચમ લહેરાવવા ની ભાવના ધરાવે છે. તેના ઉપર ચલાવી, કે જે જૂઠા મા'બૂદો નો વિરોધ અને ઇન્કાર કરી રહ્યો છે. પણ શિર્ક ના ફત્વાનો હથોડો ઝીંકવાનું કોઈ કારણ તો હશે ને ? હા, છે. અને તે એ કે પંજાબી મુરીદે બિન અરેબિક ભાષા માં અલ્લાહ નો ઝિક્ર કરીને લિઝ્ઝત મેળવવાનો પ્રયત્ન કર્યો હતો. શું આ કામ એવો ગંભીર અપરાધ છે કે તેની શિક્ષા શિર્ક નો ફત્વો છે ?

▣ શું અલ્લાહ નો ઝિક્ર અરબી ભાષા સિવાય ની અન્ય ભાષા માં કરવું શિર્ક છે ? શું અલ્લાહ તઆલા ના ઝિક્ર દ્વારા લિઝ્ઝત મેળવવી પણ શિર્ક છે ? આ બન્ને પ્રશ્નો ના અનુસંધાને કોઈ ચર્ચા કરતાં પહેલાં એક સર્વમાન્ય ઇસ્લામિક કાનૂન વાંચક મિત્રોની સેવા માં વર્ણન કરવું જરૂરી છે.

તમામ ગુનાહો થી મોટો ગુનોહ શિર્ક છે. શિર્ક એટલે અલ્લાહ તઆલા ની ઝાત અને સિફ્તો માં કોઈને શરીક (ભાગીદાર) બનાવવું અથવા અલ્લાહ તઆલા સિવાય અન્ય કોઈને ઇબાદત ને લાયક સમજવું. શિર્ક નો ગુનોહ કુફ્ર કરવા થી પણ મોટો છે. જ્યારે કોઈ મુસલમાન થી જાણે કે અજાણે કોઈ એવું કથન કે આચરણ થઈ જાય, કે જેના કારણે તેના ઉપર શરીઅત ના કાનૂન મુજબ કુફ્ર નો ફત્વો લાગૂ પડતો હોય, તો પણ તેવા શખ્સ ઉપર ઉતાવળે, વિના વિલંબે અને બેધડક કાફિર નો ફત્વો ઝીંકી દેવામાં નહીં આવે, બલ્કે તેના કથન અને કાર્ય નો શરીઅત ની મર્યાદા માં રહીને યોગ્ય ખુલાસો અને અર્થઘટન (Interpretation) કરવામાં આવશે. જો તેના કથન માં (૯૯) કારણો કુફ્ર ના જણાય અને ફક્ત એક (૧) કારણ જ ઈમાન ઉપર આધારિત જણાશે, તો તેવા સંજોગ માં તેવા શખ્સ ને કાફિર કહેવા થી **"કફ્ફે-લિસાન"** એટલે કે ઝબાન ને રોકવામાં આવશે અને ખામોશી ઇખ્તેયાર કરીને ચૂપ રહેવું ઝરૂરી છે. ટૂંક માં, બને ત્યાં સુધી કુફ્ર નો હુક્મ લાગૂ કરવાથી બચવાની તકેદારી અપનાવવા માં આવશે. કુફ્ર નો આરોપ, કુફ્ર નો અપરાધ પુરવાર કરવું, કહેનાર ના કથન નું અર્થઘટન, કહેવાનો આશય, વાક્ય ના શબ્દો ના અનેક અર્થો નું વિવરણ, વાક્ય રચના ની આંટી ઘૂટી નો ઉકેલ, કહેવત ના ઉપયોગ ની પરિસ્થિતી માં મુફ્તી નું તે વિસ્તાર ની પ્રાદેશિક ભાષા અને લોકવાણી ની અનેક અર્થી વાયકા ની સાચી રૂપરેખા ની જાણકારી અને સમજ, ઉચ્ચારક નો બોલવાનો અંદાઝ, તેના વાણી ઉચ્ચારણ વખત ના હાવભાવ વગેરે જેવા જરૂરી, આવશ્યક અને અનિવાર્ય મુદ્દાઓ ને લક્ષ માં રાખીને એવા પ્રયત્ન ને અગ્રતા અને અગત્યતા આપવામાં આવશે, કે એક મો'મિન મુસલમાન ને કુફ્ર ના ફત્વા નો હકદાર બનવાથી બચાવવા માં આવે. પણ.... વહાબી, દેવબંદી અને તબ્લીગી જમાઅત ના બનાવટી મુજદ્દિદ અને દંભી હકીમુલ ઉમ્મત મોલ્વી અશરફ અલી થાનવી સાહેબ કોઈ પણ જાતના સંયમ અને નિયંત્રણ વગર, બેધડક અને બેલગામ બનીને દિલેરી અને નિષ્ઠુરતા થી કુફ્ર નો ફત્વો આપવા ની પ્રથા ને સામાન્ય બનાવી રહ્યા છે.

▣ ફક્ત એટલા માટે કાફિર નો ફત્વો આપવામાં આવી રહ્યો છે, કે બિન-અરેબિક ભાષા માં અલ્લાહ નો ઝિક્ર કરવાથી લિઝ્ઝત આવે છે. થાનવી સાહેબ ના વાક્ય ને ફરી એક વખત જોઇએં કે **"લોકોએ લિઝ્ઝત ને મકસદ** (ધ્યેય) **સમજી લીધું છે. આ સ્પષ્ટ શિર્ક થઈ રહ્યું છે."** આ વાક્ય ને જો કુરઆન અને હદીષ ના કાનૂન ના ત્રાજવા માં જોખવા માં આવે, તો તેની એવી અવદશા બનશે, કે થાનવી

**સાહેબ ના ચાહકો અને અનૂયાયીઓ ને ધોળા દિવસે તારા દેખાશે.** પણ આ ચર્ચા ને વધુ ન લંબાવી ને ઉપરોક્ત વાક્ય ના ખંડન અને રદિયા માં ખૂદ થાનવી સાહેબ ની એક ઇબારત (ફકરો) અત્રે રજૂ છે :-

"ایک سلسلۂ گفتگو میں فرمایا کہ میں کہا کرتا ہوں کہ کیفیات اور ذوق گو لذیذ ہیں مگر مقصود نہیں ۔ البتہ مقصود کے معین ہیں اور مقصود میں لذت ضرور نہیں ۔ جیسے حکیم اجمل خان صاحب کے نسخہ پر کسی کو وجد نہیں ہوتا ۔ مگر نافع ہے ۔ اسی طرح مقصود جو سیدھی بات ہوتی ہے، اس میں کیفیات نہیں ہوتے اور جہاں یہ کیفیات اور شورش ہیں ، وہ باوجود محمود ہونے کے نفسانی حظ ہے ، روحانی نہیں اور مقصود میں روحانی حظ ہوتا ہے، مگر لوگ بڑی قدر کرتے ہیں چیخ پکار کی، کود پھاند کی ۔ ان کے محمود ہونے میں شبہ نہیں مقصود ہونے میں کلام ہے ۔"

**حوالہ:**

(۱) الافاضات الیومیہ من الافاضات القومیہ" تھانوی صاحب کے ملفوظات کا مجموعہ ، ناشر: مکتبہ دانش ، دیوبند (یو۔پی) جلد:۱، قسط:۲، ملفوظ:۲۳۶، صفحہ:۲۶، مسلسل صفحہ:۱۷۰

(۲) الافاضات الیومیہ من الافاضات القومیہ" تھانوی صاحب کے ملفوظات کا مجموعہ (جدید ایڈیشن ۱۹۹۹ء) ناشر: مکتبہ دانش ، دیوبند (یو۔پی) جلد:۱، حصہ:۱، ملفوظ:۲۳۶، صفحہ:۲۳۶

(مجلس خاص بوقت صبح ، یوم جمعہ، ۲۰/رمضان المبارک ۱۳۵۰ھ)





◙ ઉપરોક્ત ઉર્દૂ ઇબારત નો ગુજરાતી અનુવાદઃ-

**"એક વાર્તાલાપ ના અનૂસંધાને ફરમાવ્યું કે હૂં તો એ કહેતો આવ્યો છું કે કૈફિયત અને ઝૌક** (સ્વાદ) **જો કે સરસ છે પણ ધ્યેય** (મકસદ) **મકસદ નથી. અલબત્ત, કૈફિયત અને સ્વાદ મકસદ ના સહાયક** (મદદગાર) **છે અને મકસદ માં સ્વાદ નું હોવું ઝરૂરી નથી. જેમકે અજમલ ખાન હકીમ સાહેબ ના નુસ્ખા** (ઔષધ નિર્દેશ) **થી કોઈને વજ્દ** (તાણ/મુર્છા) **નથી આવતો છતાં પણ ફાયદાકારક છે. તેવી જ રીતે મકસદ** (ધ્યૈય) **કે જે સીધી અને સરળ બાબત હોય છે, તેમાં કૈફિયત** (આનંદ) **નથી હોતી. અને જ્યાં આવી કૈફિયત અને ઉધમાત** (શોરબકોર) **છે, તે પ્રશંસનીય** (વખાણવા પાત્ર) **હોવા છતાં દૈહિક આનંદ છે. આધ્યાત્મિક આનંદ નથી અને ધ્યૈય માં આધ્યાત્મિક આનંદ હોય છે. પણ લોકો શોરબકોર અને ઉછળકુદ ને વધુ મહત્વ આપે છે. તેના પ્રશંસાપાત્ર હોવા માં શંકા નથી પણ ધ્યૈય** (મકસદ) **હોવા માં સંદેહ છે."**

**હવાલો :-**

(૧) **"અલ-ઇફાદાતિલ-યવમિયા"**- થાનવી સાહેબ ના કથનો નો સંગ્રહ, પ્રકાશક :- મક્તબા દાનિશ, દેવબંદ (યુ.પી.) **જિલ્દ નં.૧, કિસ્ત નં. ૨, મલ્ફૂઝ નં. ૨૩૬, પેઇજ નં. ૨૬, સળંગ પેઇજ નં. ૧૭૦**



www.markazahlesunnat.com

(૨) **"અલ-ઇફાદાતિલ-યવમિયા"** થાનવી સાહેબ ના કથનો નો સંગ્રહ, (નવું એડીશન ઇ.સ. ૧૯૯૯) ૨૦, રમઝાન હિ.સ. ૧૩૫૦, જુમ્આ સવાર ના સમય ની ખાસ મજલિસ, **જિલ્દ નં.૧, હિસ્સા નં. ૧, મલ્ફૂઝ નં. ૨૩૬, પેઇજ નં. ૨૩૬**

ઉપરોક્ત ઇબારત ના અનૂસંધાને વિસ્તૃત ચર્ચા ન કરતાં ફક્ત ત્રણ (૩) મહત્વ ના મુદ્દાઓ પ્રત્યે લક્ષ કેન્દ્રિત કરવા અનુરોધ છે.

**(૧) થાનવી સાહેબ એવું કહી રહ્યા છે, કે કૈફિયત અને ઝૌક એટલે કે આનંદ અને લિઝ્ઝત એ બન્ને બાબતો ઝિક્ર ના મકસદ (ધ્યેય) ના સહાયક અને મદદકર્તા છે એટલે કે મકસદ મેળવવા માં આ બન્ને બાબતો મદદ કરે છે.**

**(૨) મકસૂદ એટલે કે ધ્યેય મેળવવા ના પરિશ્રમ માં આનંદ નો અનૂભવ નથી હોતો બલ્કે આધ્યાત્મિક લિઝ્ઝત મળે છે.**

**(૩) કૈફિયત માં શારિરીક આનંદ મળે છે. જે પ્રશંસનીય છે.**

અગાઉ **"હુસ્નુલ-અઝીઝ"** કિતાબ ના હવાલા થી રજૂ કરેલી ઇબારત માં થાનવી સાહેબે **અલ્લાહ તઆલા ના ઝિક્ર માં લિઝ્ઝત ની મહેચ્છા ને ખુલ્લો શિર્ક લખેલ છે** અને અહીં ઉપરોક્ત ઇબારત માં તેનાથી સદંતર ઉલ્ટું એટલે કે અલ્લાહ ના ઝિક્ર માં લિઝ્ઝત શિર્ક નથી કહી રહ્યા છે.

થાનવી સાહેબે પોતાના પંજાબી મુરીદ ના સવાલ ના જવાબ માં સપષ્ટ કહેલું કે કલ્મ-એ-તય્યેબા ના પંજાબી અનુવાદ દ્વારા લિઝ્ઝત મેળવી શિર્ક છે. જો કે તે પંજાબી મુરીદ કલ્મ-એ-તય્યેબા નો પંજાબી ભાષા માં જે ઝિક્ર કરતો હતો, તે ઝિક્ર નમાઝ ની હાલત માં નહોતો કરતો, બલ્કે નમાઝ સિવાય ની હાલત માં કરતો હતો. કદાચ થાનવી સાહેબ નો કોઈ ચાહક અને અંધશ્રધ્ધાળુ થાનવી સાહેબ ના બચાવ માં એવું નિવેદન કરે, કે થાનવી સાહેબ ને અરબી ભાષા પ્રત્યે ગાઢ લગાવ અને અતિ પ્રેમ હતો. જેથી તેઓ નમાઝ સિવાય ની સ્થિતી માં પણ અલ્લાહ નો ઝિક્ર બિન અરેબિક ભાષા માં પસંદ નહોતા કરતા. જેથી તેમણે ફક્ત અરબી ભાષા માં જ અલ્લાહ નો ઝિક્ર કરવાની પ્રેરણા અને કડક સૂચના રૂપે આવું ફરમાન જારી કરેલું.

કદાચ વાંચકો ને આશ્ચર્ય અને આઘાત ની લાગણી નો અનુભવ થશે, તેવી બાબત એ છે, કે થાનવી સાહેબે નમાઝ ની હાલત માં ઉર્દૂ ભાષા માં દુઆ પઢવાની સમંતિ આપેલી છે અને ત્યાં સુધી લખ્યું છે કે નમાઝ માં અરબી સિવાય ઉર્દૂ ભાષા માં દુઆ કરવાથી નમાઝ થઈ જશે.

હવાલો ખિદમત માં પૈશ છે :-

"واقعہ:- ایک صاحب نے دریافت کیا کہ نماز کے اندر اردو میں دعا کرنے سے نماز فاسد ہوتی ہے یا نہیں؟

ارشاد:- جس دعا سے عربی میں نماز فاسد نہیں ہوتی، اس سے اردو میں بھی فاسد نہ ہوگی۔ مگر یہ فعل مکروہ ہے مگر نماز ہو جائے گی۔"

**حوالہ:**

(۱) "حسن العزیز" تھانوی صاحب کے ملفوظات کا مجموعہ، مرتب: حکیم مولوی محمد یوسف فجنوری، ناشر: مکتبہ تالیفات اشرفیہ، تھانہ بھون ضلع: مظفر نگر (یوپی) سن اشاعت: ۱۳۸۵ھ، جلد: ۳، حصہ: ۲، قسط: ۱۳، صفحہ: ۱۴۷، مسلسل صفحہ: ۳۸۷

(۲) "ملفوظات حکیم الامت" جلد: ۱۹، "حسن العزیز"، ناشر: ادارہ اشرفیہ، دیوبند، یوپی، سن طباعت: مئی ۲۰۱۱ء، جلد سوم، صفحہ نمبر: ۲۴۹

▣ ઉપરોક્ત ઉર્દૂ ઇબારત નો ગુજરાતી અનુવાદ :-

**"પ્રસંગઃ-** **એક મહશયે પૂછ્યું કે નમાઝ ની અંદર ઉર્દૂ માં દુઆ કરવાથી નમાઝ ફાસિદ** (તૂટી જવું) **થાય છે કે નહીં ?**

**ફરમાનઃ-** **જે દુઆ અરબી માં કરવા થી નમાઝ ફાસિદ નથી થતી, તે દુઆ ઉર્દૂ માં કરવા થી પણ નમાઝ ફાસિદ નહીં થાય. પણ આવું કરવું મકરૂહ** (તિરસકારમય) **છે, પણ નમાઝ થઈ જશે."**

**હવાલો :-**

(૧) **"હુસ્નુલ-અઝીઝ"**,(થાનવી સાહેબ ના કથનો નો સંગ્રહ) સંપાદક :- હકીમ મોલ્વી મુહમ્મદ યૂસુફ બિજનૌરી, પ્રકાશક :- મક્તબા તાલીફાતે અશરફીયા, થાનાભવન, જિલ્લો :- મુઝફ્ફરનગર (યુ.પી.) પ્રકાશન વર્ષ :- સ.હિ. ૧૩૮૫, **જિલ્દ નં. ૩, હિસ્સા નં. ૨, કિસ્ત નં. ૧૩, પેઇજ નં. ૧૪૭, સળંગ પેઇજ નં. ૩૮૭**

(૨) **"મલ્ફૂઝાતે-હકીમુલ-ઉમ્મત"**, **જિલ્દ નં. ૧૯,** પ્રકાશક :- ઇદારા અશરફીયા-દેવબંદ, (યુ.પી.), માં શામેલ કિતાબ **"હુસ્નુલ અઝીઝ" જિલ્દ નં. ૩, પેઇજ નં. ૨૪૯**

હવે આપણે મૂળ વિષય એટલે કે ઓલોમા-એ-દેવબંદ ની મહેફિલો માં અશ્લીલ વાર્તાલાપ પ્રત્યે પરત ફરીએં. પંજાબી ભાષા માં 'કલ્મ-એ-તય્યેબા' નો અનુવાદ પઢનારા પોતાના પંજાબી મુરીદ ના સવાલ ના જવાબ માં થાનવી સાહેબે શિર્ક નો હુક્મ લાગૂ કર્યો. જેના અનુસંધાને અહીં સુધી ની સંક્ષિપ્ત છતાં પણ વિસ્તૃત ચર્ચા થઈ. જેના વાંચન દ્વારા વાંચક મિત્રો





ને ખાત્રી થઈ ગઈ હશે, કે થાનવી સાહેબ શિર્ક નો ફતવો ઝિંકી દેવામાં કેટલા નીડર અને ઉતાવળીયા હતા. ઉપરાંત, ફારસી ભાષા ની એક અતિ પ્રચલિત કહેવત છે કે **"દરોગ-ગો-રા-હાફેઝા-ન-બાશદ"** એટલે કે **"જૂઠૂં બોલનાર ની યાદ શક્તિ નથી હોતી"** એટલે કે ખોટું અને અસત્ય બોલનાર વ્યક્તિ ને એ યાદ નથી હોતું કે આ અગાઉ મૈં શી ગપ મારી છે. જેથી તે સ્વંય જ પોતાના કથન નું ખંડન કરી નાખે તેવું વિરોધાભાસી નિવેદન કરી નાખે છે. થાનવી સાહેબે ઉપરોક્ત કહેવત ને સંપૂર્ણપણે સાર્થક કરીને વિરોધાભાસી નિવેદન કરેલું છે.

ઉપરાંત અલ્લાહ ના ઝિક્ર માં લિઝ્ઝત અને આનંદ ની મહેચ્છા માટે થાનવી સાહેબે પોતાની વિકૃત માનસિકતા નું પ્રદર્શન કરીને જે અશ્લીલ દ્રષ્ટાંત આપ્યું છે, તે બીભત્સ, બેહૂદું, હલકટ અને બાલિશ હોવાની સાથે સાથે **અલ્લાહ તઆલા** ના પવિત્ર ઝિક્ર અને બે-અદબી ઉપર આધારિત છે. થાનવી સાહેબ નું કથન પુનરાવર્તિત કરીએં કે **"તરીકત માં જો લિઝ્ઝત જ મુખ્ય ધ્યેય છે, તો પત્નિ ને પડખા માં લઈને ઝિક્ર કર્યા કરો. ખુદા ની કસમ બહુ જ લિઝ્ઝત આવશે. એક ઝર્બ (ઝાટકો) અહીં અને એક ઝર્બ ત્યાં"** તૌબા... તૌબા.... કેવી અશ્લીલવાણી નો ઉપયોગ કરીને અલ્લાહ તઆલા ના મુકદ્દસ ઝિક્ર ની કેવા ગુસ્તાખાના અને બીભત્સતા ભર્યા અંદાઝ માં હાંસી અને ઠેકડી ઉડાવવા માં આવી છે.

તરીકત ના સિલસિલા માં ઝિક્ર અને વઝીફાઓ ની અનેક અને વિવિધ રીતો અને ઢબો પ્રચલિત છે. બુઝુર્ગાને દીન અને સુફીયા-એ-કિરામે **"તઝકિયતુન-નફસ"** એટલે

કે આત્મશુદ્ધિ અને મન ની પવિત્રતા ની પ્રાપ્તિ માટે ઝિક્રો અને અમલો પઢવાના અનેક તરીકાઓ ની તા'લિમ પ્રદાન કરી છે. વર્ણનીય તરીકાઓ માં ⊙ ઝિક્રે યક ઝર્બી ⊙ ઝિક્રે દો ઝર્બી ⊙ ઝિક્રે સે ઝર્બી અને ⊙ ઝિક્રે ચહાર ઝર્બી પણ છે. **ઝર્બ** એટલે કોઈ શબ્દ અથવા નામ ને જોર થી પઢીને તેનો ઝટકો મારવો કે તે અવાઝ નો પડઘો દિલ થી અથડાઈ ને દિલ ને હચમચાવી ને ચેતનવંતુ કરી નાખે. ઉપરોક્ત વર્ણનીય ઝિક્રો માં એવો તરીકો પ્રચલિત છે, કે ખુદાએ તઆલા નો ઇસ્મે ઝાત એટલે નામ **"અલ્લાહ"** નો ઝિક્ર કરવામાં આવે છે. આ નામ ને ઝોર થી પઢીને જમણી, ડાબી, સામે અને દિલ ઉપર ઝર્બ લગાવવા માં આવે છે. દાખલા તરીકે **"દો ઝર્બી ઝિક્ર"** નો તરીકો એ છે, કે નમાઝ માં કાયદા (અત્તહિય્યાત) ની હાલત ની જેમ બેસીને **"અલ્લાહ"** શબ્દ ને સીના (Chast/છાતી) ના મધ્ય થી એકદમ ખેંચીને, ઊંડો શ્વાસ લઈને બુલંદ આવાઝ માં મુખે થી કાઢીને જમણી તરફ ઝર્બ (ઝાટકો) મારવી અને ત્યારબાદ આ પ્રમાણે જ ડાબી તરફ ઝર્બ મારવી.

નિયમિત આ પ્રમાણે ઝિક્ર કરનાર ને એક રૂહાની કૈફિયત અને નૂરાની આનંદ નો અનુભવ થાય છે. ઝિક્ર ની લયબધ્ધ એકાગ્રતા માં તલ્લીન થઈને ઝિક્ર કરનારો આનંદ અને મસ્તી માં ગરકાવ થઈને જે મન ની શાંતિ અને વ્યાકુળ હૃદય નું જે સાંત્વન મેળવે છે, તે કૈફિયત શબ્દોમાં વ્યક્ત નથી કરી શકાતી, બલ્કે અનુભવ થાય છે. પણ ઘણા અફસોસ ની વાત છે, કે આવા પવિત્ર ઝિક્ર દ્વારા આનંદ અને લિઝ્ઝત મેળવવાની હાંસી અને મશ્કરી ની ચેષ્ટા કરીને થાન્વી સાહેબે બીભત્સતા ની ચરમસીમાએ પહોંચીને કહ્યું કે **"પત્નિ ને**





**પડખા માં લઈને ઝિક્ર કર્યા કરો"** હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે, કે શા માટે પત્નિ ને પડખા માં લઈને ઝિક્ર કરીએ? થાનવી સાહેબ દ્વારા ઉત્તર તૈયાર જ છે કે **"ખુદા ની કસમ, બહુ જ લિઝ્ઝત આવશે."** ફરી એક વાર સવાલ ઉત્પન્ન થયો કે શા માટે બહુ જ લિઝ્ઝત આવશે ? જવાબ થાનવી સાહેબ થી સાંભળો કે **"એક ઝર્બ અહીં હોય અને એક ઝર્બ ત્યાં હોય"**

શબ્દ **"ઝર્બ"** નો અર્થ ઉર્દૂ ડીક્ષનેરી માં એ મુજબ છે કે ⊙ **માર** ⊙ **ચોટ** ⊙ **ધક્કા** વગેરહ કે હોતે હૈં, ઇલાવા અઝીં સૂફિયા-એ-કિરામ કા કિસી ઇસ્મ યા કલ્મે કો ખાસ ઝોર ઔર ઝટકે કે સાથ પઢના, જિસ સે દિલ પર ચોટ લગે. ઇસ ફેઅલ કો ઝર્બ કહેતે હૈં.

(હવાલો :- **"ફિરોઝુલ્લુગાત"**, પેઇજ નં. ૮૬૯)

અંગ્રેજી ભાષા માં આ શબ્દ નો અર્થ ⊙ Blow ⊙ Stroke ⊙ Beating વગેરે થાય છે.

(હવાલો :- English Urdu English Combind Dictionary, by :- Dr. A. Haqe Page - 997)

ઉપરોક્ત બન્ને હવાલાઓ ના તારણ સ્વરૂપે **"ઝર્બ"** શબ્દ ના ગુજરાતી અર્થો ⊙ **પ્રહાર** ⊙ **ઘા** ⊙ **ફટકો** ⊙ **ધક્કો** ⊙ **હાંફવું** ⊙ **ફટકો મારવો** ⊙ **વારંવાર નો ક્રમશ ફટકો કે તેનો અવાજ** વગરે થાય છે.

જ્યારે થાનવી સાહેબ પત્નિ ને પડખા માં લઈને "ઝિક્ર" (Recital of Allah's Name/અલ્લાહ ના નામ નો પાઠ કરવો) કરવાનો આદેશ આપી રહ્યા છે, તો પ્રશ્ન એ છે, કે ઝિક્ર

કરતી વખતે પત્નિ ને શા માટે પડખામાં બેસાડીએં ? શું પત્નિ પડખે બેઠી હશે, તો અલ્લાહ નો ખૌફ (ડર) અનુભવાશે? પત્નિ ને શા માટે અને શું કરવા પડખા માં લઈએં ? થાનવી સાહેબ કહે છે, કે **"એક ઝર્બ તો ઇધર હો"** એટલે કે અલ્લાહ ના ઝિક્ર ની એક ઝર્બ (પ્રહાર) અહીં કરીએં. ત્યારબાદ શું કરીએં ? થાનવી સાહેબ ના કથન અનુસાર **"ઔર એક ઝર્બ ઉધર હો"** એટલે કે એક પ્રહાર ત્યાં એટલે કે પત્નિ તરફ હોય. તે પ્રહાર કે ઝટકો કેવા પ્રકાર નો હોય ? શું હોકી કે લાકડી કે હથોડા નો પ્રહાર હોય ? નહીં...નહીં... અરે...તૌબા... તૌબા... ! શું કરી રહ્યા છો ? પત્નિ ને લાકડી કે હોકી દ્વારા મારપીટ કરવાનું વિચારો છો ? ખોટું વિચાર્યું.... સદંતર ખોટો વિચાર કર્યો.... જો ઝિક્ર કરતી વખતે "વાઇફ" ને મારપીટ કરી, તો શું મજા આવશે ? **"એક પંથ-દો કાજ"** વાળી કહેવત ને અનુસરી ને ઝિક્ર પણ કરવો છે અને સાથે સાથે લિઝ્ઝત પણ માળવી છે અને લિઝ્ઝત માણવા માટે જ તો 'બેગમ' ને પડખા માં લીધી છે. **"વલ્લાહ ! બહોત લિઝ્ઝત આએગી"** થાનવી સાહેબ આ વાક્ય માં **"વલ્લાહ"** શબ્દ નો ઉપયોગ કરીને **અલ્લાહ તઆલા** ના સોગંદ લઈને કહે છે, કે **"જો પત્નિ ને પડખા માં લઈને ઝિક્ર કરશો, તો અલ્લાહ ની કસમ, બહુ જ લિઝ્ઝત આવશે."** અને લિઝ્ઝત માણવાની રીત પણ થાનવી સાહેબે વર્ણન કરી દીધી કે **"ઝર્બ લગાઓ"** એટલે કે ફટકો મારો. મારપીટ કરવા માટેનો ફટકો હરગિઝ ન હોય, પરંતૂ.... ??? લિઝ્ઝત મળે તેવો ફટકો મારો. સાથે







સાથે અલ્લાહ ના ઝિક્ર નો પણ ફટકો મારો. એક સાથે બે (૨) કામ અંજામ આપો. અહીં અલ્લાહ ના ઝિક્ર નો ફટકો અને ત્યાં વ્હાલી પત્નિ ને પણ ફટકો લગાવો પણ થાનવી સાહેબે એવી કોઈ સ્પષ્ટતા નથી કરી, કે બેગમ ને ફટકો કેવો ? કોના થી ? શા માટે ? કેવી રીતે ? કેટલી વખત ? કેટલા જોશ થી ? મારો, તેની ચોખવટ નથી, કરી કે જેના કારણે ખાત્રી પુર્વક લિઝ્ઝત મળે જ. જેથી ખુદાની કસમ ખાઈને કહી શકાય કે હા, વાસ્તવમાં લિઝ્ઝત પ્રાપ્ત થઈ.

**છી.....છી.....છી..... તૌબા..... તૌબા.** ફિટકાર હોજો આવી ગંદી વિચાર સરણી ઉપર. ફુટપાથ નો મવાલી કે લોફર ગુંડો પણ **અલ્લાહ તઆલા** ના પવિત્ર ઝિક્ર માટે આવું ઉદાહરણ આપવાથી થરથર કાંપશે અને ભય નો માર્યો ધ્રુજી ઉઠશે. પણ વહાબી-તબલીગી જમાઅત નો સ્વંય બની બેઠેલો **અજ્ઞાન મુજદ્દિદ** આવું હલકટ અને બીભત્સ દ્રષ્ટાંત આપીને પોતાની બુદ્ધિમતા અને ચતુરાઈ ના ભ્રમ માં પોતાની મહેફિલ માં બફાટ ની બાલિશતા વ્યક્ત કરી રહ્યો છે અને જેના મુર્ખ ચમચાઓ આવી અશ્લીલ, બેહૂદા અને બીભત્સ વાણીને **'સંત વાણી'** અને **'સોનેરી કથનો'** ની આકર્ષક, ભ્રામક અને છેતરામણી જાહેરાત દ્વારા મઝહબી કિતાબો માં છાપીને થાનવી સાહેબ ની જ્ઞાન સભરતા અને મહાનતા ના પીપોડા વગાડવાની હાસ્યાસ્પદ ચેષ્ટા કરીને નરી મુર્ખાઈ નું પ્રદર્શન કરે છે.

# મજા તો મઝી નિકળે તેમાં છે, લોઢા ના ચણા ચાવવા માં મજા કેવી ?

આ પ્રકરણ અગાઉ **"કમાલાતે-અશરફિયા"** ના હવાલા થી એક ઇબારત રજૂ કરવામાં આવેલી, જેમાં થાનવી સાહેબે કૈફિયતો ની પ્રાપ્તિ અને લિઝ્ઝત ની મહેચ્છા ના અનૂસંધાને જે કહેલું તેવીજ સમાન અશ્લીલ વાત એટલે કે **'મઝી'** નિકળવા થી મજા આવે છે, તેવી વાત અમલો પ્રત્યે ની લાપરવાહી તથા વજદ (તાણ-આંચકી) ના અનૂસંધાને કહી છે. થાનવી સાહેબ ને અશ્લીલ વાર્તાલાપ પ્રત્યે એટલો મોહ, લગાવ, આકર્ષણ, ખેંચાણ, પ્રલોભન, ગમો અને આનંદ પ્રદ રુચિ હતી, કે અલ્લાહ નો ઝિક્ર, નૈક અમલ, ઝિક્ર ની કૈફિયત, દુરૂદ શરીફ, વઝીફા માં આવતી મુર્છા, વગેરે નૈકી, પવિત્રતા અને આધ્યાત્મિકતા ને લગતા કાર્યો માટે પણ બીભત્સ અને અશ્લીલ દ્રષ્ટાંત અને ઉદાહરણ આપીને સંસ્કાર, સભ્યતા, સંસ્કૃતિ, શિષ્ટાચાર, શિક્ષિતતા અને વિનય વિવેક ના ઉચ્ચ આદર્શો નું છડેચોક ઉલંઘન કરતા હતા અને શિષ્ટ અને સભ્ય લોકો થી ભરચક સભામાં બેધડક અને નફ્ફટાઈ નું વરવું પ્રદર્શન કરીને બેહયાઈ અને બેશરમી ની ચરમસીમા ઓળંગવામાં પણ ક્ષોભ નહોતા અનુભવતા.

હવે અમો થાનવી સાહેબ ના કથનો ના સંગ્રહ **"હુસ્નુલ-અઝીઝ"** ના હવાલા થી એક ઇબારત એવી રજૂ કરી રહ્યા છીએં, કે અમલ માં લોકોની ઉણપ અને ઉદાસીનતા ના અનૂસંધાને થાનવી સાહેબે એવું નિવેદન કર્યું કે મોટા મોટા બુઝુર્ગો અને સૂફીઓ અમલ ની ક્ષતિ અને ખોડ માં





સપડાએલા હોવા છતાં **હાલ અને વજદ** એટલે કે અલ્લાહ ના નામ નો ઝિક્ર અને વઝીફો પઢતી વખતે આવતી મુર્છા અને અસયંમિક તાણ ની પછડાટો નો લહાવો લેવાની પાછળ પડ્યા છે અને નૈક અમલ માં પણ મજા અને લિઝ્ઝત પ્રાપ્ત કરવાનો આગ્રહ અને મહેચ્છા રાખે છે. જો કે મોઢે (જીભ) થી અલ્લાહ નો ઝિક્ર કરવો "હાલ અને વજદ" ની હાલત થી ઉત્તમ છે, પણ અમલ તો તેનાથી પણ ઉચ્ચતમ છે. પણ લોકો અમલ પ્રત્યે લક્ષ નથી આપતા. કેમકે અમલ કરવો કઠીન છે. અમલ કરવા થી જીવ નિકળી જાય તેવો કષ્ટ પડે છે અને ગભરામણ થાય છે અને અમલ કરવામાં મજા નથી આવતી. અલબત્ત, લોકોને **"હાલ અને વજદ"** ની કૈફિયત માં આનંદ આવે છે આ પ્રકાર નું નિવેદન કર્યા બાદ લોકોના ઉપરોક્ત વર્ણનીય આચરણ માટે થાનવી સાહેબે જે અશ્લીલ ઉદાહરણ આપેલ છે, તે વાંચો :-

> "بڑے بڑے بزرگ مبتلا ہیں اس میں ۔ عمل میں تو لوگ کوتاہیاں کرتے ہیں اور احوال ومواجید کے پیچھے پڑے رہتے ہیں ۔ حالانکہ اعمال کے سامنے احوال کوئی چیز نہیں ۔ دیکھئے سب سے بڑھ کر حالت استغراق کی ہے۔ بنصرتح اکابر ذکر لسانی اس سے افضل ہے۔ سو عمل اتنی بڑی چیز ہے مگر اس سے جان نکلتی ہے لوگوں کی ۔ بس یہی کہتے ہیں کہ مزہ تو آتا نہیں ہے۔ میں نے اس پر کہا تھا کہ مزہ تو مذی نکلنے میں آتا ہے، لوہے کے چنے چبانے میں مزہ کہاں"

**حوالہ:** (۱) ''حسن العزیز'' تھانوی صاحب کے ملفوظات کا مجموعہ، مرتب: مولوی حکیم محمد یوسف بجنوری، ناشر: مکتبہ تالیفات اشرفیہ، تھانہ بھون، ضلع: مظفرنگر (یو. پی) سن اشاعت: ۱۳۶۸ھ، باردوم، جلد:۳، حصہ:۳، قسط:۱۴، صفحہ:۶، مسلسل صفحہ:۴۸۶

(۲) ''ملفوظات حکیم الامت'' جلد: ۱۹ میں شامل کتاب ''حسن العزیز''، ناشر: ادارہ اشرفیہ، دیوبند، یوپی، سن طباعت: مئی ۲۰۱۱ء، جلدسوم، صفحہ نمبر:۳۰۶

ઉપરોક્ત ઇબારત માં ઉર્દૂ ભાષા ના અઘરા (Hard) શબ્દો ના અર્થો જાણીએં. ત્યારબાદ ઉપરોક્ત ઉર્દૂ ઇબારત નો ગુજરાતી અનુવાદ સમઝવામાં સરળતા રહેશે.

(૧) **અહવાલ** (احوال) = હાલ કી જમા, કૈફિયતેં, હાલાત, સરગુઝશ્ત. (હવાલો :- **ફિરોઝુલ્લુગાત**, પેઇજ નં. ૭૪)

(૧) **અહવાલ** (احوال) = State, Circumstance, Incidents, Events, Affairs, Narrative.

(હવાલો :- English-Urdu-English Combined Dictionary, by :- Dr. A. Haqe Page - 656)

✪ ઉપરોક્ત બન્ને હવાલાઓ ના તારણ સ્વરૂપે 'અહવાલ' શબ્દ ના ગુજરાતી અર્થો :- ⊙ **તારણ** ⊙ **સાંયોગિક** ⊙ **સંજોગ** ⊙ **પ્રાસંગિક** ⊙ **સ્પષ્ટ જણાવવું** ⊙ **વિગતવાર કહેવું** ⊙ **નિર્દિષ્ટ** ⊙ **બયાન** ⊙ **નિવેદન** ⊙ **વ્યાખ્યા** ⊙ **વર્ણનાત્મક** ⊙ **બનાવ** ⊙ **ઘટના.**





(૨) **મવાજીદ** (مواجید) = વજ્દ કી જમા, વજ્દ યાની બેખૂદી કી હાલત, હાલ, જઝ્બા, બે-અંદાઝ ખૂશી, સૂફીયોં કી ઇસ્તેલાહ મેં વો હાલતે બેખૂદી જો બઅઝ શખ્સોં કો સિમાઅ સે હોતી હૈ.

(હવાલો :- ફિરોઝુલ્લુગાત, પેઇજ નં. ૧૪૦૬)

(૨) **મવાજીદ** (مواجید) = Rapture, Excessive Love, Frenzy, Fit. (હવાલો :- English-Urdu-English Combined Dictionary, by :- Dr. A. Haqe Page - 1238)

✪ ઉપરોક્ત બન્ને હવાલાઓ ના તારણ સ્વરૂપે 'વજ્દ' શબ્દ ના ગુજરાતી અર્થો :- ⊙ **તાણ** ⊙ **આંચકી** ⊙ **મુર્છા** ⊙ **અધિક પ્રેમ** ⊙ **અસંયમ પ્રેમ** ⊙ **ક્રોધાવેશ** ⊙ **ધૂન** ⊙ **તરંગ.**

(૩) **ઇસ્તિગરાક** ( استغراق ) = મહવિયત, કિસી કે ખયાલ મેં ડૂબ જાના, ખુદા કી યાદ મેં મહવ હો જાના.

(હવાલો :- ફિરોઝુલ્લુગાત, પેઇજ નં. ૯૧)

(૩) **ઇસ્તિગરાક** ( استغراق ) = Absorption, Drowning, Immersion, Merged, Engrossed, Absorbed.

(હવાલો :- English-Urdu-English Combined Dictionary, by :- Dr. A. Haqe Page - 667)

✪ ઉપરોક્ત બન્ને હવાલાઓ ના તારણ સ્વરૂપે 'ઇસ્તિગરાક' શબ્દ ના ગુજરાતી અર્થો :- ⊙ **નિમગ્નતા** ⊙ **તલ્લીનતા** ⊙ **વિલીન થઈ જવું** ⊙ **તન્મય** ⊙ **ગરકપણુ** ⊙ **ખોવાઇ જવું** ⊙ **પૂરેપૂરૂં પરોવાયેલું** ⊙ **તલ્લીન થઈ ગયેલું,** ⊙ **ડૂબી જવું** ⊙ **ગરકાવ થવું.**

◙ ઉપરોક્ત ઉર્દૂ ઇબારત નો ગુજરાતી અનુવાદ :-

**"મોટા મોટા બુઝુર્ગો આ ઉણપ માં સપડાએલા છે. અમલ માં તો લોકો ઉદાસીનતા સેવે છે અને હાલ અને વજ્દ ની પાછળ પડ્યા રહે છે. જો કે અમલ ની સરખામણી માં 'અહવાલ' કોઈ ચીઝ નથી. જુઓ સૌથી વધીને ઉત્તમ હાલત 'ઇસ્તિગરાક' ની છે. મહાનુભાવોએ કરેલી સ્પષ્ટતા મુજબ મોઢે (જીભ) થી અલ્લાહ નો ઝિક્ર કરવો તેના થી પણ ઉચ્ચતમ છે. તો જ્યારે અમલ નો આટલો મોટો દરજ્જો છે, છતાં પણ લોકો અમલ પ્રત્યે ઉદાસીનતા દાખવે છે અને એવું જ કહે છે કે અમલ કરવામાં મજા નથી આવતી. જે અંગે મૈં કહેલું કે મજા તો મઝી નિકળવા માં આવે છે. લોઢા ના ચણા ચાવવા માં મજા કેવી ?"**

**હવાલો :-**

(૧) **"હુસ્નુલ-અઝીઝ"**, (થાનવી સાહેબ ના કથનો નો સંગ્રહ) સંપાદક :- હકીમ મોલ્વી મુહમ્મદ યૂસુફ બિજનૌરી, પ્રકાશક :- મક્તબા તાલીફાતે અશરફીયા, થાનાભવન, જિલ્લો :- મુઝફ્ફરનગર (યુ.પી.) પ્રકાશન વર્ષ :- સ.હિ. ૧૩૬૮, આવૃતિ બીજી, **જિલ્દ નં. ૩, હિસ્સા નં. ૩, કિસ્ત નં. ૧૪, પેઇજ નં. ૬, સળંગ પેઇજ નં. ૪૮૬**

(૨) **"મલ્ફૂઝાતે-હકીમુલ-ઉમ્મત"**, **જિલ્દ નં. ૧૯**, માં સમાવિષ્ટ કિતાબ **"હુસ્નુલ અઝીઝ"** પ્રકાશક :- ઇદારા અશરફીયા-દેવબંદ, (યુ.પી.), પ્રકાશન વર્ષ :- ઇ.સ. ૨૦૧૧, **જિલ્દ નં. ૩, પેઇજ નં. ૩૦૬**





ઉપરોક્ત ફકરા માં થાનવી સાહેબે **'અમલ'** તથા **'હાલ અને વજ્દ'** ના અનૂસંધાને નીચે મુજબ ની બાબતો કહી છે :-

- ◙ **મોટા મોટા બુઝુર્ગો અમલ ની કમી માં સપડાએલા છે અને હાલ તથા વજ્દ ની પાછળ પડ્યા છે.**
- ◙ **અમલ ની સરખામણી માં હાલ (વજ્દ) ની કોઈ હૈસિયત નથી અને હાલ (વજ્દ) માં ઇસ્તિગરાક ની પરિસ્થિતિ ઉત્તમ છે.**
- ◙ **મુખ (જીભ) થી ઝિક્ર કરવો ઇસ્તિગરાક થી પણ ઉચ્ચતમ છે.**
- ◙ **અમલ મહત્વ ની બાબત છે, છતાં પણ લોકો અમલ પ્રત્યે ઉદાસીનતા સેવે છે અને ગભરામણ અનુભવે છે.**
- ◙ **અમલ કરવામાં લોકોને મજા નથી આવતી.**

આટલું કહ્યા પછી થાનવી સાહેબ પોતાનું અસ્લી સ્વરૂપ દેખાડે છે અને **અલ્લાહ તઆલા** ના મુકદ્દસ અને પવિત્ર ઝિક્ર માં આનંદ અને મજા ની ઇચ્છા કરનારાઓ ની હાંસી અને ઠેકડી ઉડાવીને અલ્લાહ તઆલા ના મુબારક ઝિક્ર નું અવ-મુલ્યાંકન અને મહત્વતા ઘટાડીને અશ્લીલ અને બીભત્સ વાણીની બાલિશતા વ્યક્ત કરીને કહે છે, કે **"મજા તો મઝી નિકળવા માં આવે છે."** એટલે કે મજા ની મહેચ્છા છે અને મજા જ કરવી છે, તો અલ્લાહ ના ઝિક્ર માં તન-મન થી તલ્લીન અને મગ્ન થઈને અલ્લાહ ની યાદ માં ગરકાવ થઈને ખોવાઈ જઈને વજ્દ ની પરિસ્થિતી નિર્માણ કરીને અલ્લાહ ના નામ નો લયબધ્ધ રણકાર અને ઉચ્ચાર ના ધ્વની ના શોરબકોર માં ડૂબી જઈને આંચકી અને તાણ

અનુભવીને મુર્છિત અને બેભાન બની જવામાં મજા નહીં આવે. બલ્કે જો વાસ્તવમાં **મજા કરવી છે, તો મઝી ને કાઢો, મઝી નિકળશે, એટલે આપો આપ મજા આવશે.**

અમલ કરવો તો **"લોઢા ના ચણા ચાવવા સમાન છે."** તેમાં ધૂળ મજા આવશે ? આ કાર્ય અતિ કઠીન છે. જે તમારા માટે શક્ય નથી. સહેલી અને સરળ રીત હૂં શીખવું છું અને તે આસાન રીત એ છે, કે **મઝી બહાર કાઢો.** મઝી બહાર નિકળતાં જ જાણે આનંદ અને ઉલ્લાસ ના ચૌમેર થી ફુવારા ફુટી નિકળશે અને આનંદરસ ની મુશળાધાર વર્ષા માં ભીંજાઈ ને સરળ, સહેલો અને સંપૂર્ણ આનંદ પ્રાપ્ત થશે.

પ્રિય વાંચકો ! ધીર ગંભીર બનીને વિચારો અને ઊંડા ચિંતન અને મનન ના તારણ દ્વારા ન્યાય કરો કે **અલ્લાહ તબારક-વ-તઆલા** ના મુબારક અને પવિત્ર ઝિક્ર માં ઉત્પન્ન થતી "વજ્દ" ની કૈફિયત માટે ફુટપાથ નો મવાલી પણ જે હલકા, તુચ્છ, બેહુદા અને નીચ કક્ષા ના સંવાદો ન ઉચારે તેવા અશ્લીલ અને બીભત્સ શબ્દો ઉદાહરણ સ્વરૂપે વહાબી, દેવબંદી અને તબલીગી જમાઅત ના બની બેઠેલા ધરાર મુજદ્દિદ અને મુર્ખના સરદાર હકીમુલ ઉમ્મત મોલ્વી અશરફ અલી થાનવી સાહેબ ઉચ્ચારીને **અલ્લાહ તઆલા** ના મુબારક અને પવિત્ર ઝિક્ર ની હાંસી અને ઠેકડી ઉડાવીને સમગ્ર ઇસ્લામી જનસમુદાય ને આઘાત નો આંચકો આપવાનો મહાપાપ કરી રહ્યા છે.

✪✪✪✪✪✪





## મજા ઝિક્ર માં ક્યાં છે ? મજા તો મઝી માં છે, જે પત્નિ સાથે આનંદ કરતી વખતે બહાર નિકળે છે.

આ વિષય ના અનૂસંધાને બે (૨) પ્રકરણો **"હુસ્નુલ-અઝીઝ"** અને **"કમાલાતે-અશરફીયા"** ના હવાલા થી રજૂ થયા. હવે થાનવી સાહેબ ના કથનો ના સંગ્રહ **"અલ-ઇફાદાતિલ-યવમિયા"** ના પાંચ (૫) હવાલાઓ એવા રજૂ કરવામાં આવી રહ્યા છે, કે **અલ્લાહ તઆલા** ના ઝિક્ર માં લિઝ્ઝત અને આનંદ મેળવવાની ઇચ્છા ધરાવનારાઓ ની થાનવી સાહેબ હમેંશા ઠેકડી ઉડાવતા અને તેઓની મશ્કરી કરવાના દ્રુષ્ટ આશય થી હમેંશા એવું કહેતા કે **"ઝિક્ર માં મજા શું શોધો છો ? મજા તો પત્નિ સાથે મોજ-મજા કરતી વખતે નિકળતી મઝી માં છે."**

આ વાક્ય થાનવી સાહેબે એક-બે વખત કે આકસ્મિક સંજોગ માં અચાનક કહી દીધું હોય તેવું નથી બલ્કે આ વાક્ય થાનવી સાહેબ પોતાના પ્રિય **"તકીયા કલામ"** એટલે કે જે વાક્ય બોલવાની કાયમી ટેવ હોય (Phrase Habitually Introduced into Speech) ની હૈસિયત થી કાયમી ધોરણે અવાર નવાર બોલતા હતા અને **અલ્લાહ તઆલા** ના મુકદ્દસ ઝિક્ર ની તૌહીન અને અપમાન કરતા હતા અને હાંસી ઉડાવતા હતા.

થાનવી સાહેબ માં **"વિકૃત વાસના ની વૃત્તિ"** (Sex Mania) એટલી વિપુલ પ્રમાણ માં હતી, કે દરેક પળ તેઓના

દિમાગ પર વાસના નો ભૂત સવાર રહેતો હતો અને મન માં વાસના નો કીડો સળવળતો રહેતો હતો, જેથી તેઓને દરેક વાત અને દરેક બાબત માં વાસના ની અનુભૂતિ અને અનુસ્મરણ નો ભાવ આપો આપ ઉત્પન્ન થઈ જતો હતો. ત્યાં સુધી કે અલ્લાહ તઆલા ના મુકદ્દસ અને મુબારક ઝિક્ર માટે પણ તેઓ વાસના અને જાતીય આવેગ ઉપર આધારિત હાસ્યાસ્પદ અને ઉટપટાંગ ઉદાહરણો અને દ્રષ્ટાંતો આપતા હતા.

અહીં થાનવી સાહેબ ની પાંચ (૫) મહેફિલો માં થાનવી સાહેબ ના ઉપરોક્ત વર્ણનીય વાક્ય **"મજા ઝિક્ર માં ક્યાં? મજા તો મઝી માં છે."** નું વારંવાર નું પુનરાવર્તન (Repetation) વર્ણન કરવામાં આવ્યું છે :-

(૧) **૧, રમઝાન સ.હિ. ૧૩૫૦** - શનિવાર, ઝોહર ની નમાઝ પછી ની મજલિસ

(૨) **૨૮, રમઝાન સ.હિ. ૧૩૫૦** - શનિવાર, સવાર ની મહેફિલ

(૩) **૨૨, રબીઉલ-આખર, સ.હિ. ૧૩૫૧** - જુમ્આ - જુમ્આ ની નમાઝ પછી ની મજલિસ

(૪) **૩૦, જમાદિલ-અવ્વલ સ.હિ. ૧૩૫૧** - શનિવાર, ઝોહર ની નમાઝ પછી ની મહેફિલ

(૫) **૧૧, જમાદિલ-આખર, સ.હિ. ૧૩૫૧** - જુમેરાત - સવાર ના સમય ની મજલિસ

એટલે કે ફક્ત **સાત (૭) મહિના** અને **અગ્યાર (૧૧) દિવસ** માં એટલે કે એક વર્ષ થી પણ ઓછા સમય ગાળા માં થાનવી સાહેબે ઉપરોક્ત વાક્ય પાંચ (૫) વખત પોતાની મજલિસો માં ઉચ્ચારેલ છે.

ઇબારતો અહીં હવાલા ના પુરાવા સાથે રજૂ છે :-





**(૧)**

۱ر رمضان المبارک ۱۳۵۰ھ۔ سنیچر، بعد نماز ظہر کی مجلس

"فرمایا کہ ایک صاحب مجھ سے کہنے لگے کہ ذکر میں مزہ نہیں آتا۔ میں نے کہا۔ مزہ تو مذی میں ہے۔ یہاں کہاں ڈھونڈتے پھرتے ہو"

**حوالہ:** (۱) "الاماضنات الیومیہ من الافادات القومیہ" تھانوی صاحب کے ملفوظات کا مجموعہ: ناشر:- مکتبہ دانش۔ دیوبند (یو۔پی) سن طباعت:- ۱۹۸۶ء جلد-۱، قسط-۱، ملفوظ:۹۳، صفحہ:۵۲

(۲) "الافاضات الیومیہ من الافادات القومیہ" تھانوی صاحب کے ملفوظات کا مجموعہ، ناشر:- مکتبہ دانش، دیوبند (یو۔پی) جدید ایڈیشن، سن طباعت، ۱۹۹۹ء۔ جلد-۱، حصہ-۱، ملفوظ ۹۳، صفحہ:۷۱

■ **ઉપરોક્ત ઉર્દૂ ઇબારત અને હવાલા નો ગુજરાતી અનુવાદ:-**

**૧, રમઝાન સ.હિ. ૧૩૫૦** - શનિવાર, ઝોહર ની નમાઝ પછી ની મજલિસ

**"ફરમાવ્યું કે એક મહાશય મને કહેવા લાગ્યા કે ઝિક્ર માં મજા નથી આવતી. મૈં કહ્યું મજા તો મઝી માં છે. અહીં ક્યાં શોધી રહ્યા છો"**

**હવાલો :-**

(૧) **"અલ-ઇફાદાતિલ-યવમિયા-મિનલ-ઇફાદાતિલ-કવમિયા"** થાનવી સાહેબ ના કથનો નો સંગ્રહ, પ્રકાશક:- મક્તબા દાનિશ-દેવબંદ (યુ.પી.) પ્રકાશન વર્ષ : ઇ.સ. ૧૯૮૬, **જિલ્દ નં. ૧, કિસ્ત નં. ૧,**

**મલ્ફૂઝ નં. ૯૩, પેઇજ નં. ૫૨**
(૨) **"અલ-ઇફાદાતિલ-યવમિયા-મિનલ-ઇફાદાતિલ-કવમિયા"** થાનવી સાહેબ ના કથનો નો સંગ્રહ, પ્રકાશકઃ- મક્તબા દાનિશ-દેવબંદ (યુ.પી.) લેટેસ્ટ આવૃતિ, પ્રકાશન વર્ષ : ઇ.સ. ૧૯૯૯, **જિલ્દ નં. ૧, હિસ્સા નં. ૧, મલ્ફૂઝ નં. ૯૩, પેઇજ નં. ૭૧**

## (૨)

۲۸ ر رمضان المبارک ۱۳۵۰ھ سنیچر۔ مجلس بوقت صبح

''ایک سلسلۂ گفتگو میں فرمایا کہ ایک شخص نے مجھ سے شکایت کی کہ ذکر میں جو پہلے مزا آتا تھا، اب نہیں آتا، میں نے کہا کہ میاں! مزا تو مذی میں ہوتا ہے۔ یہاں کہاں مزا ڈھونڈتے پھرتے ہو۔''

**حوالہ :**

(۱) ''الافاضات الیومیہ من الافادات القومیہ'' تھانوی صاحب کے ملفوظات کا مجموعہ، ناشر: مکتبۂ دانش، دیوبند (یوپی) سن طباعت ۱۹۸۶ء، جلد۱، قسط۲، ملفوظ:۵۳۴، ص:۱۱۶، مسلسل صفحہ:۲۶۰

(۲) ''الافاضات الیومیہ من الافادات القومیہ'' تھانوی صاحب کے ملفوظات کا مجموعہ، ناشر: مکتبۂ دانش، دیوبند (یوپی) جدید ایڈیشن سن طباعت ۱۹۹۹ء، جلد:۱، حصہ:۱، ملفوظ:۵۳۳، ص:۳۶۷

▣ **ઉપરોક્ત ઉર્દૂ ઇબારત અને હવાલા નો ગુજરાતી અનુવાદઃ-**





**૨૮, રમઝાન સ.હિ. ૧૩૫૦ - શનિવાર, સવાર ના સમય ની મજલિસ**

**"એક વાર્તાલાપ ના અનુસંધાને ફરમાવ્યું કે એક શખ્સે મારા થી ફરિયાદ કરી કે ઝિક્ર માં જે પહેલાં મજા આવતી હતી, હવે નથી આવતી. મૈં કહ્યું કે મિયાં ! મજા તો મઝી માં હોય છે. અહીં ક્યાં મજા શોધતા ફરો છો"**

**હવાલો :-**
(૧) **"અલ-ઇફાદાતિલ-યવમિયા-મિનલ-ઇફાદાતિલ-કવમિયા"** થાનવી સાહેબ ના કથનો નો સંગ્રહ, પ્રકાશકઃ- મક્તબા દાનિશ-દેવબંદ (યુ.પી.) પ્રકાશન વર્ષ-ઇ.સ. ૧૯૮૬, **જિલ્દ નં. ૧, કિસ્ત નં. ૨, મલ્ફૂઝ નં. ૫૩૪, પેઇજ નં. ૧૧૬, સળંગ પેઇજ નં. ૨૬૦**
(૨) **"અલ-ઇફાદાતિલ-યવમિયા-મિનલ-ઇફાદાતિલ-કવમિયા"** થાનવી સાહેબ ના કથનો નો સંગ્રહ, પ્રકાશકઃ- મક્તબા દાનિશ-દેવબંદ (યુ.પી.) અદ્યતન આવૃતિ, પ્રકાશન વર્ષ : ઇ.સ. ૧૯૯૯, **જિલ્દ નં. ૧, હિસ્સા નં. ૧, મલ્ફૂઝ નં. ૫૩૩, પેઇજ નં. ૩૬૭**

## (3)

۲۲ ر ربیع الثانی ۱۳۵۱ھ، جمعہ۔ مجلس بعد نماز جمعہ

''ایک شخص نے مجھ سے کہا کہ ذکر میں مزا نہیں آتا، میں نے کہا کہ مزا ذکر میں کہاں، مزا تو مذی میں ہوتا ہے، جو بیوی سے ملاعبت کے وقت خارج ہوتی ہے، یہاں کہاں مزا ڈھونڈتے پھرتے ہو۔''

**حوالہ:** (۱)''الافاضات الیومیہ من الافادات القومیہ'' تھانوی صاحب کے ملفوظات کا مجموعہ، ناشر: مکتبۂ دانش، دیوبند (یوپی) سن طباعت ۱۹۸۹ء، جلد:۳،قسط:۱۳، ملفوظ:۴۵۸،ص:۹۳، مسلسل صفحہ:۳۱۷

(۲)''الافاضات الیومیہ من الافادات القومیہ'' تھانوی صاحب کے ملفوظات کا مجموعہ، ناشر: مکتبۂ دانش، دیوبند (یوپی) جدید ایڈیشن سن طباعت ۲۰۰۰ء، جلد:۳،حصہ:۶،ملفوظ:۴۲،صفحہ:۳۵

**▣ ઉપરોક્ત ઉર્દૂ ઇબારત અને હવાલા નો ગુજરાતી અનુવાદ:-**

**૨૨, રબીઉલ આખિર સ.હિ. ૧૩૫૧ - જુમ્આ, જુમ્આ ની નમાઝ પછી ની મજલિસ.**

**"એક શખ્સે મને કહ્યું કે ઝિક્ર માં મજા નથી આવતી. મૈં કહ્યું કે મજા ઝિક્ર માં ક્યાં છે ? મજા તો મઝી માં હોય છે, જે પત્નિ સાથે હંસી મઝાક કરતી વખતે નિકળે છે. અહીં શું મજા શોધતા ફરો છો."**

**હવાલો :-**

(૧) **"અલ-ઇફાદાતિલ-યવમિયા-મિનલ-ઇફાદાતિલ-કવમિયા"** થાનવી સાહેબ ના કથનો નો સંગ્રહ, પ્રકાશક:- મક્તબા દાનિશ-દેવબંદ (યુ.પી.) પ્રકાશન વર્ષ-ઇ.સ. ૧૯૮૯, **જિલ્દ નં. ૩, કિસ્ત નં. ૧૩, મલ્ફૂઝ નં. ૪૫૮, પેઇજ નં. ૯૩, સળંગ પેઇજ નં. ૩૧૭**

(૨) **"અલ-ઇફાદાતિલ-યવમિયા-મિનલ-ઇફાદાતિલ-કવમિયા"** થાનવી સાહેબ ના કથનો નો સંગ્રહ, પ્રકાશક:- મક્તબા દાનિશ-દેવબંદ (યુ.પી.) લેટેસ્ટ એડિશન, પ્રકાશન વર્ષ : ઇ.સ. ૨૦૦૦, **જિલ્દ નં. ૩, હિસ્સા નં. ૬, મલ્ફૂઝ નં. ૪૨, પેઇજ નં. ૩૫**





## (૪)

**۳۰/جمادی الاولیٰ ۱۳۵۱ھ-سنیچر-مجلس بعد نماز ظہر**

**''ایک شخص نے مجھ سے کہا کہ میں ذکر کرتا ہوں، مزا نہیں آتا، میں نے عرفی تہذیب چھوڑ کر کہا کہ مزا تو مذی میں ہوتا ہے۔ذکر میں مزا کہاں ڈھونڈتا پھرتا ہے۔''**

**حوالہ:** (۱) ''الافاضات الیومیہ من الافادات القومیہ'' تھانوی صاحب کے ملفوظات کا مجموعہ، ناشر: مکتبۂ دانش، دیوبند (یوپی) سن طباعت ۱۹۸۹ء، جلد:۳ میں جلد:۴،قسط:۱، مسلسل قسط:۱۶، ملفوظ:۵۸،ص:۴۰

(۲) ''الافاضات الیومیہ من الافادات القومیہ'' تھانوی صاحب کے ملفوظات کا مجموعہ، ناشر: مکتبۂ دانش، دیوبند (یوپی) جدید ایڈیشن سن طباعت ۱۹۹۹ء، جلد:۴، حصہ:۷،ملفوظ:۸۰،صفحہ:۵۸

**▣ ઉપરોક્ત ઉર્દૂ ઇબારત અને હવાલા નો ગુજરાતી અનુવાદ:-**

**૩૦, જમાદિલ અવ્વલ સ.હિ. ૧૩૫૧ - શનિવાર, ઝોહર ની નમાઝ પછી ની મજલિસ.**

**"એક શખ્સે મને કહ્યું કે હૂં ઝિક્ર કરૂં છું, મજા નથી આવતી. મૈં અરબી તેહઝીબ (ઇસ્લામિક સંસ્કાર) તજી ને કહ્યું કે મજા તો મઝી માં હોય છે. ઝિક્ર માં વળી ક્યાં મજા શોધતો ફરે છે."**

**હવાલો :-**

(૧) **"અલ-ઇફાદાતિલ-યવમિયા-મિનલ-ઇફાદાતિલ-કવમિયા"** થાનવી સાહેબ ના કથનો નો સંગ્રહ,

પ્રકાશકઃ- મક્તબા દાનિશ-દેવબંદ (યુ.પી.) પ્રકાશન વર્ષ-ઇ.સ. ૧૯૮૯, **જિલ્દ નં. ૩ માં જિલ્દ નં. ૪, કિસ્ત નં. ૧, સળંગ કિસ્ત નં. ૧૬, મલ્ફૂઝ નં. ૫૮, પેઇજ નં. ૪૦.**

(૨) **"અલ-ઇફાદાતિલ-યવમિયા-મિનલ-ઇફાદાતિલ-કવમિયા"** થાનવી સાહેબ ના કથનો નો સંગ્રહ, પ્રકાશકઃ- મક્તબા દાનિશ-દેવબંદ (યુ.પી.) અધતન આવૃતિ, પ્રકાશન વર્ષ : ઇ.સ. ૧૯૯૯, **જિલ્દ નં. ૪, હિસ્સા નં. ૭, મલ્ફૂઝ નં. ૮૦, પેઇજ નં. ૫૮**

## (૫)

۱۱/ جمادی الثانی ۱۳۵۱ھ جمعرات مجلس بوقت صبح

''ایک شخص نے مجھ سے کہا تھا کہ ذکر میں مزا نہیں آتا۔ میں نے مزاحاً کہا کہ مزا تو مذی میں آیا کرتا ہے۔ یہاں ذکر میں مزا کہاں ڈھونڈتے پھرتے ہو۔''

**حوالہ:**

(۱) ''الافاضات الیومیہ من الافادات القومیہ'' تھانوی صاحب کے ملفوظات کا مجموعہ، ناشر: مکتبۂ دانش، دیوبند (یوپی) سن طباعت ۱۹۸۹ء، جلد: ۳ میں جلد: ۴، قسط: ۲، مسلسل قسط: ۱۷، ملفوظ نمبر: ۲۸۹، صفحہ: ۴۲، مسلسل صفحہ: ۱۵۴

(۲) ''الافاضات الیومیہ من الافادات القومیہ'' تھانوی صاحب کے ملفوظات کا مجموعہ، ناشر: مکتبۂ دانش، دیوبند (یوپی) جدید ایڈیشن سن طباعت ۱۹۹۹ء، جلد: ۴، حصہ: ۷، ملفوظ: ۳۱۰، ص: ۲۰۶





### ◙ ઉપરોક્ત ઉર્દૂ ઇબારત અને હવાલા નો ગુજરાતી અનુવાદઃ-

**૧૧, જમાદિલ આખિર સ.હિ. ૧૩૫૧ - જુમેરાત, સવાર ના સમય ની મજલિસ.**

**"એક શખ્સે મને કહ્યું હતું કે ઝિક્ર માં મજા નથી આવતી. મૈં મઝાક માં કહ્યું કે મજા તો મઝી માં આવ્યા કરે છે. અહીં ઝિક્ર માં મજા શું શોધતા ફરો છો."**

**હવાલો :-**

(૧) **"અલ-ઇફાદાતિલ-યવમિયા-મિનલ-ઇફાદાતિલ-કવમિયા"** થાનવી સાહેબ ના કથનો નો સંગ્રહ, પ્રકાશકઃ- મક્તબા દાનિશ-દેવબંદ (યુ.પી.) પ્રકાશન વર્ષ-ઇ.સ. ૧૯૮૯, **જિલ્દ નં. ૩ માં જિલ્દ નં. ૪, કિસ્ત નં. ૨, સળંગ કિસ્ત નં. ૧૭, મલ્ફૂઝ નં. ૨૮૯, પેઇજ નં. ૪૨, સળંગ પેઇજ નં. ૧૫૪.**

(૨) **"અલ-ઇફાદાતિલ-યવમિયા-મિનલ-ઇફાદાતિલ-કવમિયા"** થાનવી સાહેબ ના કથનો નો સંગ્રહ, પ્રકાશકઃ- મક્તબા દાનિશ-દેવબંદ (યુ.પી.) લેટેસ્ટ એડિશન, પ્રકાશન વર્ષ : ઇ.સ. ૧૯૯૯, **જિલ્દ નં. ૪, હિસ્સા નં.૭, મલ્ફૂઝ નં. ૩૧૦, પેઇજ નં. ૨૦૬**

# પુરાની જોરૂ અમ્મા હો જાતી હૈ
## એટલે કે
# જૂની પત્નિ માઁ બની જાય છે.

થાનવી સાહેબે બે(૨) વખત લગ્ન કરેલા. જેથી થાનવી સાહેબ ની બન્ને બેગમો ને આપણે સભ્યતા, સંસ્કાર અને શિષ્ટાચાર ની મર્યાદા માં રહીને જ સંબોધન કરશું. (૧) પહેલી પત્નિ એટલે કે પુરાણી બેગમ ને **"મોટી પીરાની"** અથવા **"જૂની જોરૂ"** અને (૨) બીજી પત્નિ એટલે નૂતન બેગમ ને **"છોટી પીરાની"** અથવા **"નવી જોરૂ"** ના ઇલ્કાબ દ્વારા સંબોધન કરશું. બે(૨) લગ્ન કરવા છતાં થાનવી સાહેબ બાપ ન બની શક્યા. બન્ને બેગમો વાંજણી ની વાંજણી જ રહી. બન્ને ની ગોદ ખાલી જ રહી. ખોળા નાં ખુંદનારા ના આગમન થી વંચિત જ રહી. થાનવી સાહેબ ના જીવન વૃતાંત ઉપર આધારિત કિતાબો ના અભ્યાસ દ્વારા જાણવા મળે છે, કે સંતાન પ્રાપ્તિ માટે થાનવી સાહેબે ઘણા વલખાં મારેલા. પણ તેઓના નસીબ માં સંતાન સુખ નહોતું. હકીમો અને ડોક્ટરો પાસે ઇલાજ કરાવવા માં પણ કોઈ જાતની કચાશ કે ઉણપ નહોતી રાખેલી. બેગમ ને લઈને ઇલાજ અને ચેકઅપ માટે છેક કાનપુર સુધીનો પ્રવાસ ખેડ્યો, પણ અંતે નિરાશા જ સાંપડી. એ બાબત જાણી નથી શકાઈ કે વાંઝીયાપણા નું કારણ બન્ને બેગમો માં કોઈ ખામી હતી, કે પછી ખૂદ થાનવી સાહેબ જ ખામી યુક્ત હતા ? ચોક્કસ તબીબી કારણ (Medical Reason) અભેદ રહસ્ય રૂપે અણઉકેલ જ રહ્યો.





બે બે ઘોડા ઉપર સવાર થવા છતાં થાનવી સાહેબ મંઝિલે ન પહોંચ્યા. ખૈર ! જેવું થાનવી સાહેબ નું નસીબ ! પણ વાંઝીયા પણા ની આડ અસર રૂપે થાનવી સાહેબ નું માનસ અને સ્વભાવ ચીડિયું અને ઉગ્ર બની ગયું. ઉપરાંત અતૃપ્ત અને વાંછિત લાલસા ની ઝંખના માં તેઓ વાત વાત માં વાસના ના આવેગ (Sexual Urge) થી પ્રેરાઈ ને અશ્લીલ અને બીભત્સ વાર્તાલાપ કરવામાં કે ઉદાહરણો આપવા માં કોઈપણ પ્રકાર નો ક્ષોભ નહોતા અનુભવતા, બલ્કે દીની મસાઇલ એટલે ધાર્મિક નિયમો અને કાનૂનો, ઝિક્ર, ઉપદેશ, ભાષણ અને શીખામણ જેવી ઉચ્ચ સંસ્કારી બાબતો માં પણ શરમ ને નેવે મુકીને ભરી મહેફિલ માં કોઈપણ જાતના હિચકિચાટ વગર અશ્લીલ, બાલિશ અને હલકટ કક્ષાની વાણી ઉચ્ચારતા હતા અને મઝહબી મામલાઓ માં પણ બીભત્સ ઉદાહરણો આપીને નરી બેશરમી નું પ્રદર્શન કરતા હતા.

એક હવાલો રજૂ છે.

> ''لوگ اس کی بڑی شکایت کرتے ہیں کہ ذکر و شغل میں پہلے لطف آتا تھا، جوش وخروش ہوتا تھا، اب نہیں ہوتا۔ حضرت مولانا فضل الرحمٰن صاحب سے کسی نے یہی شکایت کی تھی۔ تو آپ نے فرمایا کہ بھائی جانتے ہو، خبر بھی ہے کہ پرانی جورو اماں ہوجاتی ہے۔''
>
> **حوالہ:** (ا) ''حسن العزیز'' تھانوی صاحب کے ملفوظات کا مجموعہ: مرتب: مولوی حکیم محمد یوسف بجنوری، ناشر: مکتبہ تالیفات اشرفیہ، تھانہ بھون، ضلع: مظفرنگر (یو.پی) سن اشاعت ۱۳۸۵ھ، بار دوم، جلد: ۳، حصہ: ۲، قسط: ۱۳، صفحہ: ۲۳۵، مسلسل صفحہ: ۴۷۵

(۲) ''ملفوظات حکیم الامت'' جلد:۱۹ میں شامل کتاب ''حسن العزیز''، ناشر:
ادارہ اشرفیہ، دیوبند، یوپی، سن طباعت: مئی ۲۰۱۱ء، جلد سوم، صفحہ نمبر: ۳۰۴

**◙ ઉપરોક્ત ઉર્દૂ ઇબારત અને હવાલા નો ગુજરાતી અનુવાદઃ-**

**"લોકો આ અંગેની મોટી ફરિયાદ કરે છે કે ઝિક્ર અને સાધના માં પહેલાં** (શરૂ માં) **આનંદ આવતો હતો. જોશ અને જુસ્સો આવતો હતો. હવે આવું નથી થતું. હઝરત મૌલાના ફઝલુર્રહમાન સાહેબ થી કોઈએ આવી જ ફરિયાદ કરેલી. તો આપે ફરમાવ્યું કે ભાઈ ! જાણો છો, કંઈ ખબર પણ છે ? કે પુરાની જોરૂ માઁ બની જાય છે."**

**હવાલો :-**

(૧) **"હુસ્નુલ-અઝીઝ"**, (થાનવી સાહેબ ના કથનો નો સંગ્રહ) સંપાદક :- મોલ્વી હકીમ મુહમ્મદ યૂસુફ બિજનૌરી, પ્રકાશક :- મક્તબા તાલીફાતે અશરફીયા, થાનાભવન, જિલ્લો :- મુઝફ્ફરનગર (યુ.પી.) પ્રકાશન વર્ષ સ.હિ. ૧૩૮૫, આવૃતિ બીજી, **જિલ્દ નં. ૩, હિસ્સા નં. ૨, કિસ્ત નં. ૧૩, પેઇજ નં. ૨૩૫, સળંગ પેઇજ નં. ૪૭૫**

(૨) **"મલ્ફૂઝાતે-હકીમુલ ઉમ્મત"**, **જિલ્દ નં. ૧૯** માં શામેલ કિતાબ **"હુસ્નુલ અઝીઝ"** પ્રકાશક :- ઇદારા અશરફિયા, દેવબંદ, (યુ.પી.), પ્રકાશન વર્ષ :- મે, ૨૦૧૧, **ભાગ નં. ૩, પેઇજ નં. ૩૦૪**

**થાનવી સાહેબ સ્ત્રી અને પુરૂષ વચ્ચે સ્થાપિત દાંપત્ય જીવન અને દૈહિક સબંધ નું વિવરણ અને સ્પષ્ટીકરણ કરે**





**છે, કે લગ્ન થયા પછીના પ્રારંભિક સમય માં 'નવ-વધૂ' પ્રત્યે અનેરૂં આકર્ષણ અને જાતીય આવેગ વિશેષ પ્રમાણ માં હોય છે. પુરૂષ સંપૂર્ણ જોશ, જોમ, આવેગ, ભાવ, આવેશ અને શક્તિ ની સાથે દાંપત્ય જીવન ના બધા હક્કો અને અરમાનો પૂરા કરે છે. અમુક સમય પછી તેનો જોશ અને આવેગ ઠંડો પડી જાય છે અને એક સમય એવો આવે છે, કે તેને દેહ સબંધ સ્થાપિત કરવા પ્રત્યેનો લગાવ અને અભિરુચિ મંદ પડી જાય છે, બલ્કે ક્ષીણ અને નામશેષ થઈ જાય છે.**

**આ એક કુદરતી બાબત અને પુરૂષ ની શારિરીક ક્ષમતા ને અનુલક્ષી ને વાસના પ્રત્યે ની તૃપ્તિ અને રુચિ ઉપર આધારિત કાર્યદક્ષતા છે, કે જોશ અને આવેગ ની અનુપસ્થિત કે જાતીય આવેગ ની ઉણપ ના કાળ માં સંભોગ ક્રિયા ને સંપૂર્ણપણે તજી દેવું કે સંભોગ ની પ્રવૃતિ ની માત્રા એકદમ ઘટી જવાના સમયકાળ માં કોઈ વ્યક્તિ ની પત્નિ તેની "માતા" (માં) નથી બની જતી, બલ્કે પત્નિ જ રહે છે. પોતાની જીવન સંગીની (પત્નિ) ને પોતાની "મમ્મી" કહેનારા થી વધીને ભાગ્યે જ કોઈ મોટો મુર્ખ હશે. પણ થાનવી સાહેબ જૂની પત્નિ** (Old Wife) **ને "અમ્માં" કહીને "મહા મુર્ખ" નું બિરૂદ પોતાના માટે યોગ્ય ઠરાવી રહ્યા છે. પ્રથમ અને પાયા ની વાત તો એ છે, કે જૂની પત્નિ કદી પણ "માઁ" નથી બની જતી. તેણીને "મધર" ઠરાવવી સદંતર ખોટું જ છે. બીજી એક મહત્વ ની વાત એ છે, કે જો થાનવી સાહેબ ની માન્યતા મુજબ ધારી લો કે જૂની પત્નિ "અમ્માં" બની જાય છે, તો પણ અલ્લાહ તઆલા ના ઝિક્ર માટે તેનું ઉદાહરણ આપવું સ્પષ્ટ પણે અલ્લાહ ના ઝિક્ર ની તૌહીન, હાંસી અને મશ્કરી છે.**



www.markazahlesunnat.com

ઉપરાંત, થાનવી સાહેબે પોતાના કથન **"પૂરાની જોરૂ અમ્માં હો જાતી હૈ"** ને મૌલાના **ફઝલુર્રહમાન ગંજમુરાદાબાદી** ના નામે સબંધિત કર્યુ છે. થાનવી સાહેબ ની એક ચાલબાજી અને છેતરપીંડી એ પણ હતી, કે તે પોતાની અસભ્ય અને અસંસ્કારી વાતો ને બીજાના નામે ચડાવી દઈને, તે વ્યક્તિ ના નામે આરોપણ (Ascribe) કરીને વર્ણન કરતા અને એવા મિથ્યા ભ્રમ માં રહેતા, કે આ વાત બીજાના નામે ચડાવી દેવાથી હૂં જવાબદારી માં થી મુક્ત થઈ ગયો. પહેલી વાત તો એ કે આ વાક્ય હઝરત મૌલાના ફઝલુર્રહમાન ગંજમુરાદાબાદી એ કહ્યું છે, તેની શું સાબિતી છે ? થાનવી સાહેબ ના કહેવા ઉપર ભરોસો કરી શકાય તેમ નથી. કેમકે થાનવી સાહેબ ના વિધાન ને આધારભૂત ગણી ન શકાય. અને ધારી લો કે આ વાક્ય મૌલાના ફઝલુર્રહમાને કહ્યું જ છે, તો પણ તે વાક્ય હરગિઝ સ્વીકાર્ય નથી. પણ અત્યારે તો આ વાક્ય થાનવી સાહેબ કહી રહ્યા છે. જેનો અર્થ એ થયો, કે આ વાક્ય મૌલાના ફઝલુર્રહમાન ગંજમુરાદાબાદી એ કહ્યું હોય કે ન પણ કહ્યું હોય. પણ થાનવી સાહેબ માટે આ વાક્ય સ્વીકાર્ય બલ્કે કહેવા યોગ્ય, અર્થ સભર, ઉદાહરણ આપવાના લાયક અને જ્ઞાન ઉપર આધારિત બોધ વચન સમાન છે. શું થાનવી સાહેબ માં એટલી પણ સામાન્ય સમજ અને વિવેક બુદ્ધિ પણ નથી, કે અલ્લાહ તઆલા ના પવિત્ર ઝિક્ર માટે આવું બીભત્સ, અશ્લીલ અને હલકટ દ્રષ્ટાંત ન અપાય.

**"પૂરાની જોરૂ અમ્માં હો જાતી હૈ"** આ વાક્ય થાનવી સાહેબ **"તકિયા કલામ"** એટલે કે જે વાક્ય બોલવાની કાયમી ટેવ હોય (Habitually Speech) તરીકે અવાર નવાર હોંશે હોંશે અને પ્રફુલ્લિત વદને પોતાની રોજીંદી વાતચીત માં ઉચ્ચારતા હતા. મહિલાઓ સબંધિત આવા વિવિધ અને બિભત્સ વાક્યો ઉચ્ચારવા માં થાનવી સાહેબ અનેરા આનંદ ની અનુભૂતિ કરતા હતા. આ વાક્ય થાનવી સાહેબ ના જીવન વૃતાંત ઉપર આધારિત અનેક કિતાબો માં જૂદી જૂદી મજલિસો માં ઉચ્ચારેલા કથન ની હેસિયત થી અંકિત છે. વાંચકોની જાણકારી માટે અત્રે બે(૨) હવાલા ફક્ત કિતાબ ના હવાલા અને પેઇજ નંબર ની વિગત સાથે રજૂ છે. સ્થળ સંકોચ ના કારણે ઓરિજનલ ઇબારત નકલ નથી કરી.

**હવાલો : ૧ :-**

- **"અલ-ઇફાદાતિલ-યવમિયા-મિનલ-ઇફાદાતિલ-કવમિયા"** થાનવી સાહેબ નો કથન સંગ્રહ, પ્રકાશકઃ- મક્તબા દાનિશ-દેવબંદ (યુ.પી.) પ્રકાશન વર્ષ-ઇ.સ. ૧૯૯૦, **જિલ્દ નં. ૪, કિસ્ત નં. ૫, સળંગ કિસ્ત નં. ૨૦, મલ્ફૂઝ નં. ૯૭૨, પેઇજ નં. ૫૮.** (૧૮, શાબાન હિ.સ. ૧૩૫૧ શનિવાર ઝોહર ની નમાઝ પછી ની મજલિસ)
- **"અલ-ઇફાદાતિલ-યવમિયા-મિનલ-ઇફાદાતિલ-કવમિયા"** થાનવી સાહેબ ના કથનો નો સંગ્રહ, પ્રકાશકઃ- મક્તબા દાનિશ-દેવબંદ (યુ.પી.) પ્રકાશન વર્ષ : ઇ.સ. ૧૯૯૯, અધતન આવૃતિ, **જિલ્દ નં. ૪, હિસ્સા નં.૮, મલ્ફૂઝ નં. ૪૪૨, પેઇજ નં. ૩૪૧** (૧૮, શાબાન હિ.સ. ૧૩૫૧ શનિવાર ઝોહર ની નમાઝ પછી ની મજલિસ)

**હવાલો : ૨ :-**

- **"અલ-ઇફાદાતિલ-યવમિયા-મિનલ-ઇફાદાતિલ-કવમિયા"** થાનવી સાહેબ નો કથન સંગ્રહ, પ્રકાશકઃ- મક્તબા દાનિશ-દેવબંદ (યુ.પી.) પ્રકાશન વર્ષ-ઇ.સ.

**૧૯૮૯, જિલ્દ નં. ૧, કિસ્ત નં. ૨, મલ્ફૂઝ નં. ૫૩૪, પેઇજ નં. ૧૧૬, સળંગ પેઇજ નં. ૨૬૦.** (૨૮, રમઝાનુલ મુબારક હિ.સ. ૧૩૫૦ શનિવાર - સવાર ના સમય ની મજલિસ)

- **"અલ-ઇફાદાતિલ-યવમિયા-મિનલ-ઇફાદાતિલ-કવમિયા"** લેટેસ્ટ એડિશન, પ્રકાશકઃ- મક્તબા દાનિશ-દેવબંદ (યુ.પી.) પ્રકાશન વર્ષ : ઇ.સ. ૧૯૯૯, **જિલ્દ નં. ૧, હિસ્સા નં.૧, મલ્ફૂઝ નં. ૫૩૩, પેઇજ નં. ૩૬૭.** (૨૮, રમઝાનુલ મુબારક હિ.સ. ૧૩૫૦ શનિવાર - સવાર ના સમય ની મજલિસ)

બેગમ, બીવી, પત્નિ, ઘરવાળી, જોરૂ, વાઇફ, અહેલિયા, સ્ત્રી, મહિલા, મેડમ, ખાતૂન, ઝન, લેડી, માદા, નારી, પરણિતા, ઔરત વગેરે એક જ જાતિના અલગ અલગ પાત્રોને અનૂસંધાને અને જાતિય સબંધ, આવેગ અને વાસના ને અનુલક્ષીને અશ્લીલ ઉદાહરણો અને અર્થહીન ઉટપટાંગ તથા બાલિશ પ્રસંગો વર્ણન કરવામાં થાનવી સાહેબ એટલા બધા નીડર, નિર્ભય અને બેશરમ હતા, કે ભરચક મહેફિલ માં સંસ્કાર, શિષ્ટાચાર, લજ્જા અને શરમ ને નેવે મુકીને બિન-દાસ્ત અને મુક્ત મને ચર્ચા કરતા હતા, બલ્કે આઘાત નો આંચકો આપે તેવી બાબત એ છે, કે દીની મસાઇલ, મઝહબી વાતો, અખ્લાક, ઝિક્ર, શરીઅત ના કાનૂનો અને વઝીફા પઢવા જેવી સંપૂર્ણ મઝહબી અને પવિત્ર બાબતો માં પણ થાનવી સાહેબ તાણી ખેંચીને, અસંગત, અર્થહીન, નિરર્થક, મલિન, અકારણ અને ઘૃણાસ્પદ અશ્લીલ દ્રષ્ટાંતો પોતાના બોધવચન સ્વરૂપે ઉચ્ચારતા હતા. થાનવી સાહેબ ની મહેફિલ માં ઉપસ્થિત અંધશ્રધ્ધાળુ અકીદતમંદો અને બેવકૂફ ચમચાઓ તેને સોનેરી કથનો સવરૂપે સાંભળીને વાહ વાહ કરતા હતા અને અમુક બુદ્ધિ ના બળીયા અને અક્કલ નું દેવાળું ફૂંકી દેનારાઓ તેને લખી લેતા હતા અને બેવકૂફો ના સરદાર અને ચમચાગિરી નો હક અદા કરવાની ઘેલછા ની ધૂણી ધખાવનારા મુર્ખાઓ તેવા અશ્લીલ વિધાનો ને ઇસ્લામી સાહિત્ય નું નામ આપીને છાપતા હતા.

જેવું કે અગાઉ ના પૃષ્ઠોમાં વર્ણન કર્યા મુજબ **"જૂઠાની યાદશક્તિ ક્ષીણ હોય છે."** તેને એ યાદ નથી હોતું કે અગાઉ મેં શી ગપ મારી છે. જેથી જ **"જૂઠ બોલનારો સ્વંય જ પોતાની વાત નું ખંડન કરી નાખે છે."** થાનવી સાહેબ ની પણ આવી જ હાલત છે. અત્યારે આપણે **"હુસ્નુલ-અઝીઝ"** કિતાબ ની જે ઇબારત ના અનુસંધાને ચર્ચા કરી રહ્યા છીએં, તે ઇબારત માં થાનવી સાહેબે **"પૂરાની જોરૂ ને અમ્માં"** કહી છે. પણ થાનવી સાહેબ ના કથનો ઉપર આધારિત **"કમાલાતે અશરફિયા"** કિતાબ માં એક ઇબારત એવી પ્રાપ્ત છે, કે થાનવી સાહેબે જૂની પત્નિ માટે એવું કહ્યું છે, કે **"પૂરાની જોરૂ મેં ઉન્સ** (વ્હાલ/લાગણી) **વધી જાય છે."** માનવંતા વાંચક મિત્રોને આનંદ પ્રદાન કરવાના આશય થી તે ઇબારત સેવામાં પ્રસ્તુત કરવાં પહેલાં એક મહત્વની બાબત પ્રત્યે લક્ષ કેન્દ્ર કરવું પણ જરૂરી છે, કે :-

જો થાનવી સાહેબ ના કથન અનૂસાર પૂરાની જોરૂ અમ્માં એટલે કે જૂની પત્નિ માં બની જતી હોય, તો થાનવી સાહેબ ના ઝનાન ખાના માં બે(૨) બેગમો હતી. પહેલી બેગમ પુરાની જોરૂ હતી અને બીજી બેગમ થાનવી સાહેબ ની પૌત્રી ની ઉમર (વય) ની કમસિન બાલિકા હતી. તો શું થાનવી સાહેબ ની પહેલી પત્નિ એટલે કે પુરાની જોરૂ ને થાનવી સાહેબ ના કથન **"પુરાની જોરૂ અમ્માં હો જાતી હૈ"** મુજબ **"થાનવી સાહેબ ની અમ્મા કહેવામાં આવશે ?"**

## પુરાની જોરૂ સે ઉન્સ મેં ઇઝાફા હોતા હૈ એટલે કે જૂની પત્નિ પ્રત્યે સ્નેહ માં વધારો થાય છે.

”فرمایا کہ بہت لوگ حرارت عزیزیہ کی مستی کو روحانی لذت سمجھ لیتے ہیں، ان کو بڑھاپے میں اپنی غلطی کا احساس ہوتا ہے۔ کیونکہ اُس وقت حرارت عزیزیہ کم ہو جاتی ہے۔ اور جس کو جوانی میں روحانی لذّت حاصل ہو چکی ہے، بڑھاپے میں اس کی لذّت کم نہیں ہوتی۔ جیسے پرانی جورو سے اُنس میں زیادتی ہوتی ہے۔“

**حوالہ:**

(۱) ”کمالات اشرفیہ“ تھانوی صاحب کے ملفوظات کا مجموعہ، مرتب: مولوی محمد عیسیٰ الہٰ آبادی (خلیفۂ تھانوی صاحب)، ناشر: ادارۂ تالیفات اشرفیہ، تھانہ بھون (یو پی) سن اشاعت ۱۹۹۵ء۔ باب: ۱، ملفوظ: ۱۱۸، صفحہ: ۴۹

(۲) ”کمالات اشرفیہ“، مرتب: مولوی محمد عیسیٰ الہٰ آبادی، خلیفۂ تھانوی صاحب، ناشر: ادارۂ تالیفات اشرفیہ، تھانہ بھون، ضلع: مظفرنگر (یو۔پی) سن اشاعت ۱۴۲۷ھ، ملفوظ نمبر: ۱۱۸، صفحہ: ۵۵

(۳) ”کمالات اشرفیہ“، مرتب: مولوی محمد عیسیٰ الہٰ آبادی، خلیفۂ تھانوی صاحب، ناشر: مکتبۂ تھانوی، دیوبند، ضلع: سہارنپور (یو۔پی) ملفوظ نمبر: ۱۱۳، صفحہ: ۶۸





ઉપરોક્ત ઇબારત માં ઉર્દૂ ભાષા ના શબ્દો **“હરારતે અઝીઝીયા”** અને **“ઉન્સ”** ના અર્થો ડીક્ષનેરી દ્વારા જાણીએ. જેથી ઇબારત ને સારી રીતે સમજવામાં સરળતા રહેશે. ત્યારબાદ જ ઉપરોક્ત ઇબારત નો ગુજરાતી અનુવાદ કરશું.

- **હરારતે અઝીઝીયા** = બદન કી કુદરતી ગરમી. (حرارت عزیزیہ) (હવાલો :- **ફિરોઝુલ્લુગાત**, પેઇજ નં. ૫૬૫)
  **હરારતે અઝીઝીયા** = Natural Heat of Body (حرارت عزیزیہ)
  (હવાલો :- English-Urdu-English Combined Dictionary, by :- Dr. A. Haqe Page - 1044)
  એટલે કે શરીર ની પ્રાકૃતિક ઉષ્મા (કુદરતી ગરમી)
- **ઉન્સ** = મહોબ્બત, પ્યાર, ઇખ્તેલાત, રગબત, મૈલજોલ. ( اُنس ) (હવાલો :- **ફિરોઝુલ્લુગાત**, પેઇજ નં. ૧૩૦)
  **ઉન્સ** = Affection, Love, Inclination, Attachment
  (હવાલો :- English-Urdu-English Combined Dictionary, by :- Dr. A. Haqe Page - 689)
- ઉપરોક્ત બન્ને હવાલાઓ ના તારણ સ્વરૂપે ‘ઉન્સ’ શબ્દ ના ગુજરાતી અર્થો :- ⊙ **મમતા** ⊙ **લાગણી** ⊙**અનુરાગ** ⊙ **વહાલ** ⊙ **હેત** ⊙ **સ્નેહ** ⊙ **આકર્ષણ** ⊙ **રુચિ** ⊙ **ઝંખના** ⊙ **પ્રેમ** ⊙ **ઉત્કટ ઇચ્છા**

હવે આપણે **“કમાલાતે અશરફીયા”** કિતાબ ની ઉપરોક્ત ઇબારત નો ગુજરાતી અનુવાદ જોઇએ :-

**“ફરમાવ્યું કે ઘણા લોકો શરીર ની કુદરતી ગરમી ની મસ્તીને રૂહાની લિઝ્ઝત (આધ્યાત્મિક આનંદ) સમજી લે છે, તેવા લોકોને ઘડપણ માં પોતાની ભૂલ નું ભાન**

**થાય છે. કેમકે તે સમયે શરીર ની કુદરતી ગરમી ઓછી થઈ જાય છે અને જેને યુવાની માં રૂહાની લિઝ્ઝત પ્રાપ્ત થઈ ચુકી છે, તેને ઘડપણ માં પણ તેની લિઝ્ઝત ઓછી નથી થતી. જેમકે પુરાની જોરૂ માં 'ઉન્સ' માં વધારો થાય છે."**

**હવાલો :-**

(૧) **"કમાલાતે-અશરફીયા"**, થાનવી સાહેબ નો કથન સંગ્રહ, સંપાદક :- થાનવી સાહેબ ના ખલીફા મૌલ્વી મુહમ્મદ ઈસા ઇલ્હાબાદી, પ્રકાશક :- ઇદારા તાલીફાતે અશરફીયા, થાનાભવન, જિલ્લો :- મુઝફ્ફરનગર (યુ.પી.), પ્રકાશન વર્ષ :- ઇ.સ. ૧૯૯૫, **બાબ નં. ૧, મલ્ફૂઝ નં. ૧૧૮, પેઇજ નં. ૪૯**

(૨) **"કમાલાતે-અશરફીયા"**, થાનવી સાહેબ નો કથન સંગ્રહ, સંપાદક :- મૌલ્વી મુહમ્મદ ઈસા ઇલ્હાબાદી, પ્રકાશક :- ઇદારા તાલીફાતે અશરફીયા, થાનાભવન, જિલ્લો :- મુઝફ્ફરનગર (યુ.પી.), પ્રકાશન વર્ષ :- હિ.સ. ૧૪૨૭, **મલ્ફૂઝ નં. ૧૧૮, પેઇજ નં. ૫૫**

(3) **"કમાલાતે-અશરફીયા"**, થાનવી સાહેબ નો કથન સંગ્રહ, સંપાદક :- મૌલ્વી મુહમ્મદ ઈસા ઇલ્હાબાદી, પ્રકાશક :- મક્તબા થાનવી - દેવબંદ, (યુ.પી.) **મલ્ફૂઝ નં. ૧૧૩, પેઇજ નં. ૬૮**





# કાશ ! હૂં સ્ત્રી હોત અને થાનવી સાહેબ ની પત્નિ હોત !!!

આ પ્રકાર નું શિર્ષક વાંચીને જ દરેક સંસ્કારી અને શિષ્ટ વ્યક્તિને એક વિશેષ પ્રકાર ની ઘેલછા અને મહેચ્છા ની બાલિશતા ની લાગણી ની અનુભૂતિ નો અચંબો અને આશ્ચર્ય થયું હશે. કેમકે શિર્ષક માં **"હોત"** ની ઉત્કટ ઇચ્છા વ્યક્ત કરનારી કોઈ નમણી નારી નહીં, બલ્કે એક પુરૂષ છે. એટલે કે એક મૂછાળો મરદ પોતાની મૂછ ને મુંડાવવાની નહીં, બલ્કે જડમૂળ થી નેસ્તો-નાબૂદ કરીને મરદાનગી અને શોર્યતા ને કાયમી તિલાંજલી આપીને નાજુક, કોમળ, નમણી, અને સૌંદર્ય ની પરી બનીને થાનવી સાહેબ ની અર્ધાંગનિ અને શૈય્યા સંગિની બનવાની આકાંક્ષા વ્યક્ત કરી રહ્યો છે.

કુરઆન શરીફ માં **"અર્રિજાલો-કવ્વામૂના-અલન-નિસાએ"** (પારા નં. ૫, સૂરએ નિસા, આયત નં. ૩૪) તર્જુમો :- **"પુરૂષ અફસર** (અમલદાર) **છે, સ્ત્રી ઉપર"** દ્વારા જે વિશિષ્ટતા, અધિકૃતતા અને અધિકાર પુરૂષો ને અર્પણ કરવામાં આવ્યા છે, તે ફઝીલત અને અફસરી ને થાનવી સાહેબ પ્રત્યેના આંધળા પ્રેમ માં કુરબાન કરી દઈને બહાદુરી અને શૌર્યતા ના પરાક્રમો દેખાડનારા પુરૂષ વર્ગ થી નિકળી જઈને રણ મેદાન માં તલવારો ની ઝંકાર અને ચકચકાટ દ્વારા ઝરનારા તણખા થી વાતાવરણ ને ગરમ કરવાના બદલે થાનવી સાહેબ ની પથારી ગરમ કરવા માટે થાનવી સાહેબ ની પત્નિ અને પરણેતર બનવાની મહેચ્છા અને ઝંખના કરનારો

અનોખો પુરૂષ વાસ્તવમાં હૈરત પમાડે તેવો છે. આવી બેહૂદી ઇચ્છા અને ગાંડપણ ઉપર આધારિત ઝંખના કરનારો કોઈ સામાન્ય કક્ષાનો, ગામડિયો, અજ્ઞાન કે અભણ પુરૂષ ન હતો, બલ્કે ભણેલો-ગણેલો, ઉચ્ચકક્ષા નું શિક્ષણ મેળવીને વિદ્યાપીઠ ની પદવી મેળવી સ્નાતક (ગ્રેજ્યુએટ) થએલો શખ્સ છે. જે એક સમયે **ડેપ્યુટી કલેક્ટર** ના ઉચ્ચ હોદાનો પદાધિકારી બનીને પ્રજા ઉપર શાસન કરી ચુક્યો છે અને નિવૃત (Retire) થયા પછી થાનવી સાહેબ ની સેવામાં રાત-દિવસ સતત ઉપસ્થિત રહીને થાનવી સાહેબ નો સંગાથ અને સહવાસ ભોગવતો હતો. જે થાનવી સાહેબ નો મુરીદ હોવાની સાથે સાથે થાનવી સાહેબ નો **"ખલીફ-એ-ખાસ"** પણ હતો. જે **ખ્વાજા અઝીઝુલ હસન ગૌરી** ના નામે વહાબી-દેવબંદી સંપ્રદાય માં અનેરૂ અને આદરણીય સ્થાન ધરાવે છે. અઝીઝુલ હસન અનુભવી લેખક અને શાઇર પણ હતા અને **"મજ્ઝૂબ"** તખલ્લુસ (ઉપનામ) થી શાઇરી પણ લખતા હતા. પહેલાં આપણે **અઝીઝુલ હસન સાહેબે** જે તમન્ના કરેલી તેનો આધારભૂત હવાલો જોઇએ. ત્યારબાદ તેના અનૂસંધાને ચર્ચા અને વિવેચન કરશું.

"ایک بار عشق و محبت کے جوش میں حضرت والا سے بہت جھجھکتے اور شرماتے ہوئے دبی زبان سے عرض کیا کہ حضرت! ایک بہت ہی بیہودہ خیال دل میں بار بار آتا ہے۔ جس کو ظاہر کرتے ہوئے بھی نہایت شرم دامن گیر ہوتی ہے اور جرأت نہیں پڑتی۔ حضرت والا اُس وقت نماز کے لئے اپنی سہ دری سے اُٹھ کر مسجد کے اندر تشریف لے جا رہے تھے۔







فرمایا: کہئے کہئے! احقر نے غایت شرم سے سر جھکائے ہوئے عرض کیا کہ میرے دل میں بار بار یہ خیال آتا ہے کہ کاش میں عورت ہوتا، حضور کے نکاح میں۔ اس اظہارِ محبت پر حضرت والا غایت درجہ مسرور ہو کر بے اختیار ہنسنے لگے اور یہ فرماتے ہوئے مسجد کے اندر تشریف لے گئے۔ یہ آپ کی محبت ہے۔ ثواب ملیگا۔ ثواب میلگا۔ انشاءاللہ تعالیٰ"

**حوالہ:**

(۱) "اشرف السوانح" مصنف: خواجہ عزیز الحسن غوری، از اکابر خلفاء تھانوی صاحب، ناشر: ادارۂ تالیفات اشرفیہ، تھانہ بھون، ضلع: مظفر نگر (یوپی)، طباعت بار چہارم ۱۳۰۷ھ، جلد: ۲، صفحہ: ۲۸

(۲) "اشرف السوانح" مصنف: خواجہ عزیز الحسن غوری، از اکابر خلفاءِ تھانوی صاحب، ناشر: مکتبۂ تھانوی، دیوبند، ضلع: سہارنپور (یوپی)، (جدید ایڈیشن) ۲۰۰۹ء، جلد: ۲، صفحہ: ۷۰

**◙ ઉપરોક્ત ઉર્દૂ ઇબારત અને હવાલા નો ગુજરાતી અનુવાદ:-**

**"એક વખત પ્રેમ અને સ્નેહ ના આવેશ માં હઝરત થી બહુજ સંકોચપુર્વક અને શરમાતાં શરમાતાં અને અચકાતાં અર્ઝ કરી કે હઝરત! એક અત્યંત બેહૂદો વિચાર દિલમાં વારંવાર આવે છે, જેને વ્યક્ત કરતાં પણ અત્યંત શરમ આવે છે અને હિંમત નથી થતી. હઝરત સાહેબ તે વખતે નમાઝ માટે પોતાની "સેહ-દરી"** (ત્રણ દરવાજાવાળા ઓરડા) **થી ઉભા થઈને મસ્જિદ ની અંદર તશરીફ લઈ જઈ રહ્યા હતા. ફરમાવ્યું**

**કે કહો, કહો ! મૈં અત્યંત શરમ થી માથું ઝુકાવીને કહ્યું કે મારા દિલ માં વારંવાર એ વિચાર આવે છે કે કાશ ! હૂં ઔરત હોત અને આપના નિકાહ માં. પ્રેમ ની આ અભિવ્યક્તિ** (પ્રદર્શન) **થી અત્યંત આનંદિત બની જઈને હઝરત બેકાબૂ હંસવા લાગ્યા અને એવું ફરમાવતાં ફરમાવતાં મસ્જિદ ની અંદર તશરીફ લઈ ગયા કે આ તમારી મહોબ્બત છે. સવાબ મળશે ! સવાબ મળશે. ઇન્શાઅલ્લાહ તઆલા.”**

**હવાલો :-**

(૧) **“અશરફુસ્સવાનેહ”**, થાનવી સાહેબ ના ખલીફા-એ-ખાસ, ખ્વાજા અઝીઝુલ હસન ગૌરી, પ્રકાશક :- ઇદારા તાલીફાતે અશરફીયા, થાનાભવન, જિલ્લો :- મુઝફ્ફરનગર (યુ.પી.) ચોથી આવૃતિ, પ્રકાશન વર્ષ :- હિ.સ. ૧૩૦૮, **ભાગ નં. ૨, પેઇજ નં. ૨૮**

(૨) **“અશરફુસ્સવાનેહ”**, થાનવી સાહેબ ના ખલીફા-એ-ખાસ, ખ્વાજા અઝીઝુલ હસન ગૌરી, પ્રકાશક :- મકતબા થાનવી, દેવબંદ, જિલ્લો :- સહારનપૂર (યૂ.પી.) અધતન આવૃતિ, પ્રકાશન વર્ષ :- ઇ.સ. ૨૦૦૯, **ભાગ નં. ૨, પેઇજ નં. ૭૦**

**થાનવી સાહેબ ની પત્નિ બનવાની તમન્ના કરનાર ખ્વાજા અઝીઝુલ હસન ગૌરી સાહેબ ને થાનવી સાહેબ ના ખાસ અને સૌથી પ્રિય મુરીદ હોવાના કારણે ઘણી જ સમીપતા પ્રાપ્ત હતી. ઉપરાંત, તેઓ થાનવી સાહેબ ના મોટા અને મહત્વના ખલીફા હોવાના કારણે તેઓના પોતાના પીર થાનવી સાહેબ થી ગાઢ અને અતિ વિકસિત સબંધો હતા.**







**જનાબ અઝીઝુલ હસન સાહેબ જીવન પર્યંત પડછાયા ની જેમ થાનવી સાહેબ ની સંગાથે રહ્યા. ઘરે હોય કે પ્રવાસ માં હોય, દરેક સમય તેઓ કાગળ અને કલમ લઈને સંગાથે જ હોય અને થાનવી સાહેબ જે કંઈ પણ કહેતા કે કરતા, તે બધુ ટપકાવી લેતા. (૧) ‘અશરફુસ્સવાનેહ’, ૩ ભાગો માં (૨) ‘ખાતેમતુસ્સવાનેહ’, એક ભાગ માં અને (૩) ‘હુસ્નુલ અઝીઝ’ ચાર ભાગો માં, આ બધી કિતાબો થાનવી સાહેબ ના જીવન વૃતાંત, કથનો અને રોજીંદી પ્રવૃત્તિઓ ની વિગતો ના નિર્દેશન ઉપર આધારિત કિતાબો છે. આ બધી કિતાબો જનાબ અઝીઝુલ હસને ઘણી જ મહેનત અને અથાગ પરિશ્રમ ના પરિણામ સ્વરૂપે લેખન અને સંપાદન કરેલી છે.**

**અઝીઝુલ હસન સાહેબ થાનવી સાહેબ ના હાથ ઉપર ‘બયઅત’ કરીને તેઓના મુરીદ બનેલા. જેથી થાનવી સાહેબ અને અઝીઝુલ હસન વચ્ચે “પીર અને મુરીદ નો રિશ્તો” હતો. પીર અને મુરીદ વચ્ચે જે રિશ્તો સ્થાપિત થાય છે, તે અત્યંત પાક, પવિત્ર, ફક્ત મઝહબી અને રૂહાનિયત ના સબંધ ને અનુલક્ષીને જ બંધાય છે. જેથી જ પીર અને મુરીદ ના રિશ્તાને “રૂહાની રિશ્તો” એટલે કે “આધ્યાત્મિક સબંધ” કહેવામાં આવે છે. એક સાચો મુરીદ પોતાના પીર પ્રત્યેની પવિત્ર મહોબ્બત, નિખાલસ પ્રેમ, નિઃસ્વાર્થ સ્નેહ, સ્વચ્છ સદભાવ, અસિમિત અનુરાગ, અમર્યાદિત મમતા, પાપરહિત અભિરુચિ, લાલચ વગર ની લાલસા અને અપાર શ્રધ્ધા ના સદભાવ, આકર્ષણ અને આકાંક્ષા ની લાગણી ના ભાવોમાં ધીરે ધીરે પ્રગતિ કરીને “ફના-ફીશ-શૈખ” એટલે કે પીર ની ઝાત માં પોતાના અસ્તિત્વનું વિલીનીકરણ કરી દઈને આધ્યાત્મિકતા ના ટોચ ના શિખરે પહોંચી જઈને પોતાના**

ધ્યેય અને લક્ષ્ય ને પ્રાપ્ત કરવામાં સફળ થાય છે.

અઝીઝુલ હસન સાહેબ ને થાનવી સાહેબ પ્રત્યે અનહદ પ્રેમ અને લાગણી હતી અને તેઓ થાનવી સાહેબ ની મહોબ્બત માં ગળાડૂબ હતા. પણ પ્રેમ નો ધૂંધવાતો અને ઉછાળા મારતો સમુદ્ર નિખાલસતા અને આધ્યાત્મિકતા ના પવિત્ર અને નીરવ નીર ના બદલે જાતિય આવેગ અને વાસના ના કીચડ થી પ્રદુષિત હતો. અઝીઝુલ હસન સાહેબ થાનવી સાહેબ ના પ્રેમ સમુદ્ર માં ઊંડે સુધી ડુબકીઓ અવશ્ય મારતા હતા, પણ તેમાં "રૂહાનિયત" (આધ્યાત્મિકતા) ના ભાવોનો અભાવ હતો. જેથી જ અઝીઝુલ હસન સાહેબ પીર અને મુરીદ ના પવિત્ર રિશ્તા ને અભડાવવાની તમન્ના કરી રહ્યા છે.

એક સાચો મુરીદ હમેંશા પોતાના પીર ને દીની અને રૂહાની રિશ્તાની પવિત્ર ચાહત ના જઝબા ની દ્રષ્ટિ થી જ જુએ છે. તેની પોતાના પીર પ્રત્યેની મહોબ્બત અને ચાહત નો મકસદ ફક્ત અને ફક્ત આખેરત ની નજાત (છુટકારા) નો હોય છે. જેથી જ પીર અને મુરીદ ના રિશ્તાને પવિત્ર, પાક, સાફ, સ્વચ્છ, મુકદ્દસ, નેક, શરીફ, નિખાલસ, સુરક્ષિત, નિઃસ્વાર્થ, વાસના રહિત, આધ્યાત્મિક, સંપૂર્ણ ધાર્મિક, સરળભાવ, સત્ય નિષ્ઠા, પ્રમાણિકતા, વિશુદ્ધ ભાવ, અંતકરણ પુર્વક, નિષ્કપટ, નિરાડંબરી, સભ્ય, શિષ્ટાચારી, સુશીલ અને મિત હોવાના કારણે **"રૂહાની રિશ્તો"** કહેવામાં આવ્યો છે. આ રૂહાની રિશ્તામાં દુન્યવી ફાયદા અને જાતીય આવેગ ના સ્વાર્થ ની લેશમાત્ર પણ શક્યતા કે ભેળસેળ નથી હોતી. ત્યાં સુધી કે કોઈ અતિ સ્વરૂપવાન મહિલા પણ પીર સાહેબ ની મુરીદા બને છે, તો પણ પીર સાહેબ તેના પ્રત્યે કદી કુઃદ્રષ્ટિ નથી કરતો, બલ્કે તેના પ્રત્યે પુત્રી ભાવ ના પવિત્ર





વિચાર અને પાક નિગાહ જ રાખે છે. પણ અહીં વિચિત્ર જાતીય આવેગ નો મામલો છે. પીર નહીં બલ્કે મુરીદ પીર પ્રત્યે જાતીય આવેગ ની ભાવના રાખે છે અને તે પણ પોતાની જાતિ પરિવર્તન કરીને **પુરૂષ માં થી સ્ત્રી સ્વરૂપે રૂપાંતર થઈને** પીર અને મુરીદ ના રૂહાની રિશ્તાને **મીયાં-બીવી** ના રિશ્તા માં બદલી નાખવાની ભ્રષ્ટ મહેચ્છા વ્યક્ત કરે છે.

હવે આપણે **"અશરફુસ્સવાનેહ"** ની વર્ણનીય ચર્ચાસ્પદ ઇબારત ના અનૂસંધાને મહત્વની બાબતો પ્રત્યે લક્ષ કેન્દ્રીત કરીએં.

ઇબારત ની શુરૂઆત માં ખૂદ અઝીઝુલ હસન સાહેબ એ બાબત નો એકરાર અને સ્વીકાર કરીને લખે છે, કે **"એક વખત પ્રેમ અને સ્નેહ ના આવેશ માં હઝરત થી બહુ જ સંકોચપુર્વક અને શરમાતાં શરમાતાં તથા અચકાતાં અચકાતાં અર્ઝ કરી"** એટલે કે અઝીઝુલ હસન સાહેબ અત્યારથી જ સ્ત્રી જેવા નાઝ અને નખરા દેખાડી રહ્યા છે. પુરૂષ અને સ્ત્રી બન્ને ની પ્રકૃતિ અલગ અલગ છે. પુરૂષ માં બહાદુરી અને દિલેરી નું પ્રમાણ વધુ હોય છે, જ્યારે સ્ત્રી માં શરમ અને સંકોચ નું પ્રમાણ વધુ હોય છે. જો કોઈ યુવક ની નઝર માં કોઈ યુવતી વસી ગઈ અને ગમી ગઈ અને સંજોગવશાત બન્ને વચ્ચે વાતચીત નો વહેવાર પણ છે, તો યુવાન કોઈ પણ પ્રકાર ના ભય કે સંકોચ કે શરમાયા વગર બેધડક પોતાની મનપસંદ યુવતી સમક્ષ પ્રેમ નો પ્રસ્તાવ રજૂ કરીને પ્રેમ નો એકરાર કરી દેશે. અને જો મામલો ઉલટો છે, એટલે કે કોઈ છોકરી કોઈ છોકરા ઉપર ફિદા થઈ ગઈ હોય અને તેની જીવનસંગીની બનવાની ઝંખના રાખતી હોય, તો તેણી પોતાના પ્રેમ નો પ્રસ્તાવ તે છોકરા સમક્ષ રજૂ કરવા

માટે ઘણા સમય સુધી વિચારશે. ત્યારબાદ નૈતિક હિંમત એકત્રિત કરશે અને જ્યારે તેણીને યોગ્ય મોકો મળશે ત્યારે.... ઘણી જ શરમાઈને..... અચકાઈને..... ગભરાઈને..... અને... અજ્ઞાત ભય ની લાગણી સાથે.... પોતાના પ્રેમી સમક્ષ વાતનો આરંભ કરશે. યુવક ની જેમ નિડર પણે પોતાના પ્રેમ નો એકરાર નહીં કરે, બલ્કે ઘણી જ ગંભીર મુદ્રા માં પોતાના પ્રેમીને કહેશે, કે હૂં એક ઝરૂરી વાત કહેવા માંગું છું પણ ગભરાટ અને સંકોચ થાય છે....... શરમ આવે છે...... હિંમત નથી થતી...... આટલું કહીને તે યુવતી ચુપકી ધારણ કરી લેશે. તેણીની વ્યાકૂળતા અને ગભરામણ જોઇને યુવક તેણીને હિંમત અને આશ્વાસન આપશે અને મન ની વાત કોઈ પણ જાતના હિચકિચાટ વગર વ્યક્ત કરી દેવાનું પ્રોત્સાહન આપશે, ત્યારે યુવતી ઘણી જ હિચકિચાટ અને શરમ તથા ડર ની મિશ્ર લાગણી સાથે અચકાતાં અને શરમાતાં કહેશે, કે હૂં તમને પ્રેમ કરૂં છું અને નિકાહ ના પવિત્ર બંધન થી બંધાઈ ને તમારી જીવનસંગીની બનવા માંગુ છું.

આવીજ હાલત થાનવી સાહેબ ના ખલીફા ખ્વાજા અઝીઝુલ હસન ગૌરી ની છે, કે તેઓ પ્રેમ ના આવેશ માં સંકોચપુર્વક અને અચકાતાં-શરમાતાં થાનવી સાહેબ ની સેવામાં પ્રસ્તાવ રજૂ કરે છે, કે **“એક અત્યંત બેહૂદો વિચાર દિલ માં વારંવાર આવે છે.”** એટલે કે અઝીઝુલ હસન સાહેબ ને એક એવો વિચાર આવે છે, કે જે બેહૂદો નહીં બલ્કે **“અત્યંત બેહૂદો”** વિચાર છે અને તે અત્યંત બેહૂદો વિચાર આજે પહેલી વખત નથી આવ્યો, બલ્કે વારંવાર એટલે કે સતત અને લગાતાર આવે છે. દરેક પળ આ અત્યંત બેહૂદો વિચાર જ આવ્યા કરે છે. તે વિચાર એટલો બધો બેહૂદો છે કે **“જેને વ્યક્ત કરવામાં પણ અત્યંત શરમ આવે છે અને હિંમત નથી થતી”** એટલે કે એવો અત્યંત બેહૂદો વિચાર છે કે જેને વ્યક્ત કરવામાં પણ શરમ આવે છે. આ વાક્ય માં શબ્દ **“પણ”** થી એ વાત ફલિત થાય છે, કે તે વિચાર એવો બેહૂદો એટલે કે હલકટ, બાલિશ, લંપટ, દુરાચરણી, અધમ અને બીભત્સ વિચાર આવે છે, કે જેનું આચરણ કરનારો અત્યંત ક્ષોભ અનુભવે અને શરમ થી કપાઈ મરે, પણ તે વિચાર નું આચરણ નહીં બલ્કે ફક્ત તેને વર્ણન કરવામાં પણ અતિશય શરમ આવે છે. અઝીઝુલ હસન સાહેબ ની ઉપરોક્ત સ્પષ્ટતા દ્વારા પુરવાર થયું કે તેઓને જે બેહૂદો વિચાર સતત આવતો હતો, તે અતિશય શરમજનક હતો. ઉપરાંત, અઝીઝુલ હસન સાહેબે પોતાના વિચાર ની વિગત વર્ણન કરેલી તે સમય નમાઝ નો સમય હતો અઝીઝુલ હસન સાહેબ ના વર્ણન મુજબ **“હઝરત સાહેબ તે વખતે નમાઝ માટે પોતાના ત્રણ દરવાજા વાળા ઓરડા થી ઉભા થઈને મસ્જિદ ની અંદર તશરીફ લઈ જઈ રહ્યા હતા.”** સંસ્કાર, સભ્યતા, સંયમ, પવિત્ર રુચિ અને સદગુણ ની શુધ્ધતા ની યોગ્યતા એ જ હતી, કે ખુદા ની બંદગી કરવા અને ખુદા ની જનાબ માં માથું ટેકવવા જવાના પવિત્ર અને સંવેદના ના સમયે થાનવી સાહેબ પોતાના ખલીફાને રોકી દેતા, કે અત્યારે તમારો શરમજનક બાલિશ વિચાર વ્યક્ત કરવાનું માંડી વાળો. અત્યારે હૂં મસ્જિદ માં નમાઝ પઢવા જઈ રહ્યો છું. નમાઝ પછી યોગ્ય સમયે વર્ણન કરજો.

**પણ.......**

નમાઝ પઢી લીધા પછીના સમય સુધી પ્રતિક્ષા કરવી થાનવી સાહેબ માટે અશક્ય હતું. શરમજનક બેહૂદો

વિચાર જાતીય વાસના ને અનુલક્ષી ને જ હોઈ શકે અને જાતીય વિષય વાસના ની બાબત થાનવી સાહેબ ને અતિપ્રિય હતી. જેથી થાનવી સાહેબ ના મનમાં પણ ગલગલિયાં થવા લાગ્યા. જેથી ઘણા જ ઉત્સાહ અને ઉતાવળ થી અઝીઝુલ હસન ને કહ્યું કે **"કહો-કહો"** એટલે કે **"કહીનાખો"** પછી શું થયું ? અઝીઝુલ હસન સાહેબ વર્ણન કરે છે, કે **"મૈં અત્યંત શરમ થી માથું ઝુકાવીને કહ્યું કે મારા દિલ માં વારંવાર એ વિચાર આવે છે કે કાશ ! હૂં ઔરત હોત અને આપના નિકાહ માં"** હદ કરી નાખી જનાબ અઝીઝુલ હસન સાહેબે ! નમાઝ જેવી સર્વોચ્ચ બંદગી માટે મસ્જિદ પ્રત્યે પ્રયાણ કરનારા પોતાના પીર સાહેબ થી કહી જ દીધું કે પીર સાહેબ ! ફક્ત આપના મુરીદ બનીને રહેવામાં મન ને હવે સાંત્વન પ્રાપ્ત નથી થતું, કેમકે પીર અને મુરીદ ના સબંધ માં એક મર્યાદિત રેખા સુધી સિમીત રહીને અદબ, સન્માન અને આદર ના ભાવો ની બજવણી કરવી પડે છે. આપના ઉચ્ચ મરતબા ની મર્યાદા અને આદર નું મુલ્યાંકન અને આપની ખ્યાતિ ની મહાનતા અને કિર્તીમાન ની યોગ્ય મર્યાદા ની હદ માં બંધક બનીને વર્તન કરવાની પાબંદી થી હવે અકળાઈ ગયો છું. હવે તો મુક્ત પણે દિલ ના અરમાનો પૂરા કરવાનું નિર્ધારિત કર્યું છે અને દિલોના અરમાનો ની પરિપૂર્ણતા માટે મારે સ્ત્રી બનવું અનિવાર્ય છે. ફક્ત સ્ત્રી બનવાથી ધ્યેય સિધ્ધ નથી થવાનું બલ્કે **"કાશ મૈં ઔરત હોતા ઔર આપ કે નિકાહ મેં"** એટલે કે સ્ત્રી હોવાની સાથે સાથે મને આપની અર્ધાંગની બનવાનું પણ સૌભાગ્ય પ્રાપ્ત થવું ઝરૂરી છે. કેમકે દરેક સ્ત્રી ને આપની શૈયા સંગીની બનવાની ખૂશ-નસીબી પ્રાપ્ત નથી થતી. બલ્કે એક મર્યાદિત સીમા રેખા માં રહેવું



પડે છે. જે મને સ્વીકાર્ય નથી. મારી તો દિલી તમન્ના એ છે, કે હૂં આપની **પરણેતર, બેગમ, પત્નિ, વાઇફ, બીવી, જવઝા, મિસિસ, જોરૂ, ઘરવાળી, શૈયા સંગીની** અને જીવન સંગીની બનીને મારા મન ના અધૂરા અરમાનો પૂરા કરૂં. હાલ ની પરિસ્થિતી માં તો **"પાસ રેહ કર ભી બહોત દૂર"** જેવી હાલત નિર્માણ થઈ છે. હવે તો ફક્ત એક જ આકાંક્ષા છે, કે હૂં તમારા માં અને તમે મારા માં, એટલે કે આપણે એકબીજા માં સમાઈ જઇએં. બસ... હવે મારા થી દૈહિક જુદાઈ સહન નથી થાતી. મને તમારી બાંહોં માં સમાવી લો... મને ભીંસી નાખો..... મને પીંખી નાખો..... મને ચુંથી નાખો..... મને કચડી નાખો..... આહા... હા... કાશ... જો આવું બની જાય તો હૂં ધન્ય બની જાઊં. અત્યારે હૂં માનસિક રીતે ભાંગી ગયો છું. ચકનાચૂર થઈ ગયો છું. દરેક પળ... ફક્ત... આપની... બસ... આપની જ પત્નિ બનવાના... વિચારો દિલો દિમાગ માં છવાઈ ને ઘૂમરી ખાઈ રહ્યા છે, કે **કાશ ! હૂં આપની પત્નિ હોત તો ?**

**છી... છી... શર્મ... શર્મ....** કેવો ગંદો અને બીભત્સ વિચાર એક મુરીદ ને પોતાના પીર પ્રત્યેના જાતીય આવેગ ના કારણે આવી રહ્યો છે. મુરીદ ની દ્રષ્ટી બદલી ગઈ છે. **"નઝરેં બદલ ગઈં, તો નઝારા બદલ ગયા"** જેવી પરિસ્થિતી નિર્માણ થઈ ગઈ છે. પીર અને મુરીદ ના રૂહાની રિશ્તામાં હવે **"વાસના નો કીડો"** સળવળી રહ્યો છે. પીર ને પોતાના રૂહાની પેશ્વા અને આખેરત ની નજાત નું કારણ તરીકે જોવાના બદલે નાલાયક મુરીદ હવે પીર ને પોતાના **સપનોં કા શેહઝાદા** તરીકે જોઈ રહ્યો છે અને ખૂદ ને શેહઝાદા ની દિલરૂબા ના સ્વાંગ માં તેની સાથે જાતીય વાસના ની મોજ મજા ના ધૂંધળા ચિત્રો કાલ્પનિક

દ્રષ્ટિ થી જોઈ રહ્યો છે. તેનાથી પણ વધીને બેહયાઈ અને બેશરમી ની બાબત એ છે, કે પોતાના આવા હલકટ અને અશ્લીલ વિચાર ને પીર સાહેબ સમક્ષ વ્યક્ત અને વર્ણન કરી રહ્યો છે. અને તે પણ કેવા સમયે ? ખાસ નમાઝ ના સમયે જ?

પીર સાહેબ પણ મુરીદ થી બે(૨) નહીં બલ્કે ચાર(૪) ડગલાં આગળ વધીને છે. પીર અને મુરીદ ના પવિત્ર રિશ્તા એટલે કે **"રૂહાનિયત ના રિશ્તા"** ને બદનામી અને નામોશી નું કલંક લગાડે, તેવો વિચાર વ્યક્ત કરનાર મુરીદ ની બાલિશ વાત સાંભળીને પીર સાહેબે તે નાલાયક મુરીદ ને કડક શબ્દોમાં ધમકાવીને ચુપ કરી દેવો જોઈએં કે નાલાયક! આ શું બકી રહ્યો છે ? લોકોને આંગળી ચીંધવાનો અને હાંસી ઉડાવવાનો મોકો આપી રહ્યો છે ? ખબરદાર ! હવે આવું કદી વિચારીશ કે બકવાસ કરીશ, તો તારી જીભ ખેંચી લઈશ. પણ હાય અફસોસ ! પીર સાહેબ પણ **રંગીન મિજાઝ** ના હતા. ખૂશ થઈ ગયા. ફુલાઈ ગયા. વાહ ! એક મરદ મુછાળો સ્ત્રી બનીને મારી બેગમ બનવાની ઇચ્છા વ્યક્ત કરી રહ્યો છે. વાહ ! મારો પ્રભાવ અને મારી પ્રતિભા કંઈ કમ નથી. મારૂં વ્યક્તિત્વ, ભાવુકતા, આકર્ષણ, મહોકતા, કામણતા, મુગ્ધતા અને મનોહરતા હજુ સુધી સોળે કળાએ ખીલેલી અને સંપૂર્ણ પણે ભપકાદાર છે. **"તસ્ખીરે કલ્બ"** (Captivation of Heart/ચિતાકર્ષક) નો કમાલ મારા માં સંપૂર્ણ પણે છે. એક ડેપ્યુટી કલેક્ટર કક્ષા નો ભણેલો ગણેલો, બલ્કે સ્નાતક (ગ્રેજ્યુએટ) શખ્સ મારા મોહપાશ માં પરવશ બની ને મારા ઉપર એવો આશિક બની ગયો છે, કે પોતાની મર્દાનગી ને કુરબાન કરી દઈને સ્ત્રી નું પાત્ર ધારણ કરીને મારી ધર્મ પત્નિ બનવાની ઇચ્છા વ્યક્ત કરી રહ્યો છે. પીર





સાહેબ નું મન પણ ઉછળકૂદ કરવા લાગ્યું. **"બિલ્લી કે ખ્વાબ મેં છિછરે"** એ કહેવત અનૂસાર પીર સાહેબ ને પણ પોતાના મુરીદ અને ખલીફા માં ભવિષ્ય નું કાલ્પનિક પ્રેમાળ પત્નિ તરીકે નું રેખાચિત્ર દ્રષ્ટિગોચર થવા લાગ્યું, મારો મુરીદ હવે મુરીદ તરીકે ના સબંધ ના બંધન ની સાંકળ ગળા થી કાઢી નાખીને મારી ઘરવાળી બનવા તૈયાર થયો છે. જેથી પીર સાહેબ અતિશય ખૂશ થઈ ગયા અને અઝીઝુલ હસન ના વર્ણન મુજબ **"પ્રેમ ની અભિવ્યક્તિ થી અત્યંત આનંદિત બની જઈને હઝરત બેકાબૂ હસવા લાગ્યા"** એટલે કે મુરીદ ના મુખે થી આવી પ્રેમાવેશ ઇચ્છા ની જાહેરાત થી થાન્વી સાહેબ **"ગાયત દરજા"** એટલે કે અત્યંત (Extreme), અતિશય અને ખૂશી ની પરાકાષ્ઠા ની કક્ષા એ આનંદિત અને રોમાંચિત થઈ ગયા. એટલી હદે ખૂશ થઈ ગયા, કે તે ખૂશી મન માં નહોતી સમાતી, બલ્કે ઉછળી ઉછળી ને હાસ્ય સ્વરૂપે કૂદી કૂદીને બહાર આવવા લાગી અને કૂદવાની ગતિ એટલી તીવ્ર હતી કે **"બે-ઇખ્તિયાર હંસને લગે"** એટલે કે થાનવી સાહેબ બેકાબૂ બની નિરંકુશ પણે હસવા લાગ્યા.

પીર સાહેબ શા માટે ખૂશ ન થાય ? અને શા માટે નિરંકુશ પણે ન હસે ? મુરીદે એવી ઇચ્છા વ્યક્ત કરેલી, જે પીર સાહેબ માટે પણ **"મરગૂબુત-તબઅ"** એટલે કે મનપસંદ હતી. **"ભાવતું હતું અને વૈદે ચીંધ્યું"** જેવો મામલો હતો. પીર સાહેબ ના મન માં પણ ગલગલિયાં થવા લાગ્યા. કેમકે મુરીદે પીર સાહેબ ના **મોઢાની વાત છીનવી લીધી હતી.** જે વાત એક અજ્ઞાત ઝંખના સ્વરૂપે મન માં ઘરબાએલી હતી, તેને ખૂદ મુરીદે જ વ્યક્ત કરી દીધી હતી. થાનવી સાહેબ ની અવળચંડાઈ પણ બેનમૂન છે, કે જે વાત ને મુરીદ અત્યંત

શરમજનક સમજીને વ્યક્ત કરતાં સંકોચ અને શરમ અનુભવતો હતો, તે વાત તે થાનવી સાહેબે અશ્લીલતા ની કક્ષા માંથી કાઢી નાખી અને તે વાત ને નેકી અને સવાબ ના કામ માં ગણીને બેશરમી, બેહયાઈ, બેઅદબી, ગુસ્તાખી અને અસંસ્કારિકતા ની સરહદ પણ ઓળંગી ગયા છે.

પીર સાહેબ મુરીદ ના વ્યાકુળ અને વિરહ થી વ્યથિત અને વલખાં મારતા હ્રદય ને સાંત્વન આપી રહ્યા છે અને સાથે સાથે પ્રોત્સાહિત પણ કરી રહ્યા છે, કે તમો મારા મુરીદ હોવા છતાં મારી પત્નિ બનવાની ઝંખના માં દરેક પળ વ્યગ્ર રહો છો અને મારી શૈયા સંગીની બનવાનો જે વિચાર તમને વારંવાર આવી રહ્યો છે, તે વિચાર ને તમો તમારી અણસમજ ના કારણે અશ્લીલ સમજીને વ્યક્ત કરતાં શરમાઓ છો, તે તમારો વિચાર હરગિઝ બીભત્સ નથી. બલ્કે નેક વિચાર છે. તમારા આ નેક વિચાર થી હૂં બહુ જ ખૂશ છું. એટલો બધો ખૂશ છું કે મન નો હરખ અને ખૂશી હાસ્ય મારફત છલકાઈ ને બહાર આવે છે અને હૂં નિરંકૂશ એટલે કે કન્ટ્રોલ ન કરી શકાય, તેવી લાગણી ના આવેશ માં હસી રહ્યો છું. અઝીઝુલ હસન સાહેબ ના વર્ણન કર્યા મુજબ થાનવી સાહેબ **"યે ફરમાતે હૂએ મસ્જિદ કે અંદર તશરીફ લે ગએ કે યે આપ કી મહોબ્બત હૈ, સવાબ મિલેગા - સવાબ મિલેગા."** એટલે કે થાનવી સાહેબ એવું કહેતાં કહેતાં મસ્જિદ માં પ્રવેશ્યા કે આ તમારી મહોબ્બત છે અને આ મહોબ્બત ના કારણે તમને સવાબ મળશે.

થાનવી સાહેબે વટણા વેરી નાખીને ભાંગણો વાટી નાખ્યો. આવી અશ્લીલ કલ્પના ની મહોબ્બત ને થાનવી સાહેબ પવિત્ર અને મુકદ્દસ મહોબ્બત માં ખપાવી રહ્યા છે,



અને ખૂશ ખબરી આપી રહ્યા છે, કે **"સવાબ મળશે."** આ ખૂશ ખબરી અપેક્ષિત નથી, બલ્કે ખાત્રીપૂર્વક ની છે, જેથી જ બે(૨) વખત **"સવાબ મળશે"-"સવાબ મળશે"** કહ્યું છે.

પ્રિય વાંચકો ! તટસ્થ અને બિન પક્ષપાતી વલણ અપનાવીને ન્યાય ની દ્રષ્ટિ થી થાનવી સાહેબ ના વાક્ય **"યે આપકી મહોબ્બત"** પ્રત્યે અત્યંત ધીર ગંભીર પણે લક્ષ આપો, કે **"આ તમારી મહોબ્બત છે"** વાક્ય દ્વારા થાનવી સાહેબ પોતાના મુરીદ અને ખાસ ખલીફા અઝીઝુલ હસન ના ગંદા અને બેહૂદા વિચાર ને યોગ્ય પુરવાર કરવા તેને **"મહોબ્બત"** નો ખૂબસૂરત અને પવિત્ર અંગરખો પહેરાવવાનો વ્યર્થ અને મિથ્યા પ્રયત્ન કરી રહ્યા છે. પણ આ પ્રયત્ન નો સંઘર્ષ કરવામાં પણ તેઓને સરિયામ નિષ્ફળતા જ પ્રાપ્ત થશે. કેમકે **"મહોબ્બત"** કે જેને ઇશ્ક, પ્રેમ, પ્યાર, હુબ, ચાહ, ફરેફ્તગી, લગાવ, રગબત, લવ, એટ્રેકશન, મમતા, ઉન્સ, ઉલ્ફત, પ્રિત, હેત, સ્નેહ, લાગણી, આકર્ષણ, વિગેરે નામો થી જાણવા અને ઓળખવા માં આવે છે, તે મહોબ્બત એટલે કે **"ઇશ્ક"** ના પણ બે(૨) પ્રકાર છે. **(૧) ઇશ્કે હકીકી અને (૨) ઇશ્કે મજાઝી.** તે બન્ને પ્રકારો માં થી પહેલા પ્રકાર એટલે કે **ઇશ્કે હકીકી** નું જાઇઝ, મુસ્તહબ અને યોગ્ય હોવામાં લેશમાત્ર શંકા ને સ્થાન નથી. કેમકે **"ઇશ્કે હકીકી"** એટલે **"ખુદાએ તઆલા કા ઇશ્ક"** (હવાલોઃ- ફિરોઝુલ્લુગાત, પેઇજ નં. ૯૯૭) અને બીજો પ્રકાર એટલે કે **"ઇશ્કે મજાઝી"** એટલે કે **"દુન્યવી ઇન્સાનોં કા ઇશ્ક"** (હવાલો સદર) આ ઇશ્ક માટે નિયમ છે, કે જો આ ઇશ્ક (મહોબ્બત) શરીઅતે મુતહ્હેરા ની મર્યાદા ની અંદર છે અને શરીઅત ના અટલ કાનૂન ના ત્રાજવે તેનું જાઇઝ અને યોગ્ય

હોવું પુરવાર થાય છે, તો તે મહોબ્બત પણ જાઇઝ અને મુસ્તહબ હોવામાં શંકા કે સંશય ની કોઈ શક્યતા નથી. જેમકે ⊙માં-બાપ નું પોતાની ઔલાદ થી મહોબ્બત કરવી ⊙સગા વ્હાલા થી સ્નેહ ⊙પતિ પત્નિ નું એક બીજા ને ચાહવું ⊙ઉસ્તાદ અને શાગિર્દ તથા પીર અને મુરીદ ની મઝહબી મહોબ્બત ⊙પ્યારા માદરે વતન ની મહોબ્બત વગેરે જે મહોબ્બત શરીઅત ની હદ માં સિમીત રહીને કરવામાં આવે છે, તે જાઇઝ અને મુસ્તહબ બલ્કે આવશ્યક અને અનિવાર્ય છે.

**પણ ......**

ફક્ત એટલું કહી દેવાથી કે મને તમારા થી મહોબ્બત છે અને તમને મારા પ્રત્યે મહોબ્બત છે. ફક્ત એટલું કહી દેવાથી નાજાઇઝ અને હરામ મહોબ્બત ના સબંધ ને યોગ્ય અને જાઇઝ હોવાની સનદ નહીં મળી જાય. દા.ત. ● ઝાની એટલે કે વ્યભિચારી પુરૂષ ને ઝાનિયા એટલે કે વ્યભિચારી સ્ત્રી થી મહોબ્બત હોય જ છે. મહોબ્બત હોય છે, એટલે જ તો આવા અનૈતિક કાર્ય નું આચરણ કરે છે. ● લવાતત એટલે કે સૃષ્ટિક્રમ વિરૂધ્ધ ના જાતિય સબંધ (Homosexual) નું અધમ કામ કરનાર અને કરાવનાર બન્ને વચ્ચે મહોબ્બત હોય છે. એટલી બધી મહોબ્બત હોય છે, કે તે ઘૃણાસ્પદ મહોબ્બત ના મહાસાગર માં ગળાડૂબ ગરકાવ થઈ જઈને સૃષ્ટિક્રમ વિરૂધ્ધનું કામ કરીને પોતાનું મોઢું કાળું કરે છે. ●શરાબી ને શરાબ ની બોટલ થી એટલી મહોબ્બત હોય છે કે તે મદિરા પ્રેમ માં પોતાની **મત** (સમજ), **લત** (ટેવ) અને **ગત** (દશા) ને પણ બરબાદ કરી નાખે છે. આવા તો અનેક ઉદાહરણો આપી શકાય. ટૂંક માં **ઇશ્કે મજાઝી** ના પણ





નિયમો, કાનૂનો, મર્યાદા, નિયંત્રણ કક્ષા, પ્રણાલિકા, અંકુશ અને ધારો નિયુક્ત કરવામાં આવ્યો છે. જેનું શરીઅત ની હદ માં હોવું અનિવાર્ય છે. જો શરીઅત ના નિયમ ને અનૂરૂપ અને સુ:સંગત મહોબ્બત હોવી પુરવાર થાય, તો તે મહોબ્બત વાસ્તવ માં યોગ્ય, જાઇઝ અને મુસ્તહબ છે. અન્યથા તિરસ્કૃત અને ધિક્કાર ને પાત્ર છે.

એક મો'મિન મુસલમાન ને પોતાના મો'મિન ભાઈ થી ફક્ત ઇસ્લામી ભાઈચારા ના કારણે જ મહોબ્બત હોય છે. એક મો'મિન પોતાના મો'મિન ભાઈને ઇસ્લામિક બંધુત્વની ભાવના થી પ્રેરાઈ ને અપાર મહોબ્બત કરે છે અને મઝહબી મહોબ્બત ના બધા હક્કો પૂરા કરે છે. તેની આ મહોબ્બત વાસ્તવમાં વખાણવા યોગ્ય અને પ્રસંશા ને પાત્ર છે. પણ જો કોઈ મો'મિન પોતાના મો'મિન ભાઈને વાસના અને જાતિય આવેગ ની પૃષ્ટિ ની દ્રષ્ટી થી જુએ અને તેની સાથે સજાતીય સબંધો સ્થાપિત કરવાના દુષ્ટ આશય થી મહોબ્બત કરે છે, તો તેની મહોબ્બત ઘૃણા અને ધિક્કાર ને પાત્ર છે.

ઉપરોક્ત ફકરામાં બે(૨) પ્રકારો માં મૂળભૂત અને બુનિયાદ મહોબ્બત જ મહત્વના મુદ્દા અને આધારભૂત ભૂમિકા સ્વરૂપે છે, પણ નિચ્યત અને ઇરાદો (Intention/સંકલ્પ) નો તફાવત અને ભેદ હોવાના કારણે એક મહોબ્બત નો સબંધ જાઇઝ, મુસ્તહબ અને યોગ્ય છે અને બીજી મહોબ્બત નો સબંધ નાજાઇઝ, ઘૃણાસ્પદ અને અયોગ્ય છે.

ફક્ત **'મહોબ્બત'** નો વાસ્તો અને વસીલો રજૂ કરીને કોઈ અયોગ્ય અને અનૈતિક સબંધ ને **"મહોબ્બત"** નું રૂડું અને રૂપાળુ નામ આપી દેવાથી તેની અયોગ્યતા અને અનૈતિકતા રૂપાંતર થઈ જઈને યોગ્ય અને નૈતિક નહીં બની

જાય. બલ્કે એ જોવામાં આવશે, કે મહોબ્બત ના ઓઠા ની હેઠળ જે સબંધ વિકસાવવા માં આવી રહ્યો છે, તેનો ધ્યેય, હેતુ, મકસદ, ઇરાદો, પ્રયોજન અને સંકલ્પ શું છે ? ફક્ત મહોબ્બત ની ઢાલ આગળ ધરીને, મહોબ્બત ના નામે અને મહોબ્બત ના ઓઠા હેઠળ વાસના અને જાતીય આવેગ ઉપર આધારિત સબંધ ને યોગ્ય પુરવાર કરવું, તેને જાઇઝ કહેવું અને તેના દ્વારા પુણ્ય પ્રાપ્તિ ની અપેક્ષા રાખવી, નરી મુર્ખાઈ જ છે. પણ થાનવી સાહેબ પોતાના માટે **“મુર્ખાઓના સરદાર”** નું બિરૂદ અને ખિતાબ યથાર્થ પુરવાર કરીને પોતાના મુરીદ અને ખલીફા અઝીઝુલ હસન ના **“અતિશય બેહૂદા વિચાર”** ને યોગ્ય અને બરાબર પુરવાર કરવા માટે **“યે આપકી મહોબ્બત હૈ”** કહીને મુરીદ ને વિચારો ની અશ્લીલતા માં વિશેષ પ્રગતિ કરવાનું પ્રોત્સાહન આપી રહ્યા છે.

થાનવી સાહેબ પોતાના મુરીદ ની બાલિશ અને બીભત્સ ઇચ્છા અને ઝંખના ને ફક્ત **“યે આપકી મહોબ્બત હૈ”** કહીને સંતૃષ્ટ નથી થઈ રહ્યા, બલ્કે પોતાની પત્નિ બનવાની તમન્ના કરનાર મુરીદ ના બેહૂદા વિચાર ને મઝહબી રંગે રંગીને, તેને નૈકી અને ઇબાદત ના કામ ના લેમીનેશન દ્વારા ચમકાવી રહ્યા છે અને આવી ભ્રામક નૈકી નું વળતર મળવાની આશા બંધાવીને ખૂશખબરી આપતાં વિના વિચારે બફાટ કરી રહ્યા છે, કે **“સવાબ મિલેગા-સવાબ મિલેગા-ઇન્શાઅલ્લાહ તઆલા”** એટલે કે થાનવી સાહેબ પોતાના મુરીદ ને એ સાંત્વન આપી રહ્યા છે, કે તમોએ મારી પત્નિ બનવાની જે ઇચ્છા વ્યક્ત કરી છે, તે તમારી મહોબ્બત છે અને તમારી મહોબ્બત ઉચ્ચ કોટીની, પવિત્ર, ન્યોછાવર ભાવના ની અને એવી વિલય સંકલ્પ ની છે. કે તમને તે મહોબ્બત







ના પુરસ્કાર રૂપે સવાબ મળશે.

મુરીદ તો પીર સાહેબ પ્રત્યેના જાતીય આવેગ ઉપર આધારિત મહોબ્બત માં આંધળો બનીને બહેકી ગયો હતો અને મુરીદ ના દરજ્જા થી પ્રગતિ કરીને **“પીરાની માં”** બનવાના સપના જોતો હતો. તેમ છતાં પણ તે થોડોક ભાન માં હતો. કેમકે તેને એ વાતનું ચોક્કસ ભાન હતું, કે દરેક મુરીદે પોતાની હૈસિયત અનુસાર મર્યાદા માં રહેવું જોઇએં. તેનાથી આગળ ન વધવું જોઇએં. અલબત્ત, દરેક મુરીદ ઇચ્છે છે, કે તેને પોતાના પીર ની સમીપતા (નઝદીકી) પ્રાપ્ત થાય. જેથી તે પીર સાહેબ ના આદેશો અને સૂચનો ની સંપૂર્ણ અમલવારી કરીને નમાઝ, રોઝા તથા અન્ય ફર્ઝો અને વાજીબો ને પાબંદી સાથે અદા કરવા, શરીઅત ના નિયમો નું ચુસ્તપણે પાલન, ઝિક્રો-અઝકાર, વિર્દો-વઝાઇફ તથા અન્ય નૈક અમલો ની બજવણી ની સાથે સાથે ઇલ્મે દીન નું શિક્ષણ પ્રાપ્ત કરવાનો પરિશ્રમ વેઠીને પીર સાહેબ ની દ્રષ્ટિ માં માન અને ગૌરવ ભર્યું સ્થાન પ્રાપ્ત કરવાના પ્રયાસો માં સતત સંઘર્ષમય રહે છે.

**પણ ......**

અઝીઝુલ હસન સાહેબે પોતાના પીર થી એવી અને એટલી સમીપતા અને નિકટતા મેળવવાની ઇચ્છા વ્યક્ત કરી કે જે કોઈપણ મુરીદ પુરૂષ માટે શક્ય નથી. જે ફક્ત સ્ત્રી મુરીદો એટલે કે **“મુરીદા”** માટે જ શક્ય છે. પુરૂષ મુરીદ ના સબંધો પીર સાહેબ ની સાથે ગાઢ હશે તો તેને પીર સાહેબ ની ‘મસ્નદ’ (ગાદી) ની નજીક બેઠક મળશે અને જો સબંધ અતિ ગાઢ અને નિકટના છે, તો બની શકે, કે તેવા ખાસ મુરીદ ને પીર સાહેબ પોતાની સાથે ગાદી ઉપર બેસાડીને

સન્માનિત કરે, પણ પીર સાહેબ ની સાથે જાહેર માં જનસમુદાય ની વચ્ચે ઉપસ્થિત રહીને એક ગાદી ઉપર બેસવાનું સન્માન મેળવવું તેના કરતાં અનેક ગણું સન્માન પીર સાહેબ ની સાથે એક જ પથારી માં સુવું અને જાતીય સંગ માણવું છે. પણ આ સન્માન કદી પણ  કોઈ પુરૂષ મુરીદ ને ન મળી શકે કેમકે **"ઈં સઆદત બરાએ નિસ્વાં ખાસ અસ્ત"** એટલે કે આ સન્માન ફક્ત સ્ત્રીઓ માટે જ આરક્ષિત (Reserved) છે. અરે.... બધી સ્ત્રીઓ માટે નહીં, બલ્કે કોઈ એકાદ અથવા બે-ચાર નસીબવંતી મહિલાઓ માટે જ પ્રાપ્ય છે. તે નસીબવંતી મહિલા એક સામાન્ય મુરીદા કરતાં અનેક ગણી ચઢીયાતી હોય છે. કેમકે શરીઅત માં ના-મહેરમ મુરીદા માટે પણ એ હુક્મ છે, કે તેણી પીર થી પણ પડદો કરે. તેણી જ્યારે પણ પીર ની ખિદમત માં હાઝિર થાય, ત્યારે ચહેરા ઉપર પડદો રાખે અને ચહેરો ખુલ્લો કરવા માટે કપડું હટાવે નહીં. પણ પીર સાહેબ થી નિકાહ પઢી લેવાથી હવે એવો અધિકાર પ્રાપ્ત થઈ જશે, કે ફક્ત ચહેરા પર થી જ નહીં, બલ્કે સમગ્ર શરીર થી કપડા હટાવીને સંપૂર્ણ નગ્નાવસ્થા માં પીર સાહેબ ની ફક્ત સમીપતા જ નહીં, બલ્કે અતિ નિકટનો સંગ બલ્કે અંગ થી અંગ ની ઘર્ષણ ની પ્રક્રિયા નો રંગ અને ઉમંગ ની પ્રાપ્તિ નું સૌભાગ્ય પ્રાપ્ત થશે. હવે તે સ્ત્રી મુરીદ ફક્ત મુરીદા નહીં રહે, પરંતૂ **"પીરાની માં"** ના અતિ સન્માનજનક અને આદરણીય સિંહાસન ઉપર બિરાજીત થશે.

હવે તે સ્ત્રી મુરીદ પીર સાહેબ ની જીવન સંગીની બની જવાના કારણે પીર સાહેબ માં સંપૂર્ણ વિલીન થઈ જઈને પોતાના હુસ્નો જમાલ ના કામણ અને અતિમોહક નાઝ-નખરા ના જાદૂ દ્વારા પીર સાહેબ ને પોતાના મોહપાશ માં





એવો જકડશે, કે હવે પીર સાહેબ ઉપર પણ તેણીનો વટ હુક્મ ચાલશે અને પીર સાહેબ નરમ ભેંસ બનીને તેને માથે ચડાવશે. એટલા માટે જ અઝીઝુલ હસન સાહેબ પોતાની મર્દાનગી અને પોરૂષત્વ કરીને પણ ફક્ત સ્ત્રી નહીં બલ્કે થાનવી સાહેબ ની **"જોરૂ"** બનવાની ઇચ્છા વ્યક્ત કરી રહ્યા છે. થાનવી સાહેબ ની પત્નિ બનવાનો **"બહુ જ બેહૂદા વિચાર"** વ્યક્ત કર્યો. જો કે ખૂદ અઝીઝુલ હસન સાહેબ ને એ બાબત નું ભાન છે, કે એક પુરૂષ હોવા છતાં થાનવી સાહેબ ની પત્નિ બનવાનો વિચાર વાસ્તવમાં ઘૃણાસ્પદ, ગૈર સંસ્કારી, અકુદરતી, અપ્રચલિત, અશક્ય, બિન સામાજિક, ના-દુરૂસ્ત, અયોગ્ય, બિન અપેક્ષિત અને બાલિશ હોવાના કારણે **અત્યંત બેહૂદો વિચાર** છે. પણ થાનવી સાહેબ તો પોતાના બેવકૂફ મુરીદ ને મુર્ખાઈ ની દોડ ની હરિફાઈ માં ઘણો પાછળ રાખી દે, તેવા પુરવાર થયા છે. કેમકે જે વિચાર ને ખૂદ મુરીદ **"બેહૂદો વિચાર"** સમજીને વર્ણન કરતાં શરમાય અને અચકાય છે, તેવા ભ્રષ્ટ અને ધિક્કાર ને પાત્ર વિચાર ને થાનવી સાહેબ બેધડક, બેશરમ, બેહયા, તુચ્છ, હલકટ, ઉટપટાંગ, બાલિશ, નાદાન, મુર્ખ અને કોઈ પણ જાતના ગતાગમ વિના યોગ્ય મહોબ્બત ના બીબા માં ઢાળવાની વ્યર્થ ચેષ્ટા કરીને સભ્યતા, સંસ્કાર બલ્કે શરીઅતે મુતહ્હેરા ના નિયમો ની પહેરેગિરી ની પ્રણાલિકા ના ચીંથરા ઉડાડી મુકીને ત્યાં સુધી બફાટ કરી નાખ્યું કે **"યે આપકી મહોબ્બત હૈ - સવાબ મિલેગા."**

## મુતાલએ-બરેલ્વીયત ના લેખક

# પ્રોફેસર ખાલિદ મેહમૂદ થી સવાલ

પૂરી દુનિયા ના વહાબી, દેવબંદી અને તબલીગી જમાઅત ના અનૂયાયીઓ ને અને ખાસ કરીને **"મુતાલ-એ-બરૈલ્વીયત"** નામ ની જૂઠાણા અને મનઘડત આક્ષેપો ઉપર આધારિત કિતાબ ના લેખક, જૂઠાઓના સરદાર, આક્ષેપ બાઝો ના પેશ્વા અને ગપગોળા હાંકનારાઓ માં મોખરાનું સ્થાન ધરાવનાર **પ્રોફેસર ડો. ખાલિદ મહેમૂદ માંચેસ્ટરી** થી એક સીધો અને સાદો સવાલ છે કે :-

**"કોઈની પત્નિ બનવાની ઇચ્છા વ્યક્ત કરનાર પુરૂષ ને તેની તે હાસ્યાસ્પદ ઝંખના ના પુરસ્કાર સ્વરૂપે સવાબ મળશે, તેનો પુરાવો કુરઆને મજીદ ની કઈ આયત કે કઈ હદીષ માં છે ?"**

ઇમામે ઇશ્કો-મહોબ્બત, મુજદ્દિદે દીનો મિલ્લત, ઇમામે એહલે સુન્નત, શૈખુલ ઇસ્લામ વલ મુસ્લેમીન **ઇમામ અહમદ રઝા ખાં મુહક્કિક બરૈલ્વી** રહેમતુલ્લાહે તઆલા અલૈહે ની પવિત્ર ઝાતે ગિરામી ઉપર કઢંગા, ઉપજાવી કાઢેલા, ઉટપટાંગ, બાઘા, બાલિશ, અર્થહીન, ગતાગમ વિનાના, સદંતર જૂઠા અને અસત્ય તથા હળાહળ જૂઠાણા ઉપર આધારિત આક્ષેપો, આરોપો અને નિવેદનો ની હારમાળા સર્જનારાઓ પ્રથમ પહેલાં પોતાના ઘર ની ખબર લે. થાનવી સાહેબ ની શૈયાસંગીની બનીને થાનવી સાહેબ સાથે શૈયાસુખ માણવાની



મહેચ્છા ધરાવનાર અંધશ્રધ્ધાળુ મુરીદ અને અંધ વિશ્વાસુ ખલીફા અઝીઝુલ હસન ને થાનવી સાહેબે તેઓની આવી વિચિત્ર અને ઘૃણાસ્પદ ઝંખના બદલ સવાબ અને પુરસ્કાર ની જે ખૂશખબરી સંભળાવી છે, તે ખુશખબરી નું યોગ્ય હોવાના પુરાવા અને આધાર માં કુરઆન અને હદીષ ની એક દલીલ રજૂ કરવાથી સમગ્ર વહાબી, દેવબંદી સમુદાય ના અનૂયાયીઓ કયામત સુધી અસમર્થ, લાચાર અને કાયર જ પુરવાર થવાના છે. (ઇન્શાઅલ્લાહ તઆલા વ હબીબોહુ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ)

**"બેગમ થાનવી"** બનવાની ઝંખના કરનારા થાનવી સાહેબ ના **"પુરૂષ મુરીદ"** ને થાનવી સાહેબે સવાબ અને પુરસ્કાર ની જે "બશારત" એટલે કે ખૂશખબરી આપી છે, તે થાનવી સાહેબ ના સડી ગએલા ભેજા ની ઉપજ અને ટાઢા પહોરનો ગપગોળો જ છે. શરીઅત ના કાનૂનો અને અટલ નિયમો ને પણ થાનવી સાહેબ પોતાના બાપ-દાદા ની જાગીર સમજીને કોઈપણ જાતની દલીલ, આધાર, સંદર્ભ, પુરાવા અને કુરઆન-હદીષ ના નિર્દેશન વગર જે મન માં આવ્યું તે બફાટ કરી નાખતા હતા. સૈકાઓ થી મિલ્લતે ઇસ્લામિયા માં પ્રચલિત જાઇઝ અને મુસ્તહબ કામો કે જે અંબિયા-એ-કિરામ અને ઔલિયા-એ-ઇઝામ ની અકીદત અને મહોબ્બત માં કરવામાં આવે છે, તેવા નૈક અને મુબારક કામો ઉપર નાજાઇઝ, હરામ, બિદઅત, કુફ્ર અને શિર્ક ના ફત્વાની મશીનગન ચલાવી દેનારા થાનવી સાહેબ પોતાની બે(૨) ધારી નિતી ની અમલવારી ના ભાગ રૂપે પોતાના પુરૂષ મુરીદ ની સ્ત્રી બનીને **મિસિસ થાનવી** બનવાની અશ્લીલ ઝંખના

તથા અન્ય બેહયાઈ અને બેશરમી ના નફ્ફટ અને બીભત્સ આચરણોને યોગ્ય, મુનાસિબ, જાઇઝ અને સવાબ નું કામ કહેતી વખતે કશો જ હિચકિચાટ, ક્ષોભ, શરમ, સંકોચ કે ભોંઠપ નહોતા અનુભવતા હતા.

**મહોબ્બતે રસૂલ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ ના સાચા અને નિખાલસ જઝબા હેઠળ કુરઆન અને હદીષ ની રોશની માં અને શરીઅત ના કાનૂન થી પુરવારિત અને અનુમોદનિત જાઇઝ અને મુસ્તહબ કામો અને સૈકાઓ થી પ્રચલિત રિવાજોને કોઈપણ જાતના આધાર, પુરાવા કે દલીલ વગર બેધડક અને શીઘ્ર પણે નાજાઇઝ, બિદઅત, હરામ, કુફ્ર અને શિર્ક નો ફત્વો ઝીંકનારા વર્તમાન યુગ ના મુનાફિક વહાબીઓ પોતાના જાહિલ પેશ્વા, અજ્ઞાન આગેવાન, ધરાર બની બેઠેલા મુજદ્દિદ મોલ્વી અશરફ અલી થાનવી ના અજ્ઞાનતા, મુર્ખતા, બાલિશતા, બીભત્સતા, નીચતા, અશ્લીલતા, તુચ્છતા, અર્થહીનતા, હલકટતા, ઉટપટાંગતા અને અસભ્યતા ઉપર આધારિત તિરસ્કૃત અને ઘૃણાસ્પદ કથનો અને આચરણો ને સંગ્રહીને, તેને ઇસ્લામી સાહિત્યનું સૌંદર્યવાન નામ આપીને છાપીને મિલ્લતે ઇસ્લામિયા ને શું પૈગામ આપવા માંગે છે ? આવા પ્રતિબંધ લાયક પ્રકાશનો દ્વારા મિલ્લતે ઇસ્લામિયા ની શું સેવા બજાવવા માં આવે છે ? આવા અશ્લીલ પ્રકાશનો ના વાંચન થી વર્તમાન યુવા પેઢી શું અને કેવો બોધપાઠ ગ્રહણ કરશે ? તે બધા પ્રશ્નો ના ઉત્તરો કદી પણ વહાબી-દેવબંદી વર્ગના પ્રકાશકો નહીં આપી શકે. જેથી તે બધા પ્રશ્નો નિરૂત્તર જ રહેવાના.



## એક પુરૂષ મારી પત્નિ બનવા ઝંખે છે, તે વાત થાનવી સાહેબ ભૂલ્યા નહીં

થાનવી સાહેબ ની યાદ શક્તિ ઘણી જ નબળી બલ્કે ક્ષીણ હતી. થાનવી સાહેબ ની સ્મરણ શક્તિની એવી વિકટ પરિસ્થિતી હતી કે :-

- **થાનવી સાહેબ** ને વાંચેલું અને સાંભળેલું યાદ નહોતું રહેતું.
- **થાનવી સાહેબ દર્સી (અભ્યાસ ક્રમ) ની કિતાબો પણ ભૂલી ગયા હતા.**
- **થાનવી સાહેબ ને ઝરૂરિયાતે દીન એટલે કે નમાઝ વગેરે ના મસાઇલ યાદ નહોતા. અન્યોને પૂછી પૂછીને અમલ કરતા હતા.**
- **થાનવી સાહેબ ને હુઝૂરે અકદસ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ના ફઝાઇલ ની રિવાયતો પણ યાદ નહોતી.**

ઉપરોક્ત બાબતો તથા અન્ય રસપ્રદ વાસ્તવિકતા ની માહિતી સચોટ હવાલાઓ અને વિશ્વસનીય કિતાબો ની અસલ ઉર્દૂ ઇબારતો ના પુરાવાઓ સાથે અને વિસ્તૃત છણાવટ સાથે મારી લખેલી કિતાબ **"થાનવી સાહેબ કી ઇલ્મી સલાહિયત"** જે ઉર્દૂ, હિન્દી અને ગુજરાતી ત્રણ(૩) ભાષા માં પ્રગટ થઈ ચુકી છે અને જેની અનેક આવૃતિઓ પ્રકાશન પામી છે. વાંચકો ઉપરોક્ત કિતાબ નું અવશ્ય વાંચન કરે અને થાનવી સાહેબ ની ઇલ્મી મહાનતા ના પીટવામાં

આવતા ઢંઢેરા ના ઢોલ ના પોલ ની હકીકત ની જાણકારી પ્રાપ્ત કરે.

ખૈર ! હવે આપણે મૂળ વિષય ઉપર આવીએ. થાનવી સાહેબ ની યાદશક્તિ એટલી બધી નબળી હતી, કે તેઓને કંઈજ યાદ નહોતું રહેતું.

**પણ ......**

થાનવી સાહેબ ના મુરીદ અને ખાસ ખલીફા અઝીઝુલ હસન ગૌરી સાહેબે થાનવી સાહેબ ની મહોબ્બત માં આંધળા બનીને પુરૂષ માંથી રૂપાંતર થઈને સ્ત્રી બની જઈને થાનવી સાહેબ ની પત્નિ બનવાની તમન્ના અને ઝંખના વ્યક્ત કરી. આ તમન્ના તેમણે થાનવી સાહેબ ની સામે, રૂબરૂમાં, પ્રત્યક્ષ વ્યક્ત કરી. જે સાંભળીને થાનવી સાહેબ અતિ આનંદિત અને પ્રફુલ્લિત થયા. આ ઘટના થાનવી સાહેબ માટે સંસ્મરણીય (Memorable) અને યાદગાર ઘટના બની ગઈ. જેને થાનવી સાહેબ કદી ભૂલ્યા નહીં. શા માટે ભૂલે ? મન પસંદ અને મનગમતી બાબત કદી ભૂલાય ? કદી નહીં. બલ્કે લાંબા સમય સુધી અવાર નવાર તે ઘટના ના વર્ણન નું પુનરાવર્તન અતિ હોંશે હોંશે અને ખૂશખૂશાલ થઈને કરતા હતા અને તેમાં એક બાબત નો ઉમેરો કરતા હતા. જે વાતનો ઉમેરો કરતા હતા, તે પણ પતિ-પત્નિ વચ્ચેના જાતિય સબંધો ને અનુલક્ષીને સંકેત માં તેનું વર્ણન કરતા હતા. આ અંગેની માહિતી પ્રદાન કરતાં, વર્ણનીય ઘટના ના મુખ્ય પાત્ર એટલે કે થાનવી સાહેબ ના મુરીદ અને ખાસ ખલીફા અઝીઝુલ હસન સાહેબ વર્ણન કરે છે, કે :-





''حضرت والا اب تک اس واقعۂ محبت کو بھولے نہیں۔ اپنی مجلس شریف میں احقر کے اس محبت آمیز قول کو بہ لطف نقل فرما فرما کر مزاحًا فرمایا کرتے ہیں کہ غنیمت ہے اس کے عکس کی خواہش نہیں کی۔''

**حوالہ:**

(۱) '' اشرف السوانح ''۔ مصنف:- خواجہ عزیز الحسن غوری از اکابر خلفائے تھانوی صاحب۔ ناشر:- ادارہ تالیفات اشرفیہ، تھانہ بھون، ضلع:- مظفرنگر (یوپی)۔ طباعت بار چہارم ۱۳۰۷ھ، جلد۲، صفحہ:۲۸

(۲) ''اشرف السوانح'' مصنف: خواجہ عزیز الحسن غوری، از اکابر خلفائے تھانوی صاحب، ناشر: مکتبۂ تھانوی، دیوبند، ضلع: سہارنپور (یوپی)، سن طباعت: (جدید ایڈیشن) ۲۰۰۹ء، جلد:۲، صفحہ:۷۰

▣ **ઉપરોક્ત ઉર્દૂ ઇબારત અને હવાલા નો ગુજરાતી અનુવાદ:-**

**"હઝરતે વાલા હજુ સુધી આ મહોબ્બત ના પ્રસંગ ને નથી ભૂલ્યા. પોતાની મજલિસ શરીફ માં નાચીઝ ના આ મહોબ્બત થી સભર કથન ને આનંદિત બનીને વર્ણન કરી કરીને વ્યંગ માં એવું ફરમાવ્યા કરતા હતા, કે સારૂં થયું કે તેનાથી ઉલ્ટા ની ખ્વાહિશ (ઇચ્છા) ન કરી"**

**હવાલો :-**

(૧) **"અશરફુસ્સવાનેહ"**, લેખક:- થાનવી સાહેબ ના ખાસ ખલીફા ખ્વાજા અઝીઝુલ હસન ગૌરી, પ્રકાશક :- ઇદારા તાલીફાતે અશરફીયા - થાનાભવન, જિલ્લો :- મુઝફ્ફરનગર (યૂ.પી.) ચોથી આવૃતિ, પ્રકાશન વર્ષ :- હિ.સ. ૧૩૦૭, ભાગ નં. ૨, પેઇજ નં. ૨૮

(૨) **"અશરફુસ્સવાનેહ"**, લેખકઃ- થાનવી સાહેબ ના ખાસ ખલીફા ખ્વાજા અઝીઝુલ હસન ગૌરી, પ્રકાશકઃ- મકતબા થાનવી, દેવબંદ, જિલ્લો :- સહારનપૂર (યૂ.પી.) લેટેસ્ટ એડીશન, પ્રકાશન વર્ષ :- ઇ.સ. ૨૦૦૯, **ભાગ નં. ૨, પેઇજ નં. ૭૦**

વાહ ! કહેવું પડે ! થાનવી સાહેબ હજુ સુધી આ **"પ્રેમ પ્રસંગ"** ને ભૂલી નથી શક્યા. શું આ કોઈ મામૂલી કે સામાન્ય કક્ષાનો પ્રસંગ હતો, કે જેને આટલી જલ્દી ભૂલી જવાય ? અરે આ તો એક અજાયબી સમાન અદ્‌ભૂત ઘટના છે, કે જેનું દ્રષ્ટાંત ઇસ્લામ ના ઇતિહાસ માં ક્યાંય પણ દ્રષ્ટિગોચર થતું નથી. એક ડેપ્યુટી કક્ષાનો શિક્ષિત શખ્સ પોતાની પ્રાબલ્ય અને સામર્થ્ય પુરૂષ જાતિ તજી દઈને સૌંદર્યવાન અને લાવણ્ય સ્ત્રી જાતિ ધારણ કરીને થાનવી સાહેબ ની જોરૂ બનવાની ઇચ્છા વ્યક્ત કરી રહ્યો છે. આ તો હમેંશા યાદ રાખવાની સાથે સાથે વારંવાર પોતાની મહેફિલ અને બેઠક માં વર્ણન કરવા જેવો પ્રસંગ છે. જેથી દુનિયા ના લોકોને ખબર પડે, કે આ ધરતી ઉપર હજુ પણ એવા ફુટપાથિયા દિલ ફેંક આશિક મૌજૂદ છે, કે જે પોતાના પ્રિય મહેબૂબ ના ચરણો ઉપર પોતાની મર્દાનગી ન્યોછાવર કરીને પોતાની જાતિ બદલીને પુરૂષ થી સ્ત્રી માં રૂપાંતર થઈને **લગ્ન ના બંધને બંધાઈ** પ્રેમ ના છીછરા પાણી માં છબછબીયા કરીને પણ પ્રેમાવેશ ના તમામ અરમાનો, ઉન્માદો, ઉપકૃતો, ઉદવેગો, ઉધામો, ઉત્ફુલ્લો અને ઉચ્છંખલ ભર્યા ઉગ્ર આચરણો ની પૂર્ણાહુતિ માટે પીર સાહેબ ની જોરૂ બનવા તત્પર અને સજ્જ છે. દુનિયા ના લોકોને **પ્રેમના પાઠ** ભણાવવા માટે આ પ્રસંગ અનેરૂં, અનુકરણીય, અજોડ, અનોખું, એક નિષ્ઠ, અદભૂત, અપૂર્વ, અર્ણદીઠ, અને વિસ્મયકારક છે. જેથી જ અઝીઝુલ હસન સાહેબ ના કથનાનૂસાર આ પ્રસંગ ને થાનવી સાહેબ **"આપની મજલિસ શરીફ મેં અહકર કે ઇસ મહોબ્બત આમેઝ કૌલ કો 'બ-લુત્ફ' નકલ ફરમા ફરમા કર"** એટલે કે થાનવી સાહેબ પોતાના બેવકૂફ અને ધનચક્કર મુરીદ ના ગંદા વિચાર ને પોતાની મજલિસ માં **'બ-લુત્ફ'** એટલે કે આનંદ અને લિઝ્ઝત લઈને વારંવાર વર્ણન કરતા હતા. **"નકલ ફરમા ફરમા કર"** ના શબ્દો એ વાત ની સાક્ષી પૂરે છે, કે અઝીઝુલ હસન સાહેબ ના ગંદા વિચાર વાળો પ્રસંગ થાનવી સાહેબે પોતાની મજલિસ માં એક-બે વખત નહીં, બલ્કે વારંવાર અને અનેક વખત વર્ણન કરેલ છે અને તે પ્રસંગ નું વર્ણન ફક્ત ઔપચારિક અને શિષ્ટાચાર રીતે નહીં બલ્કે **'બ-લુત્ફ'** આનંદ અને લિઝ્ઝત લઈ લઈને વર્ણન કરતા હતા **"બિલ્લી કે ખ્વાબ મેં છિછરે"** એ કથન મુજબ અઝીઝુલ હસન નો **"પ્રેમ સભર કથન"** વર્ણન કરતી વખતે થાનવી સાહેબ પણ રોમાંચિત અને ઉત્તેજિત થઈ જતા હશે.

**"અશરફુસ્સવાનેહ"** ની ઉપરોક્ત ઇબારત (ફકરા) નું અંતિમ વાક્ય તો ખુલ્લમ ખુલ્લા અશ્લીલતા ની કલ્પના નું પ્રદર્શન કરે છે. એટલે કે થાનવી સાહેબ નું કહેવું કે, **"સારૂ થયું કે તેનાથી ઉલ્ટા ની ખ્વાહિશ ન કરી"** એટલે કે સારૂં થયું, કે અઝીઝુલ હસને **"અક્સ કી"** એટલે કે ઉલ્ટી (Con-

trary) ઇચ્છા વ્યક્ત ન કરી. એટલે કે ઉત્તમ થયું કે અઝીઝુલ હસને મારી પત્નિ બનવાની ઇચ્છા કરી, મને પોતાની પત્નિ બનાવવાની ખ્વાહિશ (તમન્ના) ન કરી. અઝીઝુલ હસન સાહેબ **"અઝીઝા બાનું"** બનવાના બદલે જો અશરફ અલી ને **"શરીફા બાનું"** બનવાની ઇચ્છા વ્યક્ત કરી હોત તો શું થયું હોત ? અઝીઝુલ હસન સાહેબ **"શૌહર"** ના પાત્ર માં અને થાનવી સાહેબ **"બેગમ"** ના રોલ માં હોત. દામપત્ય જીવન ની ફરજો અદા કરવાના પરિણામ સ્વરૂપે ભાવિ સંતાન ના આગમન ની છડી પોકરવાના સંકેત અને જાહેરાત રૂપે ગર્ભ રહ્યો હોત અને તે ગર્ભ સ્ત્રી હોવાના કારણે થાનવી સાહેબ ને રહ્યો હોત. હામેલા એટલે કે સગર્ભા (Pregnant) સ્ત્રી તરીકે થાનવી સાહેબ ને નવ(૯) મહીના સુધી ગર્ભનો ભાર વેઠવો પડ્યો હોત. ઉપરાંત સગર્ભા અવસ્થાની અનેક કષ્ટદાયક તકલીફો ઉબકા, ઉલ્ટી (Vomit), શરીર ના અંગો ઉપર સોજા ચડવા (Suelling) તથા અન્ય ગર્ભ નિમિત હંગામી પણ દુ:ખદ અને કષ્ટદાયક બિમારીઓ ની પીડા ભોગવવી અને અંતમાં પ્રસૂતિ ન થઈ તો પછી શસ્ત્રક્રિયા (Surgery) દ્વારા કરવામાં આવતી પ્રસૂતિ ની તકલીફ સહન કરવી પડત. ત્યારબાદ શીશુ આહાર માટે સ્તનપાન ની પ્રક્રિયા, બાળ ઉછેર ની જવાબદારીઓ વગેરે યાતનાઓ થાનવી સાહેબ ને જ ભોગવવી પડત. જેથી થાનવી સાહેબ પોતાના સદભાગ્ય પ્રત્યે પ્રસન્નતા અને આનંદ નો રોમાંચ વ્યક્ત કરે છે, કે અઝીઝુલ હસને મને પોતાની બાયડી બનાવવાની ઇચ્છા વ્યક્ત ન કરી, તે ઘણું જ ઉત્તમ થયું.





## થાનવી સાહેબ ની પત્નિ બનવાના વિચાર ની પ્રેરણા અઝીઝુલ હસન ને કેમ અને કેવી રીતે થઈ ?

પીર અને મુરીદ વચ્ચેનો રિશ્તો જેને **"રૂહાની રિશ્તો"** કહેવામાં આવે છે, તે રીશ્તો ફક્ત પવિત્રતા, નિખાલસતા, સદાચાર, સદગુણ અને આધ્યાત્મિકતા ઉપર જ આધારિત પવિત્ર, પુનિત અને નિષ્કલંક હોય છે. એક મુરીદ ભલે રાત દિવસ સતત પોતાના પીર ની સેવામાં રહેતો હોય, છતાં પણ તે લૈકિક શિષ્ટાચાર અને સામાજિક સંસ્કાર ની મર્યાદા ની હદ માં રહીને પીર સાહેબ સાથેના ઘનિષ્ઠ સબંધો હોવા છતાં એક અંતર બન્ને વચ્ચે રાખીને કદી પણ સ્વચ્છંદ બનીને અણછાજતી છૂટ નહીં લે. સામા પક્ષે પીર સાહેબ પણ તેનું ચુસ્તપણે પાલન કરીને મુરીદ થી પણ વધીને નિષ્કપટ અને નિરાડંબર બનીને કદી પણ મર્યાદા નો ભંગ નહીં કરે. કોઈ સ્ત્રી પણ અગર મુરીદ બનીને "મુરીદા" ના સમૂહ માં શામેલ થશે. તો તેણી પોતાના પીર સાહેબ પ્રત્યે અવશ્ય લાગણી અને પ્રેમ રાખશે, પણ તે લાગણી અને પ્રેમ અકીદત ની પવિત્રતા ની ફળશ્રુતિ ઉપર જ આધારિત હશે. તેણીને પોતાના પીર પ્રત્યે હમેંશા પિતૃભાવ જ હશે. પોતાના પીર ને એક પ્રેમાળ પિતા સ્વરૂપે જ નિહાળશે. તેવી જ રીતે પીર સાહેબ ને પણ પોતાની મુરીદા કે જેણી એક સ્ત્રી હોવાના કારણે વિજાતીય પાત્ર છે, તેમ છતાં પણ તેને પોતાની મુરીદા પ્રત્યે હમેંશા વાત્સલ્ય અને મમતા નો જ ભાવ રહેશે. તે પોતાની મુરીદા ને

એક પુત્રી અને સંતાન સ્વરૂપે જ નિહાળશે. તેની દ્રષ્ટિમાં કદી વિકાર કે વાસના નો હસ્તક્ષેપ નહીં આવે.

જ્યારે એક વિજાતીય પાત્ર સ્ત્રી પોતાના પીરને કદી પણ પતિના સ્વાંગ માં નથી નિહાળતી કે વિચારતી, તો પછી એક સજાતીય પુરૂષ પોતાના પીર ને તો પતિ તરીકે કદી પણ કલ્પી ન શકે. આવી કલ્પના અતિ ધૃણાસ્પદ અને ગંદી હોવાના કારણે, તેવી ગંદી કલ્પના ને મગજ ના વિચાર કક્ષમાં પ્રવેશવાની જ સખ્ત મનાઈ છે.

**પણ .......**

પણ આશ્ચર્ય, આઘાત, અચંબા અને અજાયબીનો આંચકો લાગે અને તે આંચકા દ્વારા દુ:ખદ હાસ્યના જલદ જલ ના ફુંવારા ફુટી નિકળે અને સંસ્કાર ના સદ્ગુણો ની ભાવના ને પ્રદુષિતતા ની ડમરી દ્વારા દુષિત કરી નાખે, તેવી ઘટના વહાબી, દેવબંદી અને તબલીગી જમાઅત ના કહેવાતા હકીમુલ ઉમ્મત અને બની બેઠેલા જાહિલ મુજદ્દિદ **મોલ્વી અશરફ અલી થાનવી** સાહેબ અને તેમના મુરીદ અને ખલીફા ખ્વાજા અઝીઝુલ હસન ગૌરી વચ્ચે બની ગઈ. અઝીઝુલ હસન સાહેબ એક પુરૂષ મુરીદ હોવા છતાં આધ્યાત્મિક સબંધ ની ઐસી-તૈસી કરી નાખીને મુરીદ માંથી **"પીર ની પત્નિ"** બનવાની ઇચ્છા વ્યક્ત કરી નાખી અને તે ઇચ્છા અન્ય કોઈની સમક્ષ નહીં, બલ્કે પોતાના પીર સાહેબ સમક્ષ સ્વંય પોતાના મુખે થી વ્યક્ત કરી નાખી. રેઢિયાળ અને વંઠેલ પીર પોતાના મુરીદ ની આવી ઘેલછા ભરી ઇચ્છા સાંભળી રાજી થયો અને મુરીદ ને સવાબ ની ખૂશખબરી આપી.



હવે સવાલ એ ઉપસ્થિત થાય છે, કે શું કોઈ મુરીદ આવી બીભત્સ ઇચ્છા પોતાના પીર ની સમક્ષ રૂબરૂ માં વ્યક્ત કરવાની હિંમત અને ચેષ્ટા કરી શકે ? શું ભય અને શરમ નો અવરોધ નહીં આવે ? અવશ્ય શરમ આવશે અને ડર પણ લાગશે. પરંતુ થાનવી સાહેબ ની મહેફિલ માં કાયમી ધોરણે ઉપસ્થિત રહેનારાઓ ની માનસિકતા એટલી હદે વિકૃત અને વિચલિત થઈ ગએલી કે તેઓને આવી અશ્લીલ અને શરમજનક બાબતો ના વર્ણન અને વર્તન માં લેશમાત્ર લજ્જા અને શરમ નહોતી આવતી. કેમકે તેઓ પોતાના પીર સાહેબ ના મુખે થી આવી ગંદી વાતો કાયમી અને નિયમિત સાંભળી સાંભળીને રીઢા બેશરમ બની ગયા હતા. થાનવી સાહેબ દરેક બાબત માં બીભત્સ ઉદાહરણ આપતા હતા, પીર અને મુરીદ ના આધ્યાત્મિક સબંધ ને હમેંશા પતિ અને પત્નિ ના સબંધ સાથે સરખામણી કરતા હતા.

થાનવી સાહેબ ના જીવન વૃતાંત અને કથનો ના સંગ્રહ ઉપર આધારિત અનેક કિતાબો માં આવા ઘણા પ્રસંગો દ્રષ્ટિગોચર થાય છે, કે થાનવી સાહેબ પોતાની મહેફિલો માં ભરચક મેદની વચ્ચે અને સામાજિક તથા સંસ્કારી શ્રોતાજનો સામે પણ પીર અને મુરીદ ના સબંધ માટે પતિ અને પત્નિ ના સબંધ ના ઉદાહરણ આપતા હતા. અહીં એટલી શક્યતા નથી, કે તે બધા અને સાર્વત્રિક હવાલાઓ રજૂ કરવામાં આવે. તેમ છતાં વાંચક વર્ગના જ્ઞાન પ્રસાર અને માનસ પ્રમોદ માટે અમુક હવાલાઓ અત્રે રજૂ છે :-

(૧)

''ایک بار بدون صحبت شیخ کے محض خط و کتابت پر اکتفا کرنے کی یہ مثال دی تھی کہ جیسے شوہر اور بیوی محض خط و کتابت کرتے رہیں اور اظہارِ محبت بھی کرتے رہیں لیکن ملتے جلتے نہ رہیں تو اولاد ہو چکی۔ اسی طرح شیخ کے ساتھ محض خط و کتابت رکھنے سے کوئی معتد بہ نتیجہ نہیں پیدا ہوسکتا۔ ثمرات خاصہ کے لیے گاہے گاہے صحبت شیخ ضروری ہے۔''

**حوالہ:**

(۱) ''کمالات اشرفیہ''، تھانوی صاحب کے ملفوظات کا مجموعہ، مرتب: مولوی محمد عیسیٰ الہ آبادی (خلیفۂ تھانوی صاحب)، ناشر: ادارۂ تالیفات اشرفیہ، تھانہ بھون (یوپی)، سنِ اشاعت ۱۹۹۵ء، باب: ا، ملفوظ: ۷۵۴، صفحہ: ۱۹۳

(۲) ''کمالات اشرفیہ''، مرتب: مولوی محمد عیسیٰ الہ آبادی، خلیفۂ تھانوی صاحب، ناشر: ادارۂ تالیفات اشرفیہ، تھانہ بھون، ضلع: مظفر نگر (یو۔پی) سن اشاعت ۱۴۲۷ھ، باب اول، ملفوظ نمبر: ۷۵۴، صفحہ: ۲۲۵

(۳) ''کمالات اشرفیہ''، مرتب: مولوی محمد عیسیٰ الہ آبادی، خلیفۂ تھانوی صاحب، ناشر: مکتبۂ تھانوی، دیوبند، ضلع: سہارنپور (یو۔پی)، باب اول، ملفوظ نمبر: ۷۵۴، صفحہ: ۲۶۳

◙ **ઉપરોક્ત ઉર્દુ ઇબારત અને હવાલા નો ગુજરાતી અનુવાદ :-**



**"પીર થી પ્રત્યક્ષ મેળાપ વગર ફક્ત પત્ર વ્યવહાર થી જ સંતોષ માનવા વિષે દ્રષ્ટાંત આપ્યું કે જેવી રીતે પતિ અને પત્નિ ફક્ત પત્ર વ્યવહાર કરતા રહે અને પોતાના પત્ર માં પ્રેમ પણ વ્યક્ત કરે પણ ભેગા ન થાય, તો સંતાન ક્યાંથી થાય. તેવીજ રીતે પીર થી ફક્ત પત્ર વ્યવહાર નો જ સબંધ રાખવાથી કોઈપણ જાતનું સંતોષજનક પરિણામ નહીં આવે. ખાસ લાભ પ્રાપ્ત કરવા માટે અવાર-નવાર પીર થી પ્રત્યક્ષ મેળાપ ઝરૂરી છે."**

**હવાલો :-**

(૧) **"કમાલાતે-અશરફીયા"**, થાનવી સાહેબ નો કથન સંગ્રહ, સંપાદક :- થાનવી સાહેબ ના ખલીફા મૌલ્વી મુહમ્મદ ઈસા ઇલ્હાબાદી, પ્રકાશક :- ઇદારા તાલીફાતે અશરફીયા, થાનાભવન, (યુ.પી.), પ્રકાશન વર્ષ :- ઇ.સ. ૧૯૯૫, મલ્ફૂઝ નં. ૭૫૪, બાબ નં. ૧, પેઇજ નં. ૧૯૩

(૨) **"કમાલાતે-અશરફીયા"**, સંપાદક :- થાનવી સાહેબ ના ખલીફા મૌલ્વી મુહમ્મદ ઈસા ઇલ્હાબાદી, પ્રકાશક :- ઇદારા તાલીફાતે અશરફીયા, થાનાભવન, જિલ્લો :- મુઝફ્ફરનગર (યુ.પી.), પ્રકાશન વર્ષ :- હિ.સ. ૧૪૨૭, બાબ નં. ૧, મલ્ફૂઝ નં. ૭૫૪, પેઇજ નં. ૨૨૫

(૩) **"કમાલાતે-અશરફીયા"**, સંપાદક :- થાનવી સાહેબ ના ખલીફા મૌલ્વી મુહમ્મદ ઈસા ઇલ્હાબાદી, પ્રકાશક :- મક્તબા થાનવી - દેવબંદ, જિલ્લો :- સહારનપુર (યુ.પી.) બાબ નં. ૧, મલ્ફૂઝ નં. ૭૫૪, પેઇજ નં. ૨૬૩

ઉપરોક્ત ઇબારત માં થાનવી સાહેબે પીર અને મુરીદ ની મુલાકાત માટે પુરૂષ અને સ્ત્રી વચ્ચે કરવામાં આવતા સંભોગ નું દ્રષ્ટાંત આપીને કહ્યું કે ફક્ત પત્ર-વ્યવહાર કરવાથી કંઈ જ નથી મળવાનું. સંતાન પ્રાપ્તિ માટે સ્ત્રી અને પુરૂષે સંભોગ (હમબિસ્તરી) કરવો જરૂરી છે. તેવી જ રીતે પીર સાહેબ નો **"સમર-એ-ખાસ"** એટલે કે **"ખાસ-લાભ"** મેળવવા માટે પીર થી સહોબત (મેળાપ-સંગાથ) જરૂરી છે. કેવું અશ્લીલ ઉદાહરણ આપ્યું છે, તે જુઓ. સંતાન પ્રપ્તિ માટે કરવામાં આવતા સંભોગ વખતે એટલે કે હમબિસ્તરી (Inter Course) ના સમયે સ્ત્રી અને પુરૂષ ના શરીર એક બીજા માં ઓત-પ્રોત થઈને સમાઈ જતા હોય છે. ફક્ત ઓપચારિક મુલાકાત જેવી પરિસ્થિતી નથી હોતી, કે બન્ને ના શરીર વચ્ચે કંઇક અંતર હોય, બલ્કે સંપૂર્ણ નિકટતા અને સમીપતા હોય છે. એટલી નિકટતા હોય છે, કે બન્ને ના શરીર પર ના વસ્ત્રો પણ વચ્ચે અવરોધ રૂપ નથી હોતા. બન્ને પોતાના શરીર ના પરીધાનો ને પણ દૂર હડસેલી ને સંપૂર્ણ દિગંબર અવસ્થા માં એક-બીજાને મળતા હોય છે અને આવા મિલન માટે સંપૂર્ણ એકાંત હોવું અનિવાર્ય અને અવશ્યક છે.

ટૂંક માં પતિ-પત્નિ ના શારિરીક મિલન અને મેળાપને અને પીર તથા મુરીદ ના મેળાપને કોઈ પણ રીતે સરખામણી કરી શકાય જ નહીં, કેમકે પતિ-પત્નિ ના મેળાપ અને પીર-મુરીદ ના મેળાપ વચ્ચે આકાશ-ધરતી જેટલો તફાવત છે. પણ થાનવી સાહેબ પોતાના લખણ ઝળકાવીને જ રહેવાની ટેવ ધરાવે છે. જેથી તેમણે પીર અને મુરીદ ની વચ્ચે થતી આધ્યાત્મિક અને ધર્મ ને અનુલક્ષીને થતી મુલાકાત ને પણ પતિ-પત્નિ વચ્ચેના દૈહિક વાસના તૃપ્તિ ના મિલન થી સરખાવીને પોતાની માનસિક વિકૃતિ અને વિકૃત વાસના ની કુ:દ્રષ્ટી નું ઉદાહરણ પુરૂં પાડ્યું છે અને ત્યાં સુધી કહી નાખ્યું કે જેમ સંતાન પ્રાપ્તિ માટે ફક્ત પત્ર વ્યવહાર થી કામ નહીં ચાલે, પણ પ્રત્યક્ષ મેળાપ જરૂરી છે, તેમ પીર સાહેબ નો **"ખાસ લાભ"** પ્રાપ્ત કરવા માટે પણ ફક્ત પત્ર દ્વારા સંદેશાઓ ની આપ-લે થી કામ નહીં ચાલે. રૂબરૂ આવીને મિલન અને સંગાથ ની વિધી પૂર્ણ કરવી જરૂરી છે.



## (૨)

"بیعت کا علاقہ زوجیت کے علاقہ سے بہت زیادہ ہے۔ مگر لوگ وہاں تو حسن و جمال کو دیکھتے ہیں اور یہاں فضل و کمال کو نہیں دیکھتے۔"

**حوالہ:** (۱) "حسن العزیز" تھانوی صاحب کے ملفوظات کا مجموعہ، مرتب: مولوی حکیم محمد یوسف بجنوری، ناشر: مکتبہ تالیفات اشرفیہ، تھانہ بھون ضلع: مظفرنگر (یوپی)، سن اشاعت ۱۳۸۵ھ، باردوم، جلد:۳، حصہ:۲، قسط:۱۳، صفحہ:۱۹۵، مسلسل صفحہ:۴۳۵

(۲) "ملفوظات حکیم الامت" جلد:۱۹، میں شامل کتاب "حسن العزیز"، ناشر: ادارہ اشرفیہ، دیوبند، یوپی، سن طباعت: مئی ۲۰۱۱ء، جلد سوم، صفحہ نمبر:۲۷۹

◙ ઉપરોક્ત ઉર્દુ ઇબારત અને હવાલા નો ગુજરાતી અનુવાદ:-

**"બયઅત (મુરીદ થવું) નો સબંધ વૈવાહિક સબંધ થી વધુ છે. પણ લોકો વૈવાહિક સબંધ માં રૂપ અને સૌંદર્ય ને જુએ છે અને અહીં ફઝલો-કમાલ ને નથી જોતા"**


www.markazahlesunnat.com

**હવાલો :-**

(૧) **"હુસ્નુલ-અઝીઝ"**, (થાનવી સાહેબ ના કથનો નો સંગ્રહ) સંપાદક :- મોલ્વી હકીમ મુહમ્મદ યૂસુફ બિજનૌરી, પ્રકાશક :- મક્તબા તાલીફાતે અશરફીયા, થાનાભવન, જિલ્લો :- મુઝફ્ફરનગર (યુ.પી.) પ્રકાશન વર્ષ હિ.સ. ૧૩૮૫, આવૃતિ બીજી, **જિલ્દ નં. ૩, હિસ્સા નં. ૨, કિસ્ત નં. ૧૩, પેઇજ નં. ૧૯૫, સળંગ પેઇજ નં. ૪૩૫.**

(૨) **"મલ્ફૂઝાતે-હકીમુલ ઉમ્મત", જિલ્દ નં. ૧૯** માં શામેલ કિતાબ **"હુસ્નુલ અઝીઝ"** પ્રકાશક :- ઇદારા અશરફીયા, દેવબંદ, (યુ.પી.), પ્રકાશન વર્ષ:- મે, ૨૦૧૧, **જિલ્દ નં. ૩, પેઇજ નં. ૨૭૯**

**(3)**

''ایک بار فرمایا کہ صحبت شیخ میں طالب دُزدیدہ طور پر اپنے اندر اخلاق کو لیتا ہے۔ ایک بار بدون صحبت شیخ کے محض خط وکتابت پر اکتفا کرنے کی یہ مثال دی تھی کہ جیسے شوہر اور بیوی محض خط وکتابت کرتے رہیں اور اظہار محبت بھی کرتے رہیں لیکن ملتے جلتے نہ رہیں، تو اولاد ہو چکی۔ اسی طرح شیخ کے ساتھ محض خط وکتابت رکھنے سے کوئی معتدبہ نتیجہ نہیں پیدا ہو سکتا۔ ثمرات خاصّہ کے لیے گاہے گاہے صحبت شیخ ضروری ہے۔''





(۱) ''حسن العزیز'' تھانوی صاحب کے ملفوظات کا مجموعہ، مرتب: خوجہ عزیز الحسن غوری، ناشر: مکتبہ تالیفات اشرفیہ، تھانہ بھون ضلع: مظفر نگر (یو. پی)، سن اشاعت ۱۳۸۵ھ، بار سوم، مطبوعہ: یونین پرنٹنگ پریس، دہلی، جلد:۱، حصہ:۱، قسط:۱۴، ملفوظ:۱۹، صفحہ:۲۴

(۲) ''ملفوظات حکیم الامت'' جلد: ۱۶، ''حسن العزیز''، ناشر: ادارہ اشرفیہ، دیوبند، یوپی، سن طباعت: مئی ۲۰۱۱ء، جلد اول، حصہ: اول، ملفوظ نمبر:۱۹، صفحہ نمبر:۳۵

▣ **ઉપરોક્ત ઉર્દુ ઇબારત અને હવાલા નો ગુજરાતી અનુવાદ:-**

**"એક વખત ફરમાવ્યું કે શયખ (પીર) ની સોબતમાં તાલિબ (મેળવવાનો પ્રયાસ કરનાર) પોતાની અંદર ચોરી છુપી થી પણ સદભાવ ગ્રહણ કરી લે છે. એક વખત પીર ની સોબત વગર ફક્ત પત્ર વ્યવહાર થી સંતૃષ્ટ થઈ જવા માટે આ ઉદાહરણ આપેલું કે જો પતિ અને પત્નિ ફક્ત પત્ર વ્યવહાર કરતા રહે, પત્ર માં પ્રેમ પણ વ્યક્ત કરતા રહે પણ પ્રત્યક્ષ મેળાપ ન કરે તો સંતાન થઈ ન શકે. આ રીતે જ પીર ની સાથે પણ ફક્ત પત્ર વ્યવહાર રાખવાથી જ કોઈ સંતોષકારક પરિણામ ન લાવી શકાય. ખાસ લાભો પ્રાપ્ત કરવા માટે અવાર-નવાર પીર થી સોબત (મેળાપ) જરૂરી છે."**

**હવાલો :-**

(૧) **"હુસ્નુલ-અઝીઝ"**, (થાનવી સાહેબ ના કથનો નો સંગ્રહ) સંપાદક :- ખ્વાજા અઝીઝુલ હસન ગૌરી, પ્રકાશક :- મક્તબા તાલીફાતે અશરફીયા, થાનાભવન, જિલ્લો :- મુઝફ્ફરનગર, (યુ.પી.) પ્રકાશન વર્ષ હિ.સ. ૧૩૮૫, ત્રીજી આવૃતિ, મુદ્રણ સ્થાન :- યુનીયન પ્રિન્ટીંગ પ્રેસ-દિલ્હી, **જિલ્દ નં. ૧, હિસ્સા નં. ૧, કિસ્ત નં. ૧૪, મલ્ફૂઝ નં. ૧૯, પેઇજ નં. ૨૪**

(૨) **"મલ્ફૂઝાતે-હકીમુલ ઉમ્મત"**, **જિલ્દ નં. ૧૬** માં સમાવિષ્ટ **"હુસ્નુલ અઝીઝ"** પ્રકાશક :- ઇદારા અશરફીયા, દેવબંદ, (યુ.પી.), પ્રકાશન વર્ષ :- મે, ૨૦૧૧, **જિલ્દ નં. ૧, હિસ્સા નં. ૧, મલ્ફૂઝ નં. ૧૯, પેઇજ નં. ૩૫**

## (૪)

હવે એક હવાલો વાંચક બિરાદરો ની ખિદમત માં એવો રજૂ કરવામાં આવી રહ્યો છે, કે જેને વાંચતા જ અનાયાસે મુખેથી **શરમ....શરમ...** નો ધ્વનિ રણકી ઉઠશે. પીર અને મુરીદ ના સબંધો અને પીર તથા મુરીદ ના આધ્યાત્મિક રિશ્તા, જ્ઞાન પ્રાપ્તિ અને આચાર સુધાર ની પ્રવૃતિ માટે થાનવી સાહેબે હળાહળ અશ્લીલતા અને નગ્ન બીભત્સતા ઉપર આધારિત એવું દ્રષ્ટાંત આપ્યું છે, કે જેને વાંચીને વાંચક પોતાનું માથું પકડી લે. જેથી જ **"લા-હવલા-વલા-કુવ્વતા"** નો વિર્દ પઢતાં પઢતાં નીચેનો હવાલો વાંચો.





"اور میں جو عدم مناسبت کی صورت میں قطع تعلق کر دیتا ہوں، اُس کی وجہ یہ ہے کہ بدون مناسبت کے شیخ سے کچھ نفع نہیں ہوتا۔ یہ تو فحش مثال لیکن مثال تو محض توضیح کے لیے ہوتی ہے۔ اس لیے نقل کرنے میں کچھ مضائقہ نہیں۔ وہ یہ کہ طبیبوں کا اس پر اتفاق ہے کہ جب تک توافق انزالین نہ ہو، حمل نہیں قرار پاتا۔ اگر چہ زوجین دونوں تندرست اور قوی ہوں۔ اسی طرح اگر چہ شیخ اور طالب دونوں صالح ہوں لیکن باہم توافق طبائع نہ ہو، تو پھر تعلق ہی عبث ہے اور اس کا قطع کر دینا ہی مناسب ہے۔ کیونکہ اجتماع بلا تناسب نہ صرف غیر مفید بلکہ موجب تشویش جانبین ہوتا ہے۔"

**حوالہ:**

(۱) "اشرف السوانح"۔ مصنف:- خواجہ عزیز الحسن غوری از:- اکابر خلفائے تھانوی صاحب۔ ناشر:- ادارہ تالیفات اشرفیہ، تھانہ بھون، ضلع:- مظفر نگر (یو. پی)۔ طباعت بار چہارم ۱۳۰۷ھ، جلد:۲، صفحہ:۴۸

(۲) "اشرف السوانح" مصنف : خواجہ عزیز الحسن غوری، از:- اکابر خلفائے تھانوی صاحب، ناشر: مکتبۂ تھانوی، دیوبند، ضلع: سہارنپور (یو پی)، سن طباعت: (جدید ایڈیشن) ۲۰۰۹ء، جلد:۲، صفحہ:۹۹

▣ **ઉપરોક્ત ઉર્દુ ઇબારત અને હવાલા નો ગુજરાતી અનુવાદ:-**

"અને હૂં જે પીર સાથેના અસુસંગત વલણ ની પરિસ્થિતી માં સબંધ કાપી નાખું છું, તેનું કારણ એ છે કે પીર સાથે સુસંગતતા ભર્યા સબંધ વિના કંઈપણ ફાયદો નહીં થાય. એક દ્રષ્ટાંત આપું છું. જે, છે તો અશ્લીલ, પણ દ્રષ્ટાંત તો સમજાવવા માટે હોય છે, જેથી વર્ણન કરવામાં કંઈ વાંધો નથી. તે એ છે કે તબીબો સર્વાનુમતે માને છે કે જ્યાં સુધી "તવાફુકે-ઇન્ઝાલૈન" (બન્ને નું ઐકી સાથે વીર્ય સ્ખલન) ન થાય, ત્યાં સુધી ગર્ભ રહેતો નથી, પછી ભલે દંપતી તંદુરૂસ્ત અને તાકતવર હોય. આવી જ રીતે પીર અને મુરીદ બન્ને નૈક હોય પણ બન્ને વચ્ચે સ્વભાવ ની સુસંગતતા ન હોય તો તેવો સબંધ અર્થહીન છે. તેવો સબંધ કાપી નાખવો જ યોગ્ય છે. કેમકે સુસંગતતા વિનાનો સત્સંગ બિન ફાયદા કારક જ નથી બલ્કે બન્ને પક્ષકારો માટે ગૈર-સમજ નું કારણ બને છે."

**હવાલો :-**

(૧) **"અશરફુસ્સવાનેહ"**, થાનવી સાહેબ નું જીવન ચરિત્ર, લેખક :- થાનવી સાહેબ ના ખલીફા-એ-ખાસ, ખ્વાજા અઝીઝુલ હસન ગૌરી, પ્રકાશક :- ઇદારા તાલીફાતે અશરફીયા, થાનાભવન, જિલ્લો :- મુઝફ્ફરનગર (યુ.પી.) ચોથી આવૃતિ, પ્રકાશન વર્ષ :- હિ.સ. ૧૩૦૭, **ભાગ નં. ૨, પેઇજ નં. ૪૮**

(૨) **"અશરફુસ્સવાનેહ"**, લેખક :- ખ્વાજા અઝીઝુલ



હસન ગૌરી, પ્રકાશક :- મકતબા થાનવી, દેવબંદ, જિલ્લો :- સહારનપૂર (યૂ.પી.) નૂતન આવૃતિ, પ્રકાશન વર્ષ :- ઇ.સ. ૨૦૦૯, **ભાગ નં. ૨, પેઇજ નં. ૯૯**

થાનવી સાહેબ ની એક આદત એ પણ હતી, કે તેઓની મહેફિલ માં આવનારાઓ માંથી કોઈ શખ્સ ની સાથે થાનવી સાહેબ નો સ્વભાવ સુસંગત, સુમેળ કે અનૂરૂપ (Relevancy) ન થતો, તો થાનવી સાહેબ તેવા શખ્સ ની સાથે સબંધ તોડી નાખતા હતા અને એવું કારણ વ્યક્ત કરતા હતા, કે તે શખ્સ માં અને મારા માં સુસંગતતા અને સ્વભાવ નો સુમેળ નથી, જેથી તે શખ્સ ને મારા થી કંઈ પણ ફાયદો નહીં થાય. તે શખ્સ ને શા માટે ફાયદો નહીં થાય ? તેના માટે જે કારણ દર્શાવતા હતા, તેના અનૂસંધાને એક દ્રષ્ટાંત આપતા હતા. તે દ્રષ્ટાંત એટલો બધો અશ્લીલ, ગંદો, બીભત્સ અને તુચ્છ છે કે, ખૂદ સાહેબ ને પણ તેની અશ્લીલતા અને બીભત્સતા નો સ્વીકાર અને એકરાર છે. જેથી જ ખૂદ થાનવી સાહેબે કહ્યું કે **"હૈ તો ફહશ મિસાલ"** એટલે કે હૂં જે ઉદાહરણ આપી રહ્યો છું તે નિઃશંક અશ્લીલ અને બીભત્સ છે. જાતિય વાસના ને અનુલક્ષીને ગંદુ, બેહૂદું, તુચ્છ, હલકટ અને બાલિશ છે. તે ઉદાહરણ અત્યંત શરમજનક બેહયાઈ ઉપર આધારિત વાણી અને નફ્ફટ વાર્તાલાપ ઉપર આધારિત છે. આ પ્રકાર નો એકરાર કર્યા બાદ હવે થાનવી સાહેબ પોતાનો બચાવ (Defence) કરવા માટે ઉટપટાંગ નિયમ અને અજ્ઞાત વહેવાર ની વાત કહે છે **"મિસાલ તો મહઝ તૌઝીહ કે લિયે હોતી હૈ"** એટલે કે ઉદાહરણ તો ફક્ત વાત ને સારી પેઠે સમજાવવા માટે આપવામાં આવે છે. ત્યારબાદ થાનવી સાહેબ પોતાના દ્વારા આપવામાં

આવેલા અશ્લીલ ઉદાહરણ અનૂસંધાને કહે છે, કે **"ઇસ લિયે નકલ કરને મેં કુછ મુઝાએકા નહીં"** એટલે કે વાત સમજાવવા માટે આપવામાં આવતા અશ્લીલ ઉદાહરણ ના વર્ણન માં કંઈ જ વાંધો નથી. વાહ ! કહેવું પડે ! સ્વંય જ ઉટપટાંગ નિયમ ઘડી કાઢ્યો અને તે નિયમ ને અનુલક્ષીને સ્વંયે જ પોતાનો લૂલો બચાવ કર્યો અને ત્યારબાદ ખૂદ જ ફેસલો કરે છે, કે **"કુછ મુઝાએકા નહીં"** એટલે કે કંઈ જ વાંધો નથી. ખૂદ આરોપી, ખૂદ જ વકીલ અને ખૂદ જ મેજીસ્ટ્રેટ અને ફેસલો પણ પોતાની તરફેણ માં આપી દીધો. **"ઘર ના ભૂવા અને ઘર ના ડાકલા"** તે આનું નામ.

હવે એ બાબત પ્રત્યે લક્ષ આપીએ કે થાનવી સાહેબ કેટલી હદે અશ્લીલ અને ભ્રષ્ટ ઉદાહરણ આપી રહ્યા છે. નિઃશંક પુરૂષ અને સ્ત્રીના જાતીય સહવાસ ના પરિણામે જ સંતાન પ્રાપ્ત થાય છે. કુદરત નો નિયમ છે, કે પતિ-પત્નિ સંભોગ (હમબિસ્તરી) કરે, તો જ ગર્ભધારણ થાય છે અને ગર્ભધારણ કરવા માટે નિષ્ણાંત તબીબો સર્વાનુમતે એવો અભિપ્રાય વ્યક્ત કરે છે કે સ્ત્રી અને પુરૂષ સંભોગ (Inter- Course) ની પ્રક્રિયા વખતે જ્યારે વાસના ની ઉત્તેજના ના અંતિમ તબક્કા માં પહોંચે ત્યારે બન્ને નું વીર્ય સ્ખલન ઐકી સાથે થવું જોઇએં. એટલે કે પુરૂષ અને સ્ત્રી બન્ને નું વીર્ય ઐકી સાથે, એક જ ક્ષણે સ્ખલન થવું જોઇએ. જો બન્ને માંથી કોઈ એક નું પણ વીર્ય વહેલું કે મોડું છુટશે, તો તેવી પરિસ્થિતી માં ગર્ભધારણ નહીં કરી શકાય. તેવી પરિસ્થિતી માં સ્ત્રી અને પુરૂષ બન્ને તંદુરૂસ્ત અને સંપૂર્ણપણે સંભોગ કરવા શક્તિમાન હોવા છતાં સ્ત્રીને ગર્ભ નહીં રહે. ગર્ભ ત્યારે જ રહેશે કે જ્યારે બન્ને નું વીર્ય એકી સાથે, ઐકી સમયે, છુટે એટલે કે ડીસ્ચાર્જ (Discharge) થાય.





ઉપરોક્ત અશ્લીલ ઉદાહરણ ને થાનવી સાહેબ પીર અને મુરીદ ના પવિત્ર સબંધ અને રૂહાની રિશ્તા માટે ફિટ કરતાં કહે છે, કે **"જિસ તરહ ઝનો શોહર મેં "તવાફૂકે-ઇન્ઝાલ" ઝરૂરી હૈ, ઇસી તરહ પીરો-મુરીદ મેં "તવાફૂકે-તબાએ" ઝરૂરી હૈ"** એટલે કે જેવી રીતે પતિ-પત્નિ માં સમાન ક્ષણે વીર્ય સ્ખલન જરૂરી છે, તેવી રીતે પીર અને મુરીદ માં સ્વભાવ ની સમાનતા જરૂરી છે. ત્યારબાદ થાનવી સાહેબ તેના પરિણામ અંગે પોતાના સડેલા ભેજા ની ઉપજ મુજબ અભિપ્રાય વ્યક્ત કરતાં કહે છે, કે **"પતિ-પત્નિ સંપૂર્ણ સ્વસ્થ અને શક્તિમાન હોવા છતાં જો સંભોગ ના સમયે સમાન ક્ષણે વીર્ય સ્ખલન ન થવાની પરિસ્થિતી માં ગર્ભ ધારણ નહીં કરી શકાય, તેવી જ રીતે પીર અને મુરીદ બન્ને નૈક અને સદાચારી હોવા છતાં બન્ને ના સ્વભાવ અને આદત ની સમાન્તા (Concord) ન હોવાની પરિસ્થિતી માં ફાયદો નહીં થાય."**

## (૫)

પીર અને મુરીદ વચ્ચેના રિશ્તા માટે થાનવી સાહેબ દ્વારા આપવામાં આવેલું એક વિશેષ દ્રષ્ટાંત જુઓ :-

> ”دیکھئے کامیابی کسی کے قبضہ کی بات نہیں۔ اگر کوئی کسی
> عورت سے کہے کہ میں تجھ سے جب نکاح کروں گا جب تو
> مجھ کو یہ یقین دلائے کہ نکاح کے بعد ایک حسین بچہ پیدا ہوگا۔
> تو وہ عورت یہی کہہ دیگی کہ بچہ ہونا، نہ ہونا میرے قبضہ میں
> نہیں۔ یا اگر عورت کسی مرد سے نکاح کے قبل یہ وعدہ لیوے

کہ تم مجھے بچہ بھی جنوادو گے، تو یہ اس کی نادانی ہے۔ اسی طرح پیر کے قبضہ میں یہ ہرگز نہیں کہ وہ کوئی خاص چیز حاصل کرادے۔ اس میں نہ مرید کا کچھ اختیار، نہ شیوخ کا۔"

**حوالہ:**

(۱) "حسن العزیز" تھانوی صاحب کے ملفوظات کا مجموعہ، مرتب: مولوی حکیم محمد یوسف بجنوی اور مولوی حکیم محمد مصطفٰی، ناشر: مکتبہ تالیفات اشرفیہ، تھانہ بھون ضلع: مظفر نگر (یوپی)، بار دوم، جلد: ۱، حصہ: ۴، قسط: ۱۹، ملفوظ: ۶۱۹، صفحہ: ۹۶، مسلسل صفحہ: ۶۶۴

(۲) "ملفوظات حکیم الامت" جلد: ۱۷، میں شامل کتاب "حسن العزیز"، ناشر: ادارہ اشرفیہ، دیوبند، یوپی، سن طباعت: مئی ۲۰۱۱ء، جلد اول، حصہ: دوم، ملفوظ نمبر: ۶۲۲، صفحہ نمبر: ۲۴۰

■ ઉપરોક્ત ઉર્દુ ઇબારત અને હવાલા નો ગુજરાતી અનુવાદ:-

"જુઓ, સફળતા કોઈના કંટ્રોલ (અંકુશ) ની વાત નથી. અગર જો કોઈ શખ્સ કોઈ મહિલા ને કહે છે કે હું તારી સાથે ત્યારે જ લગ્ન કરીશ કે તૂં મને એવી ખાતરી આપ કે લગ્ન પછી એક રૂપાળો બાળક પૈદા થશે. તો તે મહિલા એવું કહેશે કે બાળક થવું કે ન થવું, તે મારા અંકુશ ની બાબત નથી. અથવા કોઈ મહિલા કોઈ પુરૂષ થી લગ્ન પહલાં એવું





વચન લે કે તમો મને બાળક જન્માવી (પૈદા) દેશો, તો આ તેણીની મુર્ખાઈ છે. એવી જ રીતે પીર ના અંકુશ માં એવું હરગિઝ નથી કે તે કોઈ ખાસ ચીજ અપાવી દે. આ મામલા માં ન તો મુરીદ ને કોઈ અધિકાર છે, કે ન તો પીર લોકોને કોઈ અધિકાર છે."

**હવાલો :-**

(૧) **"હુસ્નુલ-અઝીઝ"**, (થાનવી સાહેબ ના કથનો નો સંગ્રહ) સંપાદક :- મોલ્વી હકીમ મુહમ્મદ યૂસુફ બિજનોરી અને મોલ્વી હકીમ મુહમ્મદ મુસ્તફા, પ્રકાશકઃ- મક્તબા તાલીફાતે અશરફીયા, થાનાભવન, જિલ્લો :- મુઝફ્ફરનગર (યુ.પી.) આવૃતિ બીજી, જિલ્દ નં. ૧, હિસ્સા નં. ૪, કિસ્ત નં. ૧૯, મલ્ફૂઝ નં. ૬૧૯, પેઇજ નં. ૯૬, સળંગ પેઇજ નં. ૬૬૪

(૨) **"મલ્ફૂઝાતે-હકીમુલ ઉમ્મત"**, જિલ્દ નં. ૧૭ માં સમાવિષ્ટ **"હુસ્નુલ અઝીઝ"** પ્રકાશક :- ઇદારા અશરફીયા, દેવબંદ, (યુ.પી.), પ્રકાશન વર્ષ :- મે, ૨૦૧૧, જિલ્દ નં. ૧, હિસ્સા નં. ૨, મલ્ફૂઝ નં. ૬૨૨, પેઇજ નં. ૨૪૦

## (૬)

"مرید اور شیخ میں مناسبت طبعی ہونی چاہیے۔ تکلف اور تصنع اور کھینچا کھینچ سے کام نہیں چلتا۔ میاں بی بی کا سا قصہ ہے کہ دونوں میں نباہ جب ہی ہوسکتا ہے جبکہ طبعی مناسبت دونوں میں ہو اور اس مناسبت کا کوئی ضابطہ اور قاعدہ نہیں۔



www.markazahlesunnat.com

جیسے کہ مرد وعورت میں مناسبت کا معیار کچھ حسن و جمال نہیں۔ بعضے عورت حسین ہوتی ہے۔ مگر میاں سے نہیں بنتی اور بعضے عورت بدصورت ہوتی ہے اور میاں بی بی میں موافقت خوب ہوتی ہے۔

**حوالہ:**

(۱) ''حسن العزیز'' تھانوی صاحب کے ملفوظات کا مجموعہ، مرتب: مولوی حکیم محمد یوسف بجنوی اور مولوی حکیم محمد مصطفٰی، ناشر: مکتبہ تالیفات اشرفیہ، تھانہ بھون ضلع: مظفر نگر (یوپی)، بار دوم، جلد: ۴، حصہ: ۱، قسط: ۱۰، صفحہ: ۱۳۲

(۲) ''ملفوظات حکیم الامت'' جلد: ۲۰، میں شامل کتاب ''حسن العزیز''، ناشر: ادارہ اشرفیہ، دیوبند، یوپی، سن طباعت: مئی ۲۰۱۱ء، جلد چہارم، صفحہ نمبر: ۱۱۷

▣ **ઉપરોક્ત ઉર્દુ ઇબારત અને હવાલા નો ગુજરાતી અનુવાદ:-**

**"મુરીદ અને પીર ના સ્વભાવ માં સુસંગતતા (એકમત) હોવું જરૂરી છે. દંભ, દેખાડો અને ખેંચા ખેંચી થી કામ નહીં ચાલે. પતિ-પત્નિ જેવો મામલો છે કે બન્ને માં નિભાવ ત્યારે જ થઇ શકે છે કે બન્ને વચ્ચે સ્વભાવ ની સુસંગતતા (મળતાપણું) હોય અને આ સુસંગતતા ને અનુલક્ષીને કોઇ નિયમ કે કાયદો નથી. જેમકે સ્ત્રી અને પુરૂષ વચ્ચેની**





**સુસંગતતા નું ધોરણ કંઇ રૂપ કે સૌંદર્ય નથી. અમુક સ્ત્રીઓ રૂપાળી હોય છે પણ ધણી (પતિ) થી નથી બનતું અને અમુક સ્ત્રીઓ કદરૂપી હોય છે, છતાં પણ મિયાં-બીવી માં ખૂબ જ મેળ હોય છે."**

**હવાલો :-**

(૧) **"હુસ્નુલ-અઝીઝ"**, (થાનવી સાહેબ ના કથનો નો સંગ્રહ) સંપાદક :- મોલ્વી હકીમ મુહમ્મદ યૂસુફ બિજનોરી અને મોલ્વી હકીમ મુહમ્મદ મુસ્તફા, પ્રકાશકઃ- મક્તબા તાલીફાતે અશરફીયા, થાનાભવન, જિલ્લો :- મુઝફ્ફરનગર (યુ.પી.) આવૃતિ બીજી, **જિલ્દ નં. ૪, હિસ્સા નં. ૧, કિસ્ત નં. ૧૦, પેઇજ નં. ૧૩૨**

(૨) **"મલ્ફૂઝાતે-હકીમુલ ઉમ્મત", જિલ્દ નં. ૨૦,** માં સમાવિષ્ટ **"હુસ્નુલ અઝીઝ"** પ્રકાશક :- ઇદારા અશરફીયા, દેવબંદ, (યુ.પી.), પ્રકાશન વર્ષ :- મે, ૨૦૧૧, **જિલ્દ નં. ૪, પેઇજ નં. ૧૧૭**

અહીં સુધી અમોએ થાનવી સાહેબ ના અશ્લીલ કથન એટલે પીર અને મુરીદ નો સબંધ પતિ અને પત્નિ ના સબંધ જેવો હોય છે, તેના અનૂસંધાને ફક્ત છ(૬) હવાલાઓ કિતાબ ની અસલ ઇબારત અને હવાલાઓ ના નિર્દેશન સાથે રજૂ કર્યા છે. આ વિષય ઉપર આવા અનેક તથા વિશેષ પ્રમાણ માં હવાલાઓ રજૂ કરી શકાય તેમ છે. જો ફક્ત આ વિષય ના તે બધા હવાલાઓ પ્રસ્તુત કરવામાં આવે, તો એક અલગ દળદાર પુસ્તક તૈયાર થઇ જાય તેમ છે. જે અહીં શક્ય નથી, કેમકે આપણે હજુ આવા અનેક વિષયો ને અનુલક્ષીને ઓલોમા-એ-દેવબંદ ના અન્ય વિવિધ પેશ્વાઓ

ના અશ્લીલ અને બીભત્સ કથનો અને આચરણો ની વિસ્તૃત ચર્ચા કરવાની બાકી છે. જેથી અહીં સુધી ફક્ત છ(૬) હવાલાઓ અસલ કિતાબ ની અક્ષરસ ઇબારત સહિત રજૂ કરી દીધા છે. અને હજુ વિશેષ છ(૬) હવાલાઓ ફક્ત કિતાબ ના નામ અને પેઇજ નંબર, પ્રકાશક વગેરે સંક્ષિપ્ત માહિતી સહિત રજૂ કરવામાં આવી રહ્યા છે. સ્થળ સંકોચ ના કારણે કિતાબ ની અસલ ઇબારત રજૂ કરવામાં નહીં આવે. ફક્ત કિતાબ નું નામ અને પેઇજ નંબર નિર્દેશન કરી દેવામાં આવશે. રસ ધરાવનારા વાંચક મિત્રોને નિર્દેશિષ્ટ માહિતી ના આધારે અસલ કિતાબ માં ઇબારત શોધી ને વાંચવા માં સરળતા રહેશે. અસલ ઇબારત વગર ના વિશેષ છ(૬) હવાલાઓ ની માહિતી અત્રે રજૂ છે :-

(૭)

(۱) ”کمالات اشرفیہ“، تھانوی صاحب کے ملفوظات کا مجموعہ، مرتب: مولوی محمد عیسٰی الہ آبادی (خلیفۂ تھانوی صاحب)، ناشر: ادارہ تالیفات اشرفیہ، تھانہ بھون (یوپی) سن اشاعت: ۱۹۹۵ء، باب:۱، ملفوظ:۶۵۲، صفحہ: ۱۶۴

(۲) ”کمالات اشرفیہ“، مرتب: مولوی محمد عیسٰی الہ آبادی، خلیفۂ تھانوی صاحب، ناشر: ادارۂ تالیفات اشرفیہ، تھانہ بھون، ضلع: مظفر نگر (یو۔پی) سن اشاعت ۱۴۲۷ھ، باب اول، ملفوظ نمبر:۶۵۲، صفحہ:۱۹۰

(۳) ”کمالات اشرفیہ“، مرتب: مولوی محمد عیسٰی الہ آبادی، خلیفۂ تھانوی صاحب، ناشر: مکتبۂ تھانوی، دیوبند، ضلع: سہارنپور (یو۔پی)، باب اول، ملفوظ نمبر:۶۵۲، صفحہ:۲۲۴



**હવાલો :-**

(૧) **"કમાલાતે-અશરફીયા"**, થાનવી સાહેબ નો કથન સંગ્રહ, સંપાદક :- થાનવી સાહેબ ના ખલીફા મૌલ્વી મુહમ્મદ ઈસા ઇલ્હાબાદી, પ્રકાશક :- ઇદારા તાલીફાતે અશરફીયા, થાનાભવન, (યુ.પી.), પ્રકાશન વર્ષ :- ઇ.સ. ૧૯૯૫, **બાબ નં. ૧, મલ્ફૂઝ નં. ૬૫૨, પેઇજ નં. ૧૬૪**

(૨) **"કમાલાતે-અશરફીયા"**, પ્રકાશક :- ઇદારા તાલીફાતે અશરફીયા, થાનાભવન, (યુ.પી.), પ્રકાશન વર્ષ :- હિ.સ. ૧૪૨૭, **બાબ નં. ૧, મલ્ફૂઝ નં. ૬૫૨, પેઇજ નં. ૧૯૦**

(3) **"કમાલાતે-અશરફીયા"**, પ્રકાશક :- મક્તબા થાનવી - દેવબંદ, (યુ.પી.) **બાબ નં. ૧, મલ્ફૂઝ નં. ૬૫૨, પેઇજ નં. ૨૨૪**

(૮)

(۱) ”الافاضات الیومیہ من الافادات القومیہ“ تھانوی صاحب کے ملفوظات کا مجموعہ ▣ پُرانا ایڈیشن :۔ ناشر:۔ مکتبہ دانش، دیوبند (یوپی)، مطبوعہ: محبوب پریس، دیوبند (یوپی)

سن طباعت: ۱۹۸۹ء، مطابق ۱۳۰۹ھ، جلد:۳، میں جلد:۴، کی قسط :۳، مسلسل ترتیب کی قسط:۱۸، ملفوظ:۵۴۳، صفحہ:۵۹ ▣ نیا ایڈیشن:۔ ناشر:۔ مکتبہ دانش، دیوبند (یوپی) طبع اول، دسمبر ۱۹۹۹ء، جلد:۴، حصّہ:۸، ملفوظ:۱۷، صفحہ:۱۴

**હવાલો :-**

**"અલ-ઇફાદાતિલ-યવમિયા-મિનલ-ઇફાદાતિલ-કવમિયા"**, (થાનવી સાહેબ ના કથનો નો સંગ્રહ)

**(૧) જુની આવૃતિ :-** પ્રકાશક :- મક્તબા દાનિશ-દેવબંદ (યુ.પી.) મુદ્રક :- મહેબૂબ પ્રેસ-દેવબંદ, પ્રકાશન વર્ષ :- ઇ.સ. ૧૯૮૯ પ્રમાણે હિ.સ. ૧૩૦૯, **જિલ્દ નં. ૩ માં જિલ્દ નં. ૪, કિસ્ત નં. ૩, સળંગ કિસ્ત નં. ૧૮, મલ્ફૂઝ નં. ૫૪૩, પેઇજ નં. ૫૯**

**(૨) નવી આવૃતિ :-** પ્રકાશક :- મક્તબા દાનિશ-દેવબંદ (યુ.પી.) પ્રથમ આવૃતિ. પ્રકાશન વર્ષ :- ડીસેમ્બર, ૧૯૯૯, **જિલ્દ નં. ૪, હિસ્સા નં. ૮, મલ્ફૂઝ નં. ૧૭, પેઇજ નં. ૧૪**

**(૯)**

''الافاضات الیومیہ من الافادات القومیہ'' تھانوی صاحب کے ملفوظات کا مجموعہ ▣ پُرانا ایڈیشن:۔ ناشر۔: مکتبہ دانش، دیوبند (یوپی)، مطبوعہ: محبوب پریس، دیوبند (یوپی) سن طباعت: ۱۹۸۹ء، مطابق ۱۳۰۹ھ، جلد: ۳، میں جلد: ۴، کی قسط: ۳، مسلسل ترتیب کی قسط: ۱۸، ملفوظ: ۶۱۹، صفحہ: ۱۰۹ ▣ نیا ایڈیشن: ناشر: مکتبہ دانش، دیوبند (یوپی) طبع اول، دسمبر ۱۹۹۹ء، جلد: ۴، حصّہ: ۸، ملفوظ: ۹۴، صفحہ: ۸۸

**હવાલો :-**

**"અલ-ઇફાદાતિલ-યવમિયા-મિનલ-ઇફાદાતિલ-કવમિયા"**, (થાનવી સાહેબ ના કથનો નો સંગ્રહ)

**(૧) જુની આવૃતિ :-** પ્રકાશક :- મક્તબા દાનિશ-દેવબંદ (યુ.પી.) મુદ્રક :- મહેબૂબ પ્રેસ-દેવબંદ, પ્રકાશન



વર્ષ :- ઇ.સ. ૧૯૮૯ પ્રમાણે હિ.સ. ૧૩૦૯, **જિલ્દ નં. ૩ માં જિલ્દ નં. ૪, કિસ્ત નં. ૩, સળંગ કિસ્ત નં. ૧૮, મલ્ફૂઝ નં. ૬૧૯, પેઇજ નં. ૧૦૯**

**(૨) નવી આવૃતિ :-** પ્રકાશક :- મક્તબા દાનિશ-દેવબંદ (યુ.પી.) પ્રથમ આવૃતિ - પ્રકાશન વર્ષ :- ડીસેમ્બર, ૧૯૯૯, **જિલ્દ નં. ૪, હિસ્સા નં. ૮, મલ્ફૂઝ નં. ૯૪, પેઇજ નં. ૮૮**

**(૧૦)**

(۱) ''اشرف السوانح''، مصنف: خواجہ عزیز الحسن غوری، از: اکابر خلفائے تھانوی صاحب، ناشر: ادارۂ تالیفات اشرفیہ، تھانہ بھون (یوپی)، طباعت بار چہارم، ۱۳۰۷ھ، جلد: ۲، صفحہ: ۱۶۸

(۲) ''اشرف السوانح'' مصنف: خواجہ عزیز الحسن غوری، از:۔ اکابر خلفائے تھانوی صاحب، ناشر: مکتبۂ تھانوی، دیوبند، ضلع: سہارنپور (یو.پی)، سن طباعت: (جدید ایڈیشن) ۲۰۰۹ء، جلد: ۲، صفحہ: ۲۸۱

**હવાલો :-**

**(૧) "અશરફુસ્સવાનેહ"**, લેખક :- થાનવી સાહેબ ના ખલીફા-એ-ખાસ, ખ્વાજા અઝીઝુલ હસન ગૌરી, પ્રકાશક :- ઇદારા તાલીફાતે અશરફીયા, થાનાભવન, (યુ.પી.) ચોથી આવૃતિ, પ્રકાશન વર્ષ :- હિ.સ. ૧૩૦૭, **જિલ્દ નં. ૨, પેઇજ નં. ૧૬૮**

**(૨) "અશરફુસ્સવાનેહ"**, પ્રકાશક :- મકતબા થાનવી-દેવબંદ (યૂ.પી.) નવી આવૃતિ, પ્રકાશન વર્ષ :- ઇ.સ. ૨૦૦૯, **ભાગ નં. ૨, પેઇજ નં. ૨૮૧**

(૧૧)

”الافاضات الیومیہ من الافادات القومیہ“ تھانوی صاحب کے ملفوظات کا مجموعہ ▣ پُرانا ایڈیشن :۔ ناشر :۔ مکتبۂ دانش، دیو بند (یوپی)، مطبوعہ: محبوب پریس، دیو بند (یوپی) سن طباعت ۱۹۹۰ء، مطابق ۱۳۱۰ھ، جلد:۴، میں جلد:۴، کی قسط:۳، مسلسل ترتیب کی قسط:۱۹، ملفوظ:۶۲۴، صفحہ:۷، نیچے کا۔ مسلسل صفحہ:۳۴۳ اُوپر کا ▣ نیا ایڈیشن :۔ ناشر :۔ مکتبہ دانش، دیو بند (یوپی) طبع اول، دسمبر ۱۹۹۹ء، جلد:۴، حصّہ:۸، ملفوظ:۹۹، صفحہ:۹۲

**હવાલો :-**

**"અલ-ઇફાદાતિલ-યવમિયા-મિનલ-ઇફાદાતિલ-કવમિયા"**, (થાનવી સાહેબ ના કથનો નો સંગ્રહ) **(૧) જુની આવૃતિ :-** પ્રકાશક :- મક્તબા દાનિશ-દેવબંદ (યુ.પી.) મુદ્રક :- મહેબૂબ પ્રેસ-દેવબંદ, પ્રકાશન વર્ષ :- ઇ.સ. ૧૯૯૦ પ્રમાણે હિ.સ. ૧૩૧૦, **જિલ્દ નં. ૪, કિસ્ત નં. ૩, સળંગ કિસ્ત નં. ૧૯, મલ્ફૂઝ નં. ૬૨૪, નીચેનું પેઇજ નં. ૭, ઉપર ના સળંગ પેઇજ નં. ૩૪૩**
**(૨) નવી આવૃતિ :-** પ્રકાશક :- મક્તબા દાનિશ-દેવબંદ (યુ.પી.) પ્રથમ આવૃતિ - પ્રકાશન વર્ષ :- ડીસેમ્બર, ૧૯૯૯, **જિલ્દ નં. ૪, હિસ્સા નં. ૮, મલ્ફૂઝ નં. ૯૯, પેઇજ નં. ૯૨**





(૧૨)

”الافاضات الیومیہ من الافادات القومیہ“ تھانوی صاحب کے ملفوظات کا مجموعہ ▣ پُرانا ایڈیشن :۔ ناشر :۔ مکتبہ دانش، دیو بند (یوپی)، مطبوعہ: محبوب پریس، دیو بند (یوپی) سن طباعت ۱۹۸۹ء، مطابق ۱۴۰۹ھ، جلد:۳، میں جلد:۴، کی قسط:۳، مسلسل ترتیب کی قسط:۱۸، ملفوظ:۴۷۸، صفحہ:۲۱ ▣ نیا ایڈیشن :۔ ناشر :۔ مکتبہ دانش، دیو بند (یوپی) طبع اول، دسمبر ۱۹۹۹ء، جلد:۴، حصّہ:۷، ملفوظ:۴۹۶، صفحہ:۳۲۷

**હવાલો :-**

**"અલ-ઇફાદાતિલ-યવમિયા-મિનલ-ઇફાદાતિલ-કવમિયા"**, (થાનવી સાહેબ ના કથનો નો સંગ્રહ) **(૧) જુની આવૃતિ :-** પ્રકાશક :- મક્તબા દાનિશ-દેવબંદ (યુ.પી.) મુદ્રક :- મહેબૂબ પ્રેસ-દેવબંદ, પ્રકાશન વર્ષ :- ઇ.સ. ૧૯૮૯ પ્રમાણે હિ.સ. ૧૩૦૯, **જિલ્દ નં. ૩ માં જિલ્દ નં. ૪, કિસ્ત નં. ૩, સળંગ કિસ્ત નં. ૧૮, મલ્ફૂઝ નં. ૪૭૮, પેઇજ નં. ૨૧**
**(૨) નવી આવૃતિ :-** પ્રકાશક :- મક્તબા દાનિશ-દેવબંદ (યુ.પી.) પ્રથમ આવૃતિ - પ્રકાશન વર્ષ :- ડીસેમ્બર, ૧૯૯૯, **જિલ્દ નં. ૪, હિસ્સા નં. ૭, મલ્ફૂઝ નં. ૪૯૬, પેઇજ નં. ૩૨૭**

હવે આપણે મૂળ મુદ્દા ઉપર આવીએ. આ પ્રકરણ ના શિર્ષક ને ફરી એક વખત વાંચીએ, કે **"થાનવી સાહેબ ની પત્નિ બનવાના વિચાર ની પ્રેરણા અઝીઝુલ હસન ને કેમ અને કેવી રીતે થઈ ?"** થાનવી સાહેબ પોતાની મહેફિલ માં

હમેંશા એક જ વાત નું રટણ કરતા હતા, કે જેમ પતિ પત્નિ વચ્ચે સબંધ હોય છે, તેવી રીતે પીર અને મુરીદ વચ્ચે પણ એક ખાસ પ્રકાર નો સબંધ હોય છે. શ્રોતાઓ વારંવાર એક ની એક વાત જ સાંભળતા હતા, કે **પીર અને મુરીદ નો સબંધ પતિ અને પત્નિ ના સબંધ થી પણ વધીને છે.** ઉપરાંત થાનવી સાહેબ અવાર નવાર પીર અને મુરીદ ના આધ્યાત્મિક સબંધ ને પતિ અને પત્નિ ના સબંધ ની સાથે સરખામણી કરતા હતા. જેથી થાનવી સાહેબ ના મુરીદો ના મગજ માં વિચારો ની એકગ્રંથી બંધાઈ ગઈ, કે એક સ્ત્રી માટે જેમ તેનો પતિ સર્વાતીત હોય છે, તેમ મુરીદ માટે તેનો પીર હોય છે. મુરીદ માટે તેનો પીર એક સ્ત્રી માટેના તેના પતિ સમાન હોય છે. આવી માનસિકતા ની આડ અસર અઝીઝુલ હસન સાહેબ ઉપર વિશેષ પ્રમાણ માં થઈ હતી. જેથી તેઓ પોતાના પીર થાનવી સાહેબ દ્વારા આપવામાં આવતા ઉદાહરણ ના બીબાં માં સ્વંય ને સંપૂર્ણપણે ઢાળવાની માનસિકતા પ્રત્યે ધીરે ધીરે આગળ વધી રહ્યા હતા અને તેઓને થાનવી સાહેબ માં પોતાના પીર ના બદલે એક સ્ત્રીના પતિના દર્શન થઈ રહ્યા હતા. થાનવી સાહેબ પોતાના પીર કરતાં પોતાના પતિ ના પાત્ર માં વધુ દીપી ઉઠે, તેવો આભાસ તેઓને થવા લાગ્યો. જેથી પોતે થાનવી સાહેબ ના મુરીદ કરતાં થાનવી સાહેબ ની પ્રેમાળ પત્નિ ના સ્વરૂપે વધુ યોગ્ય પુરવાર થાય, તેવા કલ્પિત ભાવ થી વિમર્શ થઈને **"થાનવી વધૂ"** અને **"મિસીસ થાનવી"** બનીને થાનવી સાહેબ ના હૃદય સિંહાસન માં આળોટવા ના ભ્રમ માં રાચવા લાગ્યા.

અઝીઝુલ હસન સાહેબ થાનવી સાહેબ ની અર્ધાંગની અને શૈયાસંગીની બનવાના ખ્વાબી ખયાલ માં ગરકાવ બની ગયાની પોતાની ભાવનાઓ ને વ્યક્ત કરતાં અચકાતા હતા.





મન થી તો તેઓ થાનવી સાહેબ ને વરી ચુક્યા હતા. મન ની ઉછાળા મારતી ઉર્મીઓ ને માંડ માંડ નિયંત્રણ કરીને અંકુશ માં રાખી હતી. **"ન કહેવાય કે ન સહેવાય"** જેવી દયનીય હાલત હતી. **"ચૂપ હૂં તો કલેજા જલતા હૈ"** જેવી પરિસ્થિતી નિર્માણ થઈ ગઈ હતી અને **"બોલૂં તો તેરી ઔર મેરી રૂસ્વાઈ હૈ"** નો ભય પણ ગભરાવી રહ્યો હતો. **"દિલ કે અરમાં કહીં દિલ કે અંદર હી મુરઝા ન જાએં"** ની ભીતિ મન ને વ્યાકૂળ બનાવી રહી હતી. પણ અઝીઝુલ હસન ના વ્યાકુળ મન ને થાનવી સાહેબે સાંત્વન અર્પી દીધું. એક ઘટના બની ગઈ અને તે ઘટનાએ અઝીઝુલ હસન ને બાવરા માંથી બળવાન બનાવી દીધો.

થાનવી સાહેબ ના સૌથી પ્રિય, નિકટના, સમીપ, સાલસ, નિખાલસ, ઘનિષ્ઠ અને અણઘટતી છૂટ નો સબંધ ધરાવનાર મુરીદ તરીકે ફક્ત અઝીઝુલ હસન જ છે, તેવી પ્રતિતી અને ખાતરી કરાવનારો એક પ્રસંગ બની ગયો, જેથી થાનવી સાહેબ ની પત્નિ બનવાના અરમાન અને ઝંખના, જે ધીરે ધીરે આગળ વધી રહ્યા હતા, તેમાં વિજળીક ગતિ આવી ગઈ. મનમાં ધરબાએલા અને દબાએલા અરમાનો સ્પ્રીંગ ની જેમ ઉછળીને બહાર આવી ગયા અને પીર સાહેબ દ્વારા આપવામાં આવતા ઉદાહરણ ને વાસ્તવિકતાનું સ્વરૂપ આપીને અઝીઝુલ હસન સાહેબે ખરેખર થાનવી સાહેબ સમક્ષ પોતાની મનની ઇચ્છા અને ઝંખના વ્યક્ત કરી દીધી, કે જો હૂં સ્ત્રી હોત અને આપની પત્નિ હોત તો ? થાનવી સાહેબ ને અન્ય મુરીદો ની સરખામણી માં અઝીઝુલ હસન થી વધુ લગાવ અને પ્રેમ ભાવ હતો, તેવી ઘટના શું બની હતી ? વાંચકો ની આતુરતા નો અંત લાવવા માટે તે ઘટના અત્રે રજૂ છે :-

# દરેક સ્ત્રી સાથે પત્નિ જેવો વર્તાવ ?

**થાનવી સાહેબ ને પોતાના ખાસ મુરીદ અને ખલીફા અઝીઝુલ હસન પ્રત્યે જે નિષ્કપટ, નિરાડંબર, નિકટનો, ખુલ્લા દિલ નો અને ઘનિષ્ઠ સબંધ હતો, તેની સાક્ષી પુરતો એક પ્રસંગ ખૂદ અઝીઝુલ હસન સાહેબ ના શબ્દો માં જ અત્રે રજૂ છે.**

”احقر ایک بار سفر دہلی میں حضرت والا کے ہمرکاب تھا۔ ایک روز حسب معمول صبح کی مشی کے لیئے تلاوت فرماتے ہوئے تشریف لے گئے۔ جو صاحبان ساتھ ہو لیئے تھے۔ اُن کو ساتھ چلنے سے ممانعت فرمادی۔ کیونکہ جن لوگوں سے پوری طرح دل نہ کھلا ہوا ہو، اُن کے ساتھ رہنے سے توجہ بٹّتی ہے۔ سب کے ہمراہ احقر بھی واپس جانے لگا تو مجھ کو بُلا لیا۔ پھر راستہ میں فرمایا کہ ممانعت تو ان کے لیئے تھی جن سے بے تکلفی نہیں۔ پھر فرمایا کہ اگر ہر عورت یہ چاہنے لگے کہ میرے ساتھ بی بی کا سا تعلّق رکھا جائے، تو یہ اُس کی حماقت ہے۔“

**حوالہ:** (۱) ”اشرف السوانح“، مصنف: خواجہ عزیز الحسن غوری، ناشر: ادارہ تالیفات اشرفیہ، تھانہ بھون (یوپی)، طباعت بار چہارم، ۱۳۰۷ھ، جلد: ۲، واقعہ نمبر: ۵، صفحہ: ۱۱۴



(۲) ”اشرف السوانح“ مصنف: خواجہ عزیز الحسن غوری، از: اکابر خلفائے تھانوی صاحب، ناشر: مکتبۂ تھانوی، دیوبند، ضلع: سہارنپور (یو. پی)، سن طباعت: (جدید ایڈیشن) ۲۰۰۹ء، جلد: ۲، واقعہ نمبر: ۵، صفحہ: ۲۰۲

▣ **ઉપરોક્ત ઉર્દુ ઇબારત અને હવાલા નો ગુજરાતી અનુવાદ:-**

**“એક વખત હૂં દિલ્હી ના પ્રવાસ માં હઝરત સાહેબ ની સાથે હતો. એક દિવસ રાબેતા મુજબ સવાર ની મશી (પ્રભાત પદયાત્રા/Morning Walk) માટે તિલાવત કરતાં કરતાં તશરીફ લઈ ગયા. જે લોકો હઝરત ની સાથે ચાલવા લાગ્યા, તેઓને સંગાથે ચાલવા થી મનાઈ ફરમાવી દીધી. કેમકે જે લોકોની સાથે પૂર્ણ સ્વરૂપે દિલ ખુલ્યું ન હોય, તેવા લોકો સાથે હોય, તો એકાગ્રતાનો ભંગ થાય છે. બધા લોકોની સાથે હૂં પણ પાછો જવા લાગ્યો, તો મને બોલાવી લીધો. ત્યારબાદ માર્ગ માં ફરમાવ્યું કે મનાઈ તો તે લોકો માટે હતી જેમની સાથે બે-તકલ્લુફી (સાલસ સબંધ) નથી. ત્યારબાદ ફરમાવ્યું કે જો દરેક સ્ત્રી એવું ઇચ્છે કે મારી સાથે પત્નિ જેવો વહેવાર (સબંધ) રાખવામાં આવે, તો આ તેણીની મુર્ખાઈ છે.”**

**હવાલો :-**

**(૧) “અશરફુસ્સવાનેહ”, થાનવી સાહેબ નું જીવન વૃતાંત, લેખક :- ખ્વાજા અઝીઝુલ હસન ગૌરી, પ્રકાશક:-**

ઇદારા તાલીફાતે અશરફીયા-થાનાભવન, (યુ.પી.) ચોથી આવૃતિ, પ્રકાશન વર્ષ :- હિ.સ. ૧૩૦૭, **જિલ્દ નં. ૨, પ્રસંગ નં. ૫, પેઇજ નં. ૧૧૪**
(૨) **"અશરફુસ્સવાનેહ"**, પ્રકાશક :- મકતબા થાનવી-દેવબંદ (યૂ.પી.) નવી આવૃતિ, પ્રકાશન વર્ષ :- ઇ.સ. ૨૦૦૯, **ભાગ નં. ૨, પ્રસંગ નં. ૫, પેઇજ નં. ૨૦૨**

દિલ્હી ના પ્રવાસ માં થાનવી સાહેબ તિલાવત કરતાં કરતાં ચાલવા (Morning Walk) માટે નિકળ્યા. અમૂક લોકો થાનવી સાહેબ ના સંગાથે ચાલવા લાગ્યા. તો થાનવી સાહેબે તેઓને સાથે આવવાની મનાઈ ફરમાવી દીધી. જેથી તે બધા લોકો પરત જવા લાગ્યા. તે લોકોની સાથે અઝીઝુલ હસન પણ પાછા જવા લાગ્યા એટલે થાનવી સાહેબે તેઓને પોતાની સંગાથે ચાલવા માટે બોલાવી લીધા. હવે ફક્ત બે(૨) વ્યક્તિ જ મોર્નિંગ-વોક સાથે કરી રહી છે. એક તો થાનવી સાહેબ અને બીજા થાનવી સાહેબ ના ખાસુલ-ખાસ, અતિપ્રિય મુરીદ અને ખલીફા ખ્વાજા અઝીઝુલ હસન ગૌરી. તે બન્ને સિવાય અન્ય કોઈ વ્યક્તિ સાથે નથી. પીર અને મુરીદ ને હવે સંપૂર્ણ એકાંત પ્રાપ્ત થયું છે. ચાલતાં ચાલતાં થાનવી સાહેબ કુરઆને મજીદ ની તિલાવત કરી રહ્યા છે, પણ તિલાવત કરતાં કરતાં પણ મગજ માં કેવા અધમ, નફ્ફટ અને નિર્લજ્જ વિચારો ઘૂમરી ખાઈ રહ્યા છે. મન માં અઝીઝુલ હસન પ્રત્યેની અભિરૂચિ, અનુરાગ, આકાંશા, રસિકતા, ઉત્સુકતા, ઝંખના, આકર્ષણ અને સ્નેહ નો દરિયો ઘૂંઘવાઈ રહ્યો છે. અપાર પ્રેમ ના મોજાં ઉછળી રહ્યા છે અને તેના ફીણ મુખે થી શબ્દો ના સ્વરૂપે રેલાઈ રહ્યા છે. અઝીઝુલ હસન થી કહ્યું કે તમો શા માટે પાછા જઈ રહ્યા હતા ? સાથે આવવાની મનાઈ તો તેવા





લોકો માટે હતી કે જેઓની સાથે **"બે-તકલ્લુફી"** એટલે કે દંભ વિના ના નિખાલસ અને ઘનિષ્ઠ સબંધો નથી. અઝીઝુલ હસન ના શબ્દો માં **"જિન લોગોં સે પૂરી તરહ દિલ ન ખુલા હુવા હો"** એટલે કે જે લોકો સાથે ખુલ્લા દિલ નો સબંધ ન હોય, તેવા લોકોને સાથે આવવાની મનાઈ હતી. પણ અઝીઝુલ હસન સાથે તો થાનવી સાહેબ નું દિલ પૂરે પૂરૂં ખુલેલું હતું. અણઘટતી છૂટછાટ સુધીના સબંધો હતા. જેવી રીતે પતિ-પત્નિ ના દિલો એક-બીજા માટે ખુલ્લા હોય છે, તેવી જ રીતે આ બન્ને પીર અને મુરીદ ના દિલ પણ એક બીજા પ્રત્યે ઉઘાડાં હતા.

જેથી થાનવી સાહેબે પોતાના પ્રાણ પ્રિયે મુરીદ અઝીઝુલ હસન ને પાછા ફરવા ન દીધા અને પોતાની સાથે મોર્નિંગ-વોક કરવા માટે બોલાવી લીધા. શા માટે બોલાવી લીધા ? તેનો પણ ખુલાસો ચાલતાં ચાલતાં થાનવી સાહેબ કરી રહ્યા છે કે **"અગર હર ઔરત યે ચાહને લગે કે મેરે સાથે બીબી કા સા તઅલ્લુક રખા જાએ, તો યે ઉસકી હિમાકત હૈ."** એટલે કે જો દરેક સ્ત્રી એવું ઇચ્છે કે મારી સાથે પત્નિ જેવો વહેવાર (સબંધ) રાખવામાં આવે, તો આ તેણીની મુર્ખતા છે. જેનો સ્પષ્ટ અર્થ એ થયો કે દરેક પુરૂષ બધી જ સ્ત્રીઓ સાથે પત્નિ જેવા સબંધ નથી રાખી શકતો. પત્નિ જેવો સબંધ તો ખાસ એક સ્ત્રી સાથે જ હોય છે, જે તેની સાથે નિકાહ ના પવિત્ર બંધન થી બંધાએલી હોય છે. તેવી સ્ત્રીને જ પત્નિ નો દરજ્જો પ્રાપ્ત થાય છે, જે પોતાના પતિ ની જીવન સંગીની તરીકે સમગ્ર જીવન સાથ નિભાવે છે. તેવી સ્ત્રી કે જે પત્નિ, બેગમ અને શૈયાસંગીની હોય છે, તેણી સાથેના ઘનિષ્ઠ અને અતિ ગાઢ સબંધ ના કારણે દિલ પૂરેપૂરૂં ખુલ્લું હોય છે.

ફક્ત મન કુટિર ના જ દ્વાર ઉઘાડા નથી હોતા, બધું જ ઉઘાડું હોય છે. પતિ અને પત્નિ શયનખંડ (Bedroom) માં દામપત્ય જીવન ના આનંદ અને ઉન્માદ માં જે અણઘટતી છૂટછાટ અને જે ધીંગા-મસ્તી કરે છે, તેવું દરેક સ્ત્રી સાથે કરવું શક્ય નથી.

જેથી જ ..... મૈં સંગાથે ચાલવા માટે આવનારા ઉત્સુક બધા લોકોને પાછા મોકલી દીધા અને ફક્ત તમને એકલાને જ સાથે આવવાની સમંતિ આપીને જે સ્નેહ અને આત્મીયતા વ્યક્ત કરી છે, તેનાથી તમો અનુમાન કરી લો, કે સામાન્ય લોકો અને અનૂયાયીઓ ની સરખામણી માં તમારી મારા સુધી કેટલી પહોંચ છે અને મને તમારા પ્રત્યે કેટલો મોહ છે. જે લોકોને પાછા મોકલી દીધા, તેઓની ઉપમા સામાન્ય કક્ષા ની સ્ત્રીઓ જેવી છે પણ મૈં તમને મારી સંગાથે લીધા છે, જેથી તમારી ઉપમા (મિસાલ) પત્નિ જેવી છે. જો બધા લોકો એવું ઇચ્છે કે જેમ તમને ચાલવા માટે સાથે લીધા, તેમ તેઓને પણ સાથે ચાલવા માટે ની પરવાનગી આપું, તો આ તેઓની મુર્ખાઈ છે અને તેઓની આ મુર્ખતા તે સ્ત્રીઓની મુર્ખતા સમાન છે, કે જેઓ એવું ઇચ્છે છે, કે તેણીઓની સાથે પણ પત્નિ જેવો સબંધ રાખવામાં આવે.

થાનવી સાહેબે અઝીઝુલ હસન પ્રત્યેની આત્મિયતા, સ્નેહ, આકર્ષણ, લગાવ, મોહ અને પ્રેમ ને ફક્ત કહેવા સાંભળવાની કક્ષા સુધી જ સિમીત ન રહેવા દીધું, બલ્કે આચરણ દ્વારા પ્રદર્શિત કરી દીધું. પ્રભાત ની પદયાત્રા (Morning Walk) માં બધા લોકોને પાછા મોકલી દઈને ફક્ત એકલા અઝીઝુલ હસન ને સાથે આવવાની સમંતિ આપીને વાસ્તવમાં પુરવાર કરી દીધું, કે જે હાર્દિક ઘનિષ્ઠ સબંધ અઝીઝુલ હસન સાથે છે, તે કોઈની સાથે નથી. પાછા મોકલી દીધેલા લોકો સામાન્ય સ્ત્રી સમાન છે, જ્યારે અઝીઝુલ હસન તો "ઘરવાળી" સમાન છે અને જે છૂટછાટ ભર્યો સબંધ ઘરવાળી સાથે હોય છે, તે દરેક સ્ત્રી સાથે નથી હોતો. થાનવી સાહેબે સાંકેતિક ભાષા અને ગુપ્ત સૂચન ના ગર્ભિત અર્થ ઉપર આધારિત શબ્દો માં અઝીઝુલ હસન ને "પત્નિ સમાન" કહીને અઝીઝુલ હસન પ્રત્યે સંયોગિક ઝંખના અને સંસર્ગ મહેચ્છા વ્યક્ત કરી જેની અઝીઝુલ હસન ઉપર એવી માનસિક અસર થઈ કે તેઓ હવે ઉપમા, દ્રષ્ટાંત, ઉદાહરણ અને સમાન જેવા ભ્રામિક વચનો અને આશ્વાસનો કે જે રણપ્રદેશ ના મૃગ જળ સમાન ભાસતા હતા, તેનાથી અકળાઈ ઉઠ્યા અને ઝાંઝવા ના નીર ને સાચે જ કૂવાં ના જળ સ્વરૂપે ગટગટાવીને પીવાની લાલસા માં એટલા બધા ભાવુક અને ઉત્સુક થઈ ગયા, કે તેઓ ખરા અંતકરણ થી વાસ્તવમાં **"બેગમ થાનવી"** બનવા તત્પર થઈ ગયા.

**પણ.... હાય ! હાય !..... શું થાય ?**

આ કેવી રીતે શક્ય બને. હૂં પણ મર્દ મુછાળો અને મારો પ્રિય પણ મર્દ મુછાળો. બન્ને પુરૂષ જાતિના હવે શું થાય ? સલૈંગિક વિવાહ શક્ય નથી. સૃષ્ટિ વિરૂધ્ધ ના સજાતીય લગ્ન ધર્મ અને સમાજ માં સ્વીકાર્ય નથી. પીર સાહેબ મને સાંકેતિક ભાષા માં **"પોતાની બેગમ"** ની ઉપમા આપીને પોતાના મોહપાશ માં એવો જકડી લીધો છે, કે હવે કિનારે બેસીને છીછરા પાણી માં છબછબીયા નથી કરવા, બલ્કે મધ દરિયે ઉંડી ડૂબકી લગાવીને મારા સમગ્ર અસ્તિત્વ ને પીર સાહેબ ના દરિયા-એ-મહોબ્બત ના **"આબે-ઇશ્ક"** થી ભીંજવી નાખીને તન અને મન ની શીતળતા પ્રાપ્ત કરવાની તાલાવેલી

પ્રબળ બની છે. પણ શું થાય ? મારૂં પુરૂષત્વ નડે છે..... અવરોધે છે..... આડે આવે છે..... વિધ્નકર્તા છે...... તેના કારણે જ હૂં મારી મંઝીલે મકસૂદ સુધી નથી પહોંચી શકતો. માટે હવે એક જ રસ્તો છે અને તે એ કે **"કાશ મૈં ઔરત હોતા ઔર થાનવી સાહબ કી બીવી હોતા"**

અઝીઝુલ હસન સાહેબે પોતાની મુર્ખાઈ ભરી અને બેહૂદી ઇચ્છા શરમાતાં શરમાતાં અને ગભરામણ અનુભવતાં પોતાના હોઠો સુધી લાવ્યા અને ખૂદ થાનવી સાહેબ સમક્ષ જ વ્યક્ત કરી દીધી. જે સાંભળી ને થાનવી સાહેબ ના આનંદ નો પાર ન રહ્યો. ખૂશી ના આવેશ માં આવીને ખિલખિલાટ હસવા લાગ્યા અને પોતાની કાલ્પનિક પત્નિ હોવાના સમણા માં રાચનારા પોતાના પ્રેમી (પ્રેમિકા) ને પુણ્ય અને પુરસ્કાર ની ખૂશખબરી સંભળાવીને પ્રોત્સાહિત કર્યા.

બલ્કે થાનવી સાહેબ અને અઝીઝુલ હસન સાહેબ ના સબંધો એટલા બધા અણઘટતી છૂટ અને સ્વચ્છંદતા ની હદ સુધી આગળ વધી ગયા હતા, કે તેઓની વચ્ચે જે પત્ર-વ્યવહાર થતો હતો, તે પત્રો માં પ્રેમ ભર્યા વાક્યો અને પ્રેમ વ્યક્ત કરતી ઇશ્કિયા શાએરી એવા અનોખા અંદાઝ માં લખતા હતા, કે ખબર નથી પડતી કે તે બન્ને વચ્ચે પીર-મુરીદ નો સબંધ હતો કે પછી પ્રેમી અને પ્રેમીકા જેવો આંધળો રિશ્તો ?

"اس زمانہ میں احقر حضرت والا کی خدمت میں جو عریضے لکھتا تھا، وہ بھی عاشقانہ اور والہانہ شان کے ہوتے تھے اور حضرت والا کے جوابات بھی بڑے رنگین اور محبوبانہ انداز کے ہوتے تھے۔"



**حوالہ :**

(۱) "اشرف السوانح"، مصنف: خواجہ عزیز الحسن غوری، ناشر: ادارہ تالیفات اشرفیہ، تھانہ بھون (یوپی)، جلد:۲، صفحہ:۲۹

(۲) "اشرف السوانح" مصنف: خواجہ عزیز الحسن غوری، از اکابر خلفاءِ تھانوی صاحب، ناشر: مکتبۂ تھانوی، دیوبند، ضلع: سہارنپور (یوپی)، سن طباعت: (جدید ایڈیشن) ۲۰۰۹ء، جلد:۲، صفحہ:۷۲

▣ ઉપરોક્ત ઉર્દુ ઇબારત અને હવાલા નો ગુજરાતી અનુવાદ:-

**"તે વખતે હૂં હઝરત સાહેબ ની સેવામાં જે અરજી પત્રો લખતો હતો, તે પણ આશિકાના અંદાઝ અને ન્યોછાવર ભાવના ના હતા અને હઝરત સાહેબ ના જવાબો પણ અત્યંત રંગીલા અને મહેબૂબાના અંદાઝ ના હતા."**

**હવાલો :-**

(૧) **"અશરફુસ્સવાનેહ"**, થાનવી સાહેબ નું જીવન વૃતાંત, લેખક :- ખ્વાજા અઝીઝુલ હસન ગૌરી, પ્રકાશક:- ઇદારા તાલીફાતે અશરફીયા, થાનાભવન, **ભાગ નં. ૨, પેઇજ નં. ૨૯**

(૨) **"અશરફુસ્સવાનેહ"**, થાનવી સાહેબ નું જીવન વૃતાંત, લેખક :- ખ્વાજા અઝીઝુલ હસન ગૌરી, પ્રકાશક:- મકતબા થાનવી, દેવબંદ, (યૂ.પી.) પ્રકાશન વર્ષ :- ઇ.સ. ૨૦૦૯, **ભાગ નં. ૨, પેઇજ નં. ૭૨**

ઉપરોક્ત ફકરા માં થાનવી સાહેબ ના આશિક ખ્વાજા અઝીઝુલ હસન સ્વંય સ્વીકાર કરે છે, કે થાનવી સાહેબ

પ્રત્યેની ન્યોછાવર ભાવના અને આંધળા પ્રેમ ના ગાંડપણ ના સમયગાળા માં હૂં જ્યારે થાનવી સાહેબ ને પત્રો લખતો, ત્યારે મારા તે પત્રો **"પ્રેમ પત્રો"** ની જેમ હૃદય ની ઉર્મિઓ દ્વારા વ્યક્ત કરવામાં આવતી પ્રેમ ભાવના અને ન્યોછાવર થઈ જવાની ઝંખના ઉપર જ આધારિત હોતા. મારા તે પ્રેમ પત્રો ના પ્રત્યુત્તરો પણ થાનવી સાહબ સમાન કક્ષા ની પ્રેમ ભાવના વ્યક્ત કરતા રંગીન તબીયત અને પ્રેમી જેવી લાગણી થી સભર હોતા.

વાંચકો વિચારો ! એક મુરીદ અને પીર વચ્ચેના સબંધો ફક્ત અને ફક્ત આધ્યાત્મિક ભાવના ઉપર જ આધારિત હોય છે. તે ભાવના એટલી પવિત્ર અને નિખાલસ હોય છે, કે શરીઅત માં પીર અને મુરીદ ના સબંધ ને **"રૂહાની રિશ્તા"** નું મુબારક નામ આપવામાં આવ્યું છે. પણ વહાબી દેવબંદી અને તબલીગી જમાઅત ના માધાંતાઓ પીર અને મુરીદ વચ્ચે ના પવિત્ર સબંધ ની પ્રેમી અને પ્રેમિકા ના સબંધ ની સાથે સરખામણી કરી રહ્યા છે. મુરીદ પોતાના પીર સાહેબ ને પ્રેમ પત્ર (Love Letter) લખે છે અને પીર સાહેબ તે રંગીન પ્રેમ પત્રો વાંચીને રંગ માં આવી જતા હતા અને મુરીદ ના પ્રેમ પત્ર વાંચીને પીર સાહેબ ના મનના તાર ઝણઝણી ઉઠતા હતા. બન્ને વચ્ચે કોઈ શરીઅત ના કાનૂન ની જાણકારી કે આધ્યાત્મિક બાબત ના અનૂસંધાને પત્રવ્યવહાર નહોતો થતો, પણ એકબીજા ના ગળાડૂબ પ્રેમ ની વળવળાટ અને સળવળાટ વ્યક્ત કરતી લાગણીઓ જ વ્યક્ત કરવામાં આવતી હતી. ઇસ્લામિક બંધૂત્વની ભાવના નો સ્નેહ સદંતર વિસરાઈ ગએલો અને અંગત પ્રેમાવેશ ની નિમગ્નતા, તન્મયતા અને તલ્લીનતા ની કામુકતાનો જ પ્રભાવ છવાએલો રહેતો હતો. ભાવાત્મક





મન ની લાલસા અતિશયોક્તિ ની સરહદો પણ ઓળંગી જતી હતી. એક એવા જ પત્ર નો નમૂનો અત્રે રજૂ છે.

"مجھے خوب یاد ہے کہ ایک عریضہ کے اندر بجائے القاب وآداب کے میں نے فرطِ محبت میں حضرت والا کو صرف اس شعر سے خطاب کیا تھا

جانِ من، جانانِ من، سلطانِ من،
اے توئی اسلام من، ایمانِ من

**حوالہ:**

(۱) "اشرف السوانح" جلد:۲، صفحہ:۲۹

(۲) "اشرف السوانح" مصنف: خواجہ عزیز الحسن غوری، از:۔ اکابر خلفاءِ تھانوی صاحب، ناشر: مکتبۂ تھانوی، دیوبند، ضلع: سہارنپور (یوپی)، سن طباعت: (جدید ایڈیشن) ۲۰۰۹ء، جلد:۲، صفحہ:۷۲

થાનવી સાહેબ ની આંધળી મહોબ્બત માં અંધ બનીને પંથ ચુકી જઈને, બહેકી ને, ભટકીને તથા આંધળિયાં કરીને અઝીઝુલ હસન સાહેબ કેવી દિશા વિહીનતા અપનાવી છે, તે જોઇએં.

શેઅર ના પહેલા મિસ્રા (પંક્તિ) માં થાનવી સાહેબ ને ⊙**જાનેમન** એટલે મારા પ્રાણ ⊙**જાનાને મન** એટલે મારા મહેબૂબ, મહેબૂબા, જાની. (હવાલોઃ- **ફિરોઝુલ્લુગાત**-પેઇજ નં. ૪૪૭) અને ⊙**સુલતાનેમન** એટલે મારા રાજા કહ્યા. ત્યારબાદ બીજા મિસ્રા માં તો ખૂદ વહાબીઓની ઘડી કાઢેલી તૌહીદ ના નિયમો ના ચીંથરા જ ઉડાડી દીધા. થાનવી સાહેબ ને **"ઇસ્લામે મન"** અને **"ઈમાને મન"** એટલે કે **"મારા ઇસ્લામ"**

અને **"મારા ઈમાન"** કહીને પ્રશંસા કરવાની અતિશ્યોકિત ના ટોચ ના શિખરે કુદકો માર્યો છે. જો કે વહાબી, દેવબંદી, નજદી અને તબલીગી જમાઅત ની વિકૃત અને ધૃણાસ્પદ માન્યતા (અકીદા) મુજબ તો **"નબી ની તા'ઝીમ (આદર) મોટા ભાઈ સમાન કરવી જોઇએ"** પણ જ્યારે થાનવી સાહેબ ની તા'ઝીમ અને તૌસીફ (વખાણ) નો મામલો ઉપસ્થિત થયો, તો સ્વંયના જ નિર્દેશ અને નિયોજન કરેલા તૌહીદ અને શિર્ક ના બધા કાનૂન વિસરાઈ ગયા. અહીં આ વિષય ની વિસ્તૃત ચર્ચા અને છણાવટ નથી કરવી, અલબત્ત જે વાંચક બિરાદર ને દેવબંદી વિચાર સરણી અને અકીદાઓ માં ભેદભાવ અને વિરોધાભાસ ની માહિતી મેળવવી હોય, તે મારી લખેલી કિતાબ **"તૌહીદ કે દાવેદાર, ખૂદ શિર્ક મેં ગિરફ્તાર"** નું અવશ્ય વાંચન કરે.

ખૈર ! અઝીઝુલ હસન પોતાના પ્રિય મહેબૂબ ને લાંબા લાંબા પ્રેમ પત્રો લખતા હતા. જેમ એક પ્રેમી અથવા પ્રેમિકા પોતાના પ્રિય પાત્ર ને જ્યારે પ્રેમ પત્ર (Love Letter) લખે છે, ત્યારે તે પોતાને પ્રિય પાત્ર ની સમક્ષ કાલ્પનિક ઉપસ્થિતી માં રાચે છે અને જેમ પરોક્ષ પ્રણયગોષ્ઠિ ની પળોમાં વાર્તાલાપ નો આવેગ નિરંકુશ પણે અને વણથંભે પ્રાકટય થતો રહે છે અને વાત નો અંત ઘડીક માં નથી આવતો, તેમ પ્રેમ પત્ર લખવામાં પણ સમાપન અતિ વિલંબીત હોય છે. મનની ચંચળ ઉર્મિઓ ઉછળકૂદ કરીને લેખન પ્રવાહ ને સતત વહેતો રાખે છે. પરિણામ સ્વરૂપે દરેક પ્રેમી અને પ્રેમિકાએ પોતાના પ્રિય પાત્રને લખેલા પ્રેમ પત્રો અમર્યાદિત લંબાઈ ના જ હોય છે. આવી જ હાલત અઝીઝુલ હસન સાહેબ ની હતી, કે તેઓ પોતાના મહેબૂબ થાનવી





સાહેબ ને જ્યારે પ્રેમ પત્ર લખતા, ત્યારે તે પત્ર અસાધારણ લંબાઈ ધારણ કરતો. ખૂદ અઝીઝુલ હસન ને એ વાતનો એહસાસ (ભાન/Perception) હતું કે મારા અતિ લાંબા પત્રો વાંચવા માં થાનવી સાહેબ નો ઘણો સમય વેડફાશે. જે યોગ્ય ન ગણાય. જેથી અઝીઝુલ હસને પોતાના અસાધારણ લંબાઈ ધારક પત્ર લેખન અંગે દિલગીરી વ્યક્ત કરી. અઝીઝુલ હસન ના દિલગીરી વ્યક્ત કરતા પત્ર નો થાનવી સાહેબે શો જવાબ આપ્યો, તે ખૂદ અઝીઝુલ હસન ના શબ્દોમાં જોઇએ.

"اس زمانہ میں احقر کے عریضے بہت ہی طول طویل ہوتے تھے۔ جس کی میں نے حضرت والا سے ایک عریضہ میں معذرت طلب کی، تو اس کے جواب میں سبحان اللہ کس درجہ شفقت اور کیسے پیارے اور رنگین عنوان سے تحریر فرمایا کہ کہیں طول زلف محبوب بھی کسی کو ناگوار ہوتا ہوا دیکھا گیا ہے؟"

**حوالہ:**

(۱) "اشرف السوانح"، مصنف: خواجہ عزیز الحسن غوری، ناشر: ادارہ تالیفات اشرفیہ، تھانہ بھون (یوپی)، طباعت بار چہارم، ۱۳۰۷ھ، جلد:۲، صفحہ:۲۹

(۲) "اشرف السوانح" مصنف: خواجہ عزیز الحسن غوری، از:۔ اکابر خلفاءِ تھانوی صاحب، ناشر: مکتبۂ تھانوی، دیوبند، ضلع: سہارنپور (یوپی)، سن طباعت: (جدید ایڈیشن) ۲۰۰۹ء، جلد:۲، صفحہ:۲۷

▣ ઉપરોક્ત ઉર્દુ ઇબારત અને હવાલા નો ગુજરાતી અનુવાદ:-

**"તે સમયે મારા પત્રો બહુજ લાંબા લખતો હતો. જેની મૈં એક પત્ર માં હઝરત સાહેબ થી દિલગીરી વ્યક્ત કરી, તો તેના જવાબ માં સુબ્હાનલ્લાહ કેટલા બધા વ્હાલ અને કેટલા પ્રેમ થી રંગીન શીર્ષક થી લખ્યો કે પ્રેમિકા ની લાંબી ઝુલ્ફો કદી કોઈને ના-પસંદ હોય, તેવું જોવામાં આવ્યું છે ?"**

**હવાલો :-**

(૧) **"અશરફુસ્સવાનેહ"**, થાનવી સાહેબ નું જીવન વૃતાંત, લેખક :- ખ્વાજા અઝીઝુલ હસન ગૌરી, પ્રકાશકઃ- ઇદારા તાલીફાતે અશરફીયા, થાનાભવન, (યુ.પી.) આવૃતિ ચૌથી, પ્રકાશન વર્ષ :- હિ.સ.૧૩૦૭, **ભાગ નં. ૨, પેઇજ નં. ૨૯**

(૨) **"અશરફુસ્સવાનેહ"**, લેખકઃ- થાનવી સાહેબ ના ખલીફા ખ્વાજા અઝીઝુલ હસન ગૌરી, પ્રકાશનઃ- મકતબા થાનવી, દેવબંદ, જિલ્લો:- સહારનપૂર (યૂ.પી.), નવી આવૃતિ, પ્રકાશન વર્ષ:- ઇ.સ. ૨૦૦૯, **ભાગ નં. ૨, પેઇજ નં. ૭૨**

ઉપરોક્ત ઇબારત માં અઝીઝુલ હસન સાહેબ સ્વીકાર કરે છે, કે તેઓ થાનવી સાહેબ ને જે પત્રો લખતા હતા, તે **"તવીલ"** એટલે કે લાંબા નહીં પણ **"તૂલે તવીલ"** એટલે કે બહુજ લાંબા હતા. જેનો તેઓને અંદાજો હતો. જેથી તેમણે થાનવી સાહેબ થી દિલગીરી વ્યક્ત કરી, પણ થાનવી સાહેબ ને તેવા પત્રો થી કોઈ નારાજી નહોતી, બલ્કે તે પ્રેમ સભર લાંબા પત્રો થાનવી સાહેબ ને પસંદ હતા. થાનવી સાહેબ ની **"રંગીન મિજાજી"** ના કારણે તે લાંબા પત્રો પ્રેમિકા ની લાંબી ઝુલ્ફો જેવા ભાસતા હતા. જેથી તેમણે અઝીઝુલ હસન ને પ્રત્યુત્તર માં લખ્યું, કે તમારા લાંબા પત્રો પ્રેમિકા ના લાંબા વાળ (ઝુલ્ફો) સમાન છે અને પ્રેમિકા ની લાંબી ઝુલ્ફો કદી કોઈને ના-પસંદ હોય ?

થાનવી સાહેબ ના આવા રંગીન સ્વભાવ ના સંવાદો, પ્રેમ ની અભિવ્યક્તિ, અશ્લીલ દ્રષ્ટાંતોના ઉચ્ચારણો અને પીર તથા મુરીદ ના સબંધો ને પતિ-પત્નિ ના સબંધ થી ઉપમા આપવી, ઉપરાંત થાનવી સાહેબ ની મહેફિલ માં નિયમીત સ્વરૂપે થતો બીભત્સ વાર્તાલાપ, એ બધી બાબતો ની અઝીઝુલ હસન ના મગજ ઉપર એવી સામૂહિક માનસિક અસર કરી, કે થાનવી સાહેબ સાથે લાંબા સમય ની સંગત અને સોબતે અઝીઝુલ હસન ને સ્વચ્છંદી અને અણછાજતી છૂટછાટ લેવાની નિર્લજ્જતા ની મનોવૃતિ વાળો બનાવી દીધો અને તેઓ સંસ્કાર અને શિષ્ટાચાર ના વિનય અને વિવેક ને તિલાંજલી આપી દઈને પીર અને મુરીદ વચ્ચેના આધ્યાત્મિક સબંધ (રૂહાની રિશ્તા) ને પતિ-પત્નિ ના સબંધ માં પરિવર્તન કરી નાખવા ની સતત ઝંખના માં રાચવા લાગ્યા અને એક દિવસ હિંમત એકઠી કરીને બલ્કે બેહયા અને બેશરમ બનીને પોતાની ધૃણાસ્પદ મનોચ્છાને થાનવી

સાહેબ સમક્ષ વ્યક્ત કરી દીધી કે "કાશ! હૂં સ્ત્રી હોત અને આપની પત્નિ હોત તો ?"

થાનવી સાહેબ માં નીતિમતા અને સદાચાર ની સુક્ષ્મકણ જેટલી પણ માત્રા ઉપલબ્ધ હોત, તો તેઓ પોતાના ડફોળ મુરીદ ની આવી હલકટ અને બાલીશ ઝંખના ને વખોડીને સખ્ત શબ્દો માં ધમકાવી અને ખખડાવી નાખત, કે બેશરમ ! શરમ નથી આવતી ? પોતાના પિતા તુલ્ય પીર માટે આવો બેહૂદો અને નિર્લજ્જ વિચાર રાખો છો ? પણ વાહ ! કહેવું પડે ! થાનવી સાહેબ તો આવા બીભત્સ આચરણ ના મામલા માં મુરીદ થી પણ ચડિયાતા પુરવાર થઈને "દોનોં તરફ હૈ આગ બરાબર લગી હૂઈ" નું દ્રષ્ટાંત પુરૂં પાડતાં કહ્યું કે "યે આપ કી મહોબ્બત હૈ, સવાબ હોગા - સવાબ હોગા." મુરીદે તો પોતાની ઇચ્છા શરમાતાં અને ગભરાતાં સ્વરે વ્યક્ત કરેલી, પણ પીર સાહેબે ઢાંઢ બનીને ઢીંક મારી અને મુરીદ ને પુણ્ય અને પુરસ્કાર ની ખૂશખબરી સંભળાવીને અધમતા ની પ્રતિકૃતિ રજૂ કરી.

મુજદ્દિદે દીનો-મિલ્લત, ઇમામે ઇશ્કો મહોબ્બત, ઇમામ અહમદ રઝા મુહક્કિક બરેલ્વી જેવી મહાન આશિકે રસૂલ હસ્તી વિરૂધ્ધ ઢંગ ધડા વગર ના, પાયા વિહોણા અને ઉટપટાંગ આક્ષેપો અને આરોપો ઘડનારા નિર્દય વહાબીઓ પોતાના બેશરમ અને બેહયા પેશ્વા ના અશ્લીલ અને બીભત્સ કથનો અને આચરણો પ્રત્યે લેશમાત્ર શરમ નથી અનુભવતા.

# દાઢીવાળી દુલ્હન

ભાગ્યે જ કોઈ એવી વ્યકિત હશે, કે જેણે 'દુલ્હન' એટલે કે લાડી અથવા નવોઢા ન જોઈ હોય. પરણિત વ્યકિત માટે તો ન જોવાનો પ્રશ્ન જ ઉપસ્થિત નથી થતો, પણ અપરણિત વ્યકિતએ પણ અલગ અલગ સબંધ અને દ્રષ્ટિકોણથી 'દુલ્હન'ને અવશ્ય જોઈ જ હોય છે. કોઈએ પોતાની બહેનને, કોઈએ પોતાની ભાભીને, કોઈએ પોતાનીમાસી,કાકી અથવા ફઈને દુલ્હન બનીને ડોલીમાં બેસી પિતૃગૃહેથી વિદાય થતી વખતે અવશ્ય નિહાળી જ હશે. દરેક સ્ત્રી દુલ્હન બનવાના સોનેરી સ્વપ્નો જુએ છે અને દુલ્હન બનવાના અવસરની ઝંખનામાં દિવસો પસાર કરે છે. અલ્લાહ તઆલાના ફઝલો કરમથી તેણીના **હાથ પીળા કરવા** નો જયારે પ્રસંગ આવે છે, ત્યારે તેણી અને તેણીના પરિવારના આનંદ અને ખૂશીની સીમા નથી રહેતી અને પરિવારનો દરેક સભ્ય આનંદ વિભોર થઈને ઝૂમી ઉઠે છે.

દરેક દુલ્હન પોતાના પ્રિતમ અને ભાવી ભરથારની સાથેની પ્રથમ મુલાકાત વખતે સ્વંયને વધુમાં વધુ સુંદર અને આકર્ષક બનાવવાની યથાશકિત મહેનત કરે છે. હાથમાં મહેંદીની વિવિધ ભાતો અને ડીઝાઈનો, લાલ ચુંદરી, નાકમાં ચુંક, કાનમાં ઝુમર,કાંડામાં સોનેરી કંગન, ગળામાં સુશોભિત સુવર્ણના અલંકારો, ફૂલોની સુગંધી માળા વગેરે સોંદર્યના પ્રસાધનોનો વિપુલ પ્રમાણમાં ઉપયોગ કરીને સ્વર્ગની અપસરાનું રૂપ ધારણ કરવામાં કોઈ પણ પ્રકારની કચાશ કે ઉણપ નથી રાખતી. રૂપની રાણી બનીને જન્નતની હૂર સ્વરૂપે તેણી પોતાના જીવન સાથી સાથે પ્રણયની પ્રથમ પળ વખતના પરિચય માટે ઉત્સુક અને તલપાપડ હોય છે.

દુલ્હન અથવા લાડી શબ્દ સાંભળીને દરેક વ્યકિતની કલ્પનાના સ્મરણપટ ઉપર એવી સ્ત્રીનું ધૂંધળું ચિત્ર ઉપસી આવે છે, કે જે સૌંદર્ય, રૂપનિખાર, સુશોભન, સુંદરતા,આકર્ષકતા, સજાવટ, મોહકતા, શૃંગાર, મોહિત, મુગ્ધતા, નિરામયતા, સુસજજતા, સુસંગતતા, સૌમ્યતા, સૌષ્ઠવતા, અને મનોહરતાના સોળે શણગાર સજીને સુહાગ રાતનો અનેરો આનંદ માણવાની પ્રતિક્ષામાં પોતાના સરતાજના આગમનની છડી પોકારતી મોજડીની ચર... ચર... દવનિ સાંભળવાની ઉત્સુકતા માં કાન ધરીને બેઠી હોય.

### પણ?

શું તમોએ એવી કોઈ દુલ્હન જોઈ છે ? અથવા એવી દુલ્હનનું કલ્પના ચિત્ર તમારા સ્મરણ પટ ઉપર અંકિત થયું છે, કે જે સૌંદર્ય અને શૃંગારના સમગ્ર આદર્શોની પરિપૂર્ણતા સાથે સજી-ધજી અને બની-ઠનીને બેઠી હોય, નવોઢા સ્વરૂપે સ્ત્રીત્વના બધા લક્ષણો દ્રષ્ટિમાન થતા હોય, પણ અપવાદરૂપે તેણીના નાજુક અને કોમળ મુખડા ઉપર લાંબી અને ઘટ્ટ દાઢી પણ હોય. નહીં... નહીં... કદાપી નહીં... દુલ્હન માટે આવી કલ્પના કે વાસ્તવિકતા શકય જ નથી. આ ધરતી ઉપર ફકત એક પણ સ્ત્રી એવી મળવી અશકય છે, જે રૂપ શૃંગારના આભુષણો દ્વારા કોમળતાની મહારાણી હોય અને સાથે તેણીના ચાંદ જેવા મુખડા ઉપર 'મરદ' જેવી બલ્કે 'મોલાના'

જેવી લાંબી દાઢી હોય.

સબ્ર કરો, ધીરજથી કામ લો, આટલા બધા ઉતાવળા અને ઉત્તેજીત ન બનો. અમો વાંચક મિત્રોને આવી **'ભાયડા છાપ નવોઢા'** ના કાલ્પનિક રેખા ચિત્ર પ્રત્યે દ્રષ્ટિપાત કરાવી રહયા છીએ. **'સોનાની થાળીમાં લોઢાની મેખ'** જેવી દુલ્હનના ચહેરાની દાઢી ની વાત ગળે ઉતરે તેવી નથી, પણ વહાબી, દેવબંદી અને તબલીગી જમાઅતના પેશ્વાઓના જીવન વૃતાંત ઉપર આધારિત કિતાબમાં આવી **દાઢીવાળી દુલ્હન**નું વર્ણન પ્રાપ્ય છે. લો, તમો સ્વંય પોતાની આંખોથી તે ઘટના વાંચો. વહાબી, દેવબંદી અને તબલીગી જમાઅતના પેશ્વા કે જેને તેઓ **'મુજદ્દિદ'** અને **'ઈમામ રબ્બાની'**ના આદરણીય વિશેષણથી નવાઝે છે, તે **મોલ્વી રશીદ અહમદ ગંગોહી**ના જીવન વૃતાંત ઉપર દેવબંદી વર્ગના આધારભૂત વેત્તા મોલ્વી **આશિક ઈલાહી મેરઠી** એક ઘટનાનું વર્ણન કરતાં લખે છે કે :

''ایک بار ارشاد فرمایا: میں نے ایک بار خواب دیکھا تھا کہ مولوی محمد قاسم صاحب عروس کی صورت میں ہیں اور میرا ان سے نکاح ہوا ہے۔ سو جس طرح زن وشوہر میں ایک کو دوسرے سے فائدہ پہونچتا ہے، اسی طرح مجھے ان سے اور انھیں مجھ سے فائدہ پہونچا ہے۔ اُنھوں نے حضرت رحمۃ اللہ علیہ کی تعریف کر کے ہمیں مرید کرایا اور ہم نے حضرت سے سفارش کر کے اُنھیں مرید کرادیا۔ حکیم محمد صدیق صاحب کاندھلوی نے کہا ''اَلرِّجَالُ قَوَّامُوْنَ عَلَی النِّسَاءِ''۔ آپ نے فرمایا: ہاں، آخر اُن کے بچوں کی تربیت کرتا ہی ہوں''

**حوالہ:**

(۱) ''تذکرۃ الرشید'' (پرانا ایڈیشن)، مؤلف: مولوی عاشق الٰہی میرٹھی، ناشر: مکتبۃ الشیخ، محلّہ مفتی، سہارنپور (یو. پی) جلد: (۲)، ص: (۲۸۹)

(۲) ''تذکرۃ الرشید'' (نیا ایڈیشن)، مؤلف: مولوی عاشق الٰہی میرٹھی، ناشر: دار الکتاب، دیوبند، سن اشاعت ۲۰۰۲ء، جلد: (۲)، ص: (۳۶۲)



**ઉપરોક્ત ઇબારત નો ગુજરાતી અનુવાદ અને હવાલો:-**

**"એક વખત ઈર્શાદ ફરમાવ્યું કે : મૈં એક વખત સ્વપ્ન જોએલું કે મોલ્વી મુહમ્મદ કાસિમ સાહેબ દુલ્હનના સ્વરૂપમાં છે અને તેઓની સાથે મારો નિકાહ થયો છે. તો જેવી રીતે પત્નિ અને પતિમાં એકને બીજાથી ફાયદો પહોંચે છે, તેવી રીતે મને તેઓથી અને તેઓને મારાથી ફાયદો થયો છે. તેમણે હઝરત રહેમતુલ્લાહે અલૈહેના વખાણ કરીને મને હઝરતનો મુરીદ બનાવ્યો અને મૈં હઝરતને ભલામણ કરીને તેઓને મુરીદ કરાવી દીધા. હકીમ મુહમ્મદ સિદ્દીક સાહેબ કાંધલ્વીએ કહયું 'અર્રિજાલો-કવ્વામુના -અલન-નિસાએ' આપે ફરમાવ્યું: હા, અંતે તેઓના બાળકોનું પાલન પોષણ કરૂં જ છું ને"**

**હવાલો :-**

(૧) **"તઝકેરતુર્રશીદ"** (જુની આવૃતિ), સંપાદક : મોલ્વી આશિક ઈલાહી મેરઠી, પ્રકાશક:- મકતબ-એ-શૈખ, મહોલ્લા મુફ્તી-સહારનપુર (યુ.પી.) ભાગ નં. ૨, પેઈજ નં. ૨૮૯.

(૨) **"તઝકેરતુર્રશીદ"** (નવી આવૃતિ), સંપાદક : મોલ્વી આશિક ઈલાહી મેરઠી, પ્રકાશક : દારૂલ કિતાબ-દેવબંદ (યુ.પી.) પ્રકાશન વર્ષ ઈ.સ.૨૦૦૨ ભાગ નં.૨, પેઈજ નં.૩૬૨.

**વર્ણનીય ફકરા ઉપર કોઈપણ જાતનું વિવેચન કે ટીકા ટીપ્પણી કરતાં પહેલાં એક વિશેષ હવાલો વાંચકોની સેવામાં રજૂ છે :-**

"آپ ایک مرتبہ خواب بیان فرمانے لگے کہ مولوی محمد قاسم کو میں نے دیکھا کہ دلہن بنے ہوئے ہیں اور میرا نکاح ان کے ساتھ ہوا۔ پھر خود ہی تعبیر فرمائی کہ آخران کے بچوں کی کفالت کرتا ہی ہوں"

**حوالہ:**

(۱) "تذکرۃ الرشید" (قدیم ایڈیشن)، مؤلف: مولوی عاشق الٰہی میرٹھی، ناشر: مکتبۃ الشیخ، محلّہ مفتی، سہارن پور (یو-پی) جلد: (۱)، ص: (۲۴۵)

(۲) "تذکرۃ الرشید" (جدید ایڈیشن)، مؤلف: مولوی عاشق الٰہی میرٹھی، ناشر: دارالکتاب، دیوبند، سن اشاعت ۲۰۰۲ء، جلد: (۱)، ص: (۳۴۲)

▣ **ઉપરોક્ત ઇબારત નો ગુજરાતી અનુવાદ અને હવાલો:-**

**"આપ એક વખત પોતાનું સ્વપ્ન વર્ણન કરવા લાગ્યા કે મોલ્વી મુહમ્મદ કાસિમને મેં જોયા કે તેઓ દુલ્હન બન્યા છે અને મારો નિકાહ તેઓની સાથે થયો. ત્યારબાદ ખૂદે જ તા'બીર (સ્વપ્ન નો ખુલાસો) વર્ણન કરી કે અંતે તેઓના બાળકોનું ભરણપોષણ કરૂં જ છું ને"**





**હવાલો :-**

(૧)**"તઝકેરતુર્રશીદ"** (જુની આવૃતિ), સંપાદક : મોલ્વી આશિક ઈલાહી મેરઠી, પ્રકાશક : મકતબ-એ-શૈખ, મહોલ્લા મુફ્તી-સહારનપુર (યુ.પી.) ભાગ નં. ૧, પેઈજ નં. ૨૪૫.

(૨) **"તઝકેરતુર્રશીદ"** (નવી આવૃતિ),સંપાદક : મોલ્વી આશિક ઈલાહી મેરઠી, પ્રકાશકઃ- દારૂલ કિતાબ-દેવબંદ (યુ.પી.) પ્રકાશન વર્ષ ઈ.સ.૨૦૦૨, ભાગ નં.૧, પેઈજ નં.૩૪૨.

**સૌ પ્રથમ ફકરા નં. ૧ એટલે કે 'તઝકેરતુર્રશીદ' (જુની આવૃતિ)ના ભાગ નં. ૨, પેઈજ નં. ૨૮૯માં વર્ણનીય કુરઆને મજીદની આયતે કરીમા 'અર્રિજાલો કવ્વામૂના-અલન-નિસાએ' (اَلرِّجَالُ قَوَّامُوْنَ عَلَى النِّسَاءِ)ના અનુસંધાને બહુ જ સંક્ષિપ્તમાં ચર્ચા કરીએ. આ મુબારક આયત કુરઆને મજીદના પારા નં.૫ સૂરએ નિસાની આયત નં. ૩૪ છે. આ આયતનો ઉર્દુ તર્જુમો "મર્દ અફસર હૈં ઓરતોં પર" (કન્ઝુલ ઈમાન) થાય છે. આ આયત અંગે ફકત એટલી જ જાણકારી મગજમાં સંગ્રહી રાખો. ઈન્શાઅલ્લાહ! 'તઝકેરતુર્રશીદ' કિતાબના ઉપરોકત વર્ણનીય બન્ને ફકરાઓના અનુસંધાને કરવામાં આવનારા વિવેચનના અનુસંધાને એ વાતનો ઘટસ્ફોટ કરવામાં આવશે, કે વહાબી દેવબંદી વર્ગના અનુકરણીય પેશ્વાઓ એ પોતાના ધૃણાસ્પદ અને ગંદા સ્વપ્નને યોગ્ય પુરવાર કરવા માટે કેવી હલકી વિચાર સરણી વ્યકત કરી છે. પુરૂષના પુરૂષથી લગ્ન અને વિવાહીત સબંધની યોગ્યતા પુરવારિત કરવા માટે કુરઆને મજીદની મુકદ્દસ આયતના અર્થ અને મૂળ ભાવાર્થ તથા**

મર્મનો અર્નથ કરીને વિકૃત માનસના તિરસ્કૃત તર્ક સ્વરૂપે મારી મરોડીને રજૂ કરવાની ચેષ્ટા કરવામાં આવી રહી છે.

દરેક વ્યકિત સ્વપ્ન જુએ છે. કયારેક સારૂં તો કયારેક ખરાબ. ઘણી વખત ઉંઘમાં ભયાનક અને ખોફનાક દ્રશ્યો પણ દેખાય છે. યુવાન વ્યકિતને ઘણી વખત બલ્કે અવાર–નવાર વાસના અને જાતિય સબંધને લગતા કામોત્તેજક સ્વપ્નો દેખાય છે. જેના કારણે તેને 'એહતલામ' (સ્વપ્નદોષ) પણ થાય છે અને તેના ઉપર 'ગુસ્લ' કરવું લાઝમી થઈ જાય છે, પણ વાંચક મિત્રો! ઈન્સાફથી બતાવશો, કે જે વ્યકિતને આવા કામોત્તેજક (Lasciviousness) સ્વપનો આવે છે, તે શું લોકોને પોતાના સ્વપનો કહેતો ફરે છે? પોતાના ગંદા ખ્વાબોનો ઢંઢેરો પીટે છે? હરગિઝ નહીં, બલ્કે પોતાના આપ્તજનોથી પણ પોતાનું સ્વપ્ન નથી કહેતો. જો વહેલી સવારે ગુસ્લ કરતી વખતે કોઈ કારણ પૂછે છે, તો તે ફકત એટલું કહીને વાત ટાળી દે છે, કે **નીદમેં ગુસ્લકી હાજત હો ગઈ.**

એક મહત્વની બાબત પ્રત્યે લક્ષ આપવું પણ ઝરૂરી છે, કે માનસ શાસ્ત્રીઓ (Psychologist) ના ઊંડાણપૂર્વકના સંશોધન દ્વારા એવું ફલિત થયું છે, કે માણસ જે બાબત અંગે દિવસે સતત વિચારતો હોય છે, તેના વિષે રાત્રે સ્વપ્ન પણ જુએ છે. જો કોઈ યુવક કોઈ યુવતિ ઉપર મોહી પડયો હોય અને દરેક પળ તેણી વિષે જ વિચારતો હોય અને તેણીને પામવાની ઝંખનામાં રાચતો હોય, તો રાત્રે ઉંઘમાં પણ તેને પોતાની પ્રેમિકાના જ સ્વપનો આવશે અને સ્વપ્નમાં તે તેણીની સાથે કેવી–કેવી અને શું શું ચેષ્ટાઓ કરશે, તેનું વર્ણન અહીં અશોભનીય





ગણાશે. ટુંકમાં ફકત એટલું કે દિવસે સતત દિમાગમાં ઘૂમનારા વિચારો રાત્રે ઉંઘમાં પ્રતિબિંબક છાયા બનીને દેખાય છે.

કોઈ પુરૂષ કોઈ સ્ત્રી પ્રત્યે આકર્ષણ અનુભવે અને તેણી ઉપર મોહી પડે, તે સ્વભાવિક અને પ્રાકૃતિક બાબત છે. વિજાતિય વ્યકિત પ્રત્યે આકર્ષણ અને મોહપ્રેમ એક કુદરતી બાબત છે. પરંતુ એક પુરૂષને અન્ય પુરૂષ પ્રત્યે આકર્ષણ (Inclination) થાય અને પુરૂષ–પુરૂષ વચ્ચે સજાતિય કામુક અને વાસના તૃપ્તિ સબંધો સ્થાપિત થાય, તે સૃષ્ટિ વિરૂધ્ધનું, ધર્મ અને સમાજ વિરૂધ્ધનું, પ્રકૃતિ વિરૂધ્ધનું અને અકુદરતી છે. પુરૂષ અને સ્ત્રીના લગ્ન શકય બલ્કે માનવજાતિની પ્રારંભથી ચાલી આવતી પરંપરા છે, પણ પુરૂષના પુરૂષથી લગ્ન તો એક અકલ્પનિય બાબત છે. વિશ્વનો કોઈપણ ધર્મ અને સભ્ય સમાજ આવા સલૈંગિક અને સૃષ્ટિ વિરૂધ્ધના સબંધોને માન્ય નથી રાખતો.

પુરૂષના પુરૂષની સાથે સજાતિય સબંધો બાંધીને પોતાની વાસનાથી તૃપ્તિ કરનારા લોકો પણ આ ધરતી ઉપર અસ્તિત્વ ધરાવે છે. તેવા લોકોને Sodomy (સોડમી) એટલે કે સૃષ્ટિક્રમ વિરૂધ્ધ જાતિય સબંધ સ્થાપિત કરનાર પુરૂષ કહેવામાં આવે છે.જેને ઉર્દુ ભાષામાં "લવાતત" કરનેવાલા અને ગુજરાતીમાં લોંડેબાઝ કહેવામાં આવે છે. મહાન નબી હઝરત લૂત અલૈહિસ્સલાતો–વસ્સલામના સમયકાળ પહેલાં "લવાતત" (Homosexuality) એટલે કે "સૃષ્ટિક્રમ વિરૂધ્ધનો સજાતિય સંબંધ" એટલે શું? તે કોઈ નહોતું જાણતું. સમલીંગી વ્યકિતની સાથે વાસના અને કામોત્તેજના તૃપ્ત કરી શકાય, તેની કોઈને જાણ જ ન હતી.



www.markazahlesunnat.com

સજાતીય સંબંધ કઈ બલાનું નામ છે, તેની કોઈને ખબર ન હતી. આ ધૃણાસ્પદ કૃત્યનો આરંભ "ઈરાક" ના "સુદૂમ' નામના શહેરમાં વસવાટ કરતી પ્રજાને શૈતાને આ કામ શીખવ્યું. હઝરત લૂત અલૈહિસ્સલામના સમયમાં સુદૂમ શહેરમાં હઝરત લૂત અલૈહિસ્સલામની કૌમ ઘણી જ સુખી અને સમૃધ્ધ હતી. શૈતાને "કૌમે લૂત" ને ગુમરાહ કરીને લવાતતના બુરા કામમાં સંડોવી દીધી. જેનું વિસ્તૃત વર્ણન કુરઆને મજીદની તફસીર અને હદીષોમાં છે.

"લવાતત" ના ધૃણાસ્પદ કાર્યની કુરઆને મજીદમાં સખ્ત શબ્દોમાં ઝાટકણી કાઢવામાં આવી છે. અહી ફક્ત એક આયત રજૂ છે.

آیت :

"وَلُوْطًا اِذْ قَالَ لِقَوْمِهٖٓ أَتَاْتُوْنَ الْفَاحِشَةَ مَا سَبَقَكُمْ بِهَا مِنْ اَحَدٍ مِّنَ الْعٰلَمِيْنَ ○ اِنَّكُمْ لَتَأْتُوْنَ الرِّجَالَ شَهْوَةً مِّنْ دُوْنِ النِّسَآءِ ط بَلْ اَنْتُمْ قَوْمٌ مُّسْرِفُوْنَ"

(پارہ (۸)، سورۃ الأعراف، آیت (۸۰) اور (۸۱)

ترجمہ:-

"اورلوط کو بھیجا، جب اس نے اپنی قوم سے کہا کہ کیا وہ بے حیائی کرتے ہو، جو تم سے پہلے جہان میں کسی نے نہ کی ⊙ تم تو مردوں کے پاس شہوت سے جاتے ہو عورتیں چھوڑ کر، بلکہ تم لوگ حد سے گزر گئے"

(کنزالایمان)





**ઉર્દૂ લિપિયાંતર**

"ઔર લૂત કો ભેજા, જબ ઉસને અપની કૌમ સે કહા કે કયા વો બે-હયાઈ કરતે હો, જો તુમ સે પહેલે જહાંન મેં કિસી ને ન કી ૦ તુમ તો મર્દો કે પાસે શહેવત સે જાતે હો, ઓરતેં છોડ કર, બલ્કે તુમ લોગ હદ સે ગુઝર ગએ" (કન્ઝુલ ઈમાન)

પારા નં. ૮, સુરએ-એ'રાફ, આયત નં. ૮૦ અને ૮૧

**ગુજરાતી અનુવાદ**

"અને લૂતને મોકલ્યા, જયારે તેમણે પોતાની કોમને કહયું કે કેવી બે-હયાઈ (શરમ વિહોણી બાબત) કરો છો? જેનું આચરણ તમારા પહેલાં વિશ્વમાં કોઈએ નથી કર્યુ ૦ તમો તો પુરૂષો પાસે વાસનામય જાઓ છો, સ્ત્રીઓને તજીને, બલ્કે તમોએ હદ વટાવી નાખી"

પારા નં. ૮, સુરએ-એ'રાફ, આયત નં. ૮૦ અને ૮૧

ટુંકમાં સજાતિય સંબંધો સ્થાપિત કરવાની બલા શૈતાને શિક્ષણ આપવાના પ્રતાપે હઝરત લૂત અલૈહિસ્સલાતો વસ્સલામની કૌમે આરંભી. શૈતાને આ બલાનું શિક્ષણ કૌમે લૂતને શા માટે? અને કેવી રીતે આપ્યું? તેની વિસ્તૃત છણાવટ કુરઆને મજીદની તફસીરની કિતાબોમાં આલેખાયેલી છે. અહીં તફસીરે કુરઆનની ચાર (૪) આધારભૂત કિતાબો થી એક હવાલો પ્રસ્તુત છે.

شہرسدوم نہایت ہی، سرسبز وآباد تھا۔ وہاں طرح طرح کے اناج، پھل اور میوے بکثرت پیدا ہوتے تھے۔ نیز وہاں کی آب وہوا بھی فرحت بخش تھی۔ شہرسدوم کی خوشحالی اور زرخیزی کی وجہ سے قرب وجوار کے لوگ وہاں سیر وتفریح کے لیے گاہے گاہے آیا کرتے تھے اور اپنے پہچان کے لوگوں یا رشتہ داروں کے یہاں مہمان بن کر ٹھہرتے تھے۔ ہر گھر میں روزانہ کوئی نہ کوئی مہمان ضرور ہوتا تھا۔ شہر کے لوگوں کو بحیثیت میزبان مہمانوں کی خاطر تواضع اور مہمان نوازی کا بوجھ اُٹھانا پڑتا تھا اور مہمانوں کی خدمت میں ان کا کافی مال اور وقت صرف ہوتا تھا۔ روز بروز مہمانوں کی آمد اور انکی مہمان نوازی سے لوگ کبیدہ خاطر اور تنگ ہو چکے تھے لیکن مہمانوں کی بکثرت آمد کا غیر منقطع سلسلہ جاری تھا۔ لیکن اخلاقی طور واطوار اور سماجی مراسم کا لحاظ کرتے ہوئے بادِل ناخواستہ بھی وہ مہمانوں کو ''خوش آمدید'' کہہ کر حتی الامکان اور حسبِ استطاعت ان کی خاطر داری کرتے تھے۔

ایک عرصۂ دراز تک مہمانوں کی خاطر داری کرتے کرتے شہر ''سدوم'' کے باشندے اُکتا گئے تھے اور اب مہمانوں کو آنے سے روکنے کی کوئی تدبیر اور صورت تلاش کرتے تھے۔ ایسے ماحول میں شیخ نجدی یعنی ابلیس لعین شہر ''سدوم'' میں ایک بوڑھے شخص کی صورت میں نمودار ہوا اور مہمانوں سے تنگ آئے ہوئے میزبان لوگوں کو جمع کر کے ان کو مشورہ دیا کہ اگر واقعی تم مہمانوں کی آمد سے پریشان ہو اور اس پریشانی سے نجات حاصل کرنا چاہتے ہو، تو میں تم کو ایک آسان تدبیر بتاتا ہوں اور وہ یہ ہے کہ جب کبھی تمہارے یہاں کوئی مہمان آکر ٹھہرے، تو اس کے ساتھ زبردستی بدفعلی کرو۔ ایک مرتبہ



تمہاری اس حرکت کا تجربہ کرنے والا پھر کبھی تمہارے یہاں آنے کی جرأت و ہمت نہیں کرے گا۔ اور رفتہ رفتہ یہ بات پھیل جائے گی کہ تمہاری بستی میں آنے والے مہمان کی جبراً ''عصمت دری'' ہوتی ہے۔ تو پھر لوگ تمہارے یہاں آتے ہوئے جھجک محسوس کریں گے بلکہ اپنی مردانہ عصمت لُٹ جانے کے خوف سے تمہاری بستی میں پاؤں تک نہیں رکھیں گے۔

چنانچہ ابلیس لعین سب سے پہلے خوبصورت لڑکے کی شکل میں مہمان بن کر شہر ''سدوم'' میں آیا اور بستی والوں سے خوب خوب بدفعلی کرائی۔ خود مفعول بن کر بستی والوں کو لواطت کا فعل قبیح سکھایا اور رفتہ رفتہ بستی والے اس غیر فطری کام کے اس قدر عادی بن گئے کہ اپنی عورتوں کو چھوڑ کر مردوں سے اپنی شہوت پوری کرنے لگے۔''

حوالہ: (۱) تفسیر روح البیان، جلد:۳، ص:۱۹۷
(۲) تفسیر خزائن العرفان، ص:۲۸۹
(۳) صاوی، جلد:۲، ص:۷۵ اور
(۴) عجائب القرآن، ص:۱۲۷

**ઉપરોક્ત ઇબારત નો ગુજરાતી અનુવાદ અને હવાલો:-**

**શહેર 'સુદૂમ' (Sudom) ઘણું જ આબાદ અને સમૃધ્ધ હતું. તે શહેરમાં દરેક પ્રકારના ધાન અને ફળો વિશેષ સંખ્યામાં પૈદા થતા હતાં. ઉપરાંત, ત્યાંની આબોહવા પણ સ્વાસ્થ્ય વર્ધક હતી. સુદૂમ શહેરની સમૃધ્ધિ અને પ્રાકૃતિક સંપત્તિથી આકર્ષાઈને આસપાસના વિસ્તારના**

લોકો વારંવાર હરવા-ફરવા માટે આવી ચઢતા હતા અને પોતાના ઓળખીતા અથવા સગાસબંધીને ત્યાં મહેમાન બની ને ધામા નાખતા હતા. દરેક મકાનમાં પ્રત્યેક દિવસે કોઈને કોઈ અતિથિ અવશ્ય હોય જ. શહેરના લોકોને યજમાનની હૈસિયતથી આવેલા મહેમાનોની આગતા-સ્વાગતાનો બોજ ઉપાડવો પડતો હતો અને મહેમાનોની સેવા અને સન્માનમાં તેઓની ઘણી જ સંપત્તિ અને ઘણો જ સમય વેડફાતો હતો. દર રોજ મહેમાનોના આગમનથી તેઓ કંટાળી અને ત્રાસી ગયા હતા, પણ વધુમાં વધુ સંખ્યામાં મહેમાનોની પધરામણીની વણથંભી વણઝાર ચાલુ જ હતી. સમાજના રીત રિવાજો અને સંસ્કારના ઉચ્ચગુણોને અનૂસરીને કચવાતા મને પણ આવનારા મહેમાનોને સ્મિત વદને 'ભલે પધાર્યા' કહીને આવકારતા હતા અને યથાશકિત તેઓના સત્કાર અને મહેમાન નવાઝીની સેવા બજાવતા હતા.

લાંબા સમયથી આવી રીતે મહેમાનોની સેવા ચાકરી કરી કરીને સુદૂમ શહેરના રહેવાસીઓ ત્રાહીહામ પોકારી ગયા હતા અને મહેમાનોને આવતા રોકવાની યુકિત શોધી રહયા હતા. આવા સંજોગ અને વાતાવરણમાં "શૈખે-નજદી" એટલે કે ઈબ્લીસે લઈન (શૈતાન) એક વૃધ્ધ આદરણીય બુઝુર્ગ સ્વરૂપે પ્રગટ થયો અને મહેમાનોથી ત્રાસી ગએલા શહેરીજનોને ભેગા



કરીને સલાહ આપી, કે જો વાસ્તવમાં તમો મહેમાનોથી થાકી ગયા છો અને આ મુસીબતથી કાયમી ધોરણે છુટકારો મેળવવા ઈચ્છો છો, તો હૂં તમને એક સરળ યુકિત સુચવું છું અને તે એ છે કે જયારે પણ તમારે ત્યાં કોઈ મહેમાન આવી ચડે અને તમારે ત્યાં રોકાઈ જાય, તો તમે તે મહેમાનની સાથે બળજબરીથી બદ-ફૈલી (બુરૂંકામ) કરો એક વખત તમારી બળજબરીનો ભોગ બનેલો મહેમાન કદી પણ તમારે ત્યાં આવવાની હિંમત નહી કરે. ધીરેધીરે આ વાત ચૌમેર ફેલાઈ જશે કે તમારે ત્યાં આવનાર મહેમાનની સાથે તમે લોકો બળજબરીથી કામવાસના સંતોષો છો. પરિણામ સ્વરૂપે બહારગામના લોકો તમારા શહેરમાં મહેમાન બનીને આવતા હિચકિચાટ અનુભવશે, બલ્કે પોતાની "મર્દાના આબરૂ" લુંટાવવાની બીકે તમારા શહેરમાં પગ પણ નહીં રાખે.

આવી સલાહ આપી શૈતાન ચાલ્યો ગયો. ત્યારબાદ શૈતાન ખૂદ જ સૌ પ્રથમ એક ખૂબસૂરત છોકરાના સ્વરૂપે મહેમાન બનીને સુદૂમ શહેરમાં આવ્યો અને શહેરીજનો પાસે ખૂબ જ "બદ-ફૈલી" કરાવી. સ્વંય "મફઉલ" (કર્મ-કારક) બનીને શહેરીજનોને "લવાતત"નું બુરૂં કામ શીખવ્યું. ધીરેધીરે શહેરના લોકોને સૃષ્ટિવિરૂધ્ધના આ બેશરમીના કામનો એવો ચસ્કો લાગ્યો કે તેઓ તેના બંધાણી બની ગયા.

> એવી 'લત' લાગી કે સજાતિય સબંધના શોખીન બની ગયા. ત્યાં સુધી કે પોતાની સ્ત્રીઓને તજીને પુરૂષોથી પોતાની વાસના સંતોષવા લાગ્યા.
>
> **હવાલો :-**
>
> (૧) **તફસીર રૂહુલ બયાન,** ભાગ ૩, પેઈજ નં. ૧૯૭
>
> (૨) **તફસીર ખઝાઈનુલ ઈરફાન,** પેઈજ નં. ૨૮૯
>
> (૩) **તફસીર સાવી,** ભાગ-૨, પેઈજ નં.૭૫
>
> (૪) **અજાઈબુલ -કુરઆન** પેઈજ નં. ૧૨૭

**"લવાતત"** એટલે હોમોસેક્સ એટલે સૃષ્ટિ વિરૂધ્ધનું કર્મ. જેને સરળ ભાષામાં 'સજાતિય સબંધ' અથવા દેશી ગામઠી ભાષામાં 'લોંડા બાઝી' કહેવામાં આવે છે, તેની આદત મોટાભાગે કુમળી યુવા વયે પડે છે અને તે વયના યુવાનોને **'ટીનએજર્સ'** (Teen's Agers) એટલે કે **૧૩ વર્ષ**થી લઈને **૧૯ વર્ષ** સુધીના યુવાનો કહેવામાં આવે છે. જયારે કોઈ ટીનએજર્સ યુવાન નોકરી અથવા અભ્યાસાર્થે પોતાના ઘર અને વતનને છોડીને કોઈ શહેરમાં જાય છે અને ત્યાં કોઈ બોર્ડીંગ અથવા છાત્રાલયમાં રહેવાનું આરંભે છે, ત્યારે શરૂ શરૂમાં ગભરામણ અનુભવે છે. નવા વાતાવરણમાં મન લાગતું નથી. ઘરની યાદ આવે છે. નોકરી અથવા અભ્યાસ છોડી દઈને વતન પરત ચાલ્યા જવાની પ્રબળ ઈચ્છા થાય છે. પણ સંજોગોને આધિન થઈને ઉચાટ મને પણ નોકરી અથવા અભ્યાસ માટે રોકાય છે. નવું શહેર, નવી વસ્તી, નવા લોકો, નવા રિવાજો, નવી પ્રથાઓ, નવા સહકર્મચારીઓ અથવા સહપાઠીઓ, નવી રહેણી-કરણી વગેરેને અનુરૂપ બનીને સેટ થવાનો પ્રયાસ કરે છે અને ધીરે ધીરે તે નવા વાતાવરણને અનુકૂળ થઈ જાય છે. અમુક સમય પછી તેનું મન હવે નવા વાતાવરણમાં લાગતું જાય છે. સમાન વયના વિદ્યાર્થીઓ અથવા કર્મચારીઓ સાથે ઓળખાણ થાય છે અને અમુકની સાથે મિત્રતા બંધાય છે. અમુક મિત્રો સાથે ગાઢ સબંધ બંધાય છે. ધીરેધીરે તે દોસ્તી એટલી ગાઢ બને છે, કે હવે મિત્ર વગર ચાલે તેમ નથી. હવે ઘરે જવાની લેશ માત્ર ઈચ્છા નથી થતી. મિત્રની જુદાઈ હવે પાલવે તેમ નથી. જેથી રજાઓમાં પણ મને-કમને ઘરે જાય છે. મિત્રની મિત્રતા અને પ્રેમ મિશ્રિત સબંધ એટલો ગાઢ બને છે, કે હવે બન્ને મિત્રો **"એક આત્મા-બે શરીર"** ની કક્ષામાં પહોંચી જાય છે.

રાત-દિવસ એક સાથે રહેવું, એક જ કલાસમાં અભ્યાસ, સાથે ખાવું, પીવું, હરવું, ફરવું, હોસ્ટેલમાં સાથે રહેવું, એક બીજાના સુખ-દુઃખના ભાગીદાર બનીને સુખ દુઃખ આપસમાં વહેંચવા, હમદર્દી, સહકાર, આત્મીયતા, પ્રેમ, હુંફ, સાથ, સથવારો, ત્યાગની ભાવના, સમર્પણ, લાગણી, વિશ્વાસ, હમરાઝ, આદર, સન્માન અને લાગણીના તાંતણાઓમાં એવો ગુંથાઈ જાય છે, કે હવે તે સબંધ સામાન્ય કક્ષાનો નથી રહેતો, બલ્કે દ્રઢ, અતૂટ, કાયમી, વિસ્તૃત, અખંડ અને બેનમૂન કક્ષાનો બની જાય છે. હવે તો ઘરની યાદ સુધ્ધાં નથી આવતી. વેકેશન અથવા વાર-તહેવારની રજાઓમાં ઘરે જાય છે, તો હવે રજાના દિવસો કપાતા નથી. માંડ માંડ દિવસો પસાર થાય છે. દરેક પળ મિત્રની યાદ સતાવે છે. મિત્રના વિરહમાં તડફડે છે અને કયારે રજાઓ પૂરી થાય અને પરમ મિત્ર સાથે મિલનની ઘડી આવે, તેની ઝંખના કરે છે. આ એક એવી

લાગણી અને જઝબો છે, જે ધીરે ધીરે અજાણ અને અણસમઝ મહોબ્બતનું રૂપ ધારણ કરે છે. સતત સંગાથે રહેવાના કારણે હવે બન્ને વચ્ચે ક્ષોભ, લજ્જા, શરમ, ગુપ્તતા, પારકું, પરાયું વગેરે જેવો બાધ નથી રહેતો. બલ્કે નિખાલસતા, આત્મીયતા અને સમર્પણતાની ભાવના એટલી પ્રબળ બને છે, કે હવે બન્ને વચ્ચેના સબંધો એટલા વિકસીત બને છે, કે ઠઠ્ઠા, મશ્કરી, ધોલ-ધપાટ,છેડ-છાડ, બે-શરમી, બે-પરદગી,, અસભ્યતા, મીઠો ઝઘડો, શાબ્દિક યુધ્ધ વિગેરે જેવી બાબતો સામાન્ય વલણ બની જાય છે. ક્યારેક વિચારભેદના અનુસંધાને ઉગ્ર ચર્ચા અને વિવાદ થાય. થોડીવાર માટે અબોલા પણ થાય અને પછી તરત જ રિસામણા-મનામણાની પ્રણાલિકા મુજબ બધું જ વિસરી જઈ એકબીજામાં લીન થઈ જવું, એકબીજાને વળગવું, ચોંટવું, બાહોંમાં જકડવું, ગળે મળવું, એક બીજાને ભીંસવું, ચીમટવું, ગુંગળાવવું, પ્રેમધારામાં ભીંજવવું બલ્કે પ્રેમના અતિ આવેશમાં આવીને ચુંબન કરવું સામાન્યત અને વારંવાર અસ્તિત્વમાં આવે છે અને કોઈ જાતનો ક્ષોભ અનુભવવામાં નથી આવતો.

યુવાનીનો પ્રારંભિક તબક્કો, જવાનીનું જોશ, અપરિપક્વ બુધ્ધિ, બિનઃઅનુભવી અને પરિણામથી અજાણ માનસિકતા, એક બીજા પ્રત્યેનો અપાર પ્રેમ, નિખાલસ દોસ્તી, લાગણીઓનો ધોધ, આત્મીયતા અને સમર્પણનો મનમાં ઉછળતો સમુદ્ર, રાતની નિરવ શાંતિ, એકાંત, પાસે પાસે સુવું, તેમાં શૈતાનનું બહેકાવવું, મનના ઉત્સુક ભાવો વાસના રૂપે કીડા સ્વરૂપે ખદબદે, એક બીજામાં સમાઈ જવાની લાગણી ઉદભવે, તેવા સંજોગમાં 'ટીન-એજર્સ-યુવાન'નો પગ લપસે, તેમાં કોઈ નવાઈ નથી. લાગણી પોષવાના નામે વાસનાની તૃપ્તીના દુષણમાં ફંગોળાય જાય છે. પ્રકૃતિ અને સૃષ્ટિના નિયમોને નેવે મુકીને સજાતિય સબંધના કાદવથી ખરડાય છે. સંસ્કાર વિહોણા અને ધૃણાસ્પદ આચરણની એવી લત લાગે છે, કે તેનો કાયમી વ્યસની અને બંધાણી બની જાય છે. ઉર્દુ ભાષાની મશ્હૂર કહેવત **'આદત ફિતરતે સાનીયા હૈ'** એટલે કે આદત પણ એક પ્રકારની પ્રકૃતિ છે, મુજબ યુવાનીની કુમળી વયે 'લવાતત' (Sodomy)ના ધૃણાસ્પદ આચરણના 'દલદલ'માં એવો ખૂંપે છે કે જીવનની અંતિમ ક્ષણ સુધી બહાર નથી નિકળી શકતો. (ઈલ્લા-મા-શાઅલ્લાહ એટલે કે અલ્લાહ જેને ચાહે તેને બચાવે છે)

હવે આપણે મૂળ વિષય ઉપર આવીએં **'તઝકેરતુર્રશીદ'** કિતાબની રજૂ કરવામાં આવેલી બન્ને ઈબારતો (ફકરા) કે જેમાં વહાબી-દેવબંદી વર્ગના પેશ્વા **મોલ્વી રશીદ અહમદ ગંગોહી સાહેબ**ના ખ્વાબ (સ્વપ્ન)નું વર્ણન છે, કે ગંગોહી સાહેબને એવું સ્વપ્ન આવ્યું કે **મોલ્વી કાસિમ નાનોત્વી સાહેબ** દુલ્હન બન્યા છે અને ગંગોહી સાહેબનો નાનોત્વી સાહેબ (સાહેબા) સાથે નિકાહ થયો. આ બન્ને ઈબારતો ઉપર સંક્ષિપ્તમાં વિવેચન કરીએ.

- ***મોલ્વી રશીદ અહમદ ગંગોહીનો જન્મ :*** **૬, ઝિલહિજ્જહ - સન હિજરી ૧૨૪૪ ના રોજ થએલો.**
- ***મોલ્વી કાસિમ નાનોત્વીનો જન્મ :*** **૧૨, સફર - સન હિજરી ૧૨૪૮ ના રોજ થએલો.**

**હવાલો :-**

(૧)**'તઝકેરતુર્રશીદ'** (નવી આવૃતિ) સંપાદક : મોલ્વી આશિક ઈલાહી મેરઠી, પ્રકાશક : દારૂલ કિતાબ-દેવબંદ (યુ.પી.) પ્રકાશન વર્ષ ઈ.સ. ૨૦૦૨ ભાગ નં.૧, પેઈજ નં.૩૧.

(૨) **'સવાનેહ કાસમી'** લેખક : મોલ્વી મુનાઝિર હસન ગિલાની પ્રકાશકઃ દારૂલ ઉલૂમ-દેવબંદ (યુ.પી.) ભાગ નં. ૧, પેઈજ નં. ૧૪૫

⦿ મોલ્વી રશીદ અહમદ ગંગોહી અને મોલ્વી કાસિમ નાનોત્વી બન્નેએ ઐકી સાથે દિલ્હીમાં આવેલી **'અજમેરી દરવાઝા અરેબિક હાઈસ્કુલ'** ના મુદર્રિસે અવ્વલ (હેડ શિક્ષક) **મોલ્વી મમ્લૂક અલી સાહેબ નાનોત્વી** થી ⦿ મીર ઝાહિદ ⦿ કાઝી ⦿ સદરા ⦿ શમ્સ બાઝેગા વગેરે પ્રાથમિક અભ્યાસ ક્રમની કિતાબો પઢેલી.

**નોટ :** મોલ્વી મમ્લૂક અલી સાહેબ નાનોત્વી **"મદ્રસ-એ-ઈસ્લામીયા-દેવબંદ"** એટલે કે હાલના 'દારૂલ ઉલૂમ -દેવબંદના પ્રથમ મુદર્રિસ અને થાન્વી સાહેબના ઉસ્તાદ **મોલ્વી યાકૂબ નાનોત્વી સાહેબ**ના પિતા હતા.

હવે, ઈતિહાસની સાક્ષીએ જોઈએ, કે મોલ્વી રશીદ અહમદ ગંગોહી અને મોલ્વી કાસિમ નાનોત્વી ઈલ્મે દીન શીખવા ક્યારે દિલ્હી ગએલા ? અને તે વખતે તેઓની વય કેટલી હતી? એક હવાલો અત્રે પ્રસ્તુત છે.



حضرت مولانا رشید احمد صاحب کے مشہور استاد یہی استاد الکل حضرت مولانا مملوک العلی صاحب ہیں۔ جن کی خدمت میں ہر دو شمس و قمر کو ایک زمانہ میں مدت تک حاضر رہنے اور نخلستان علم کے خوشہ چینی کا اتفاق رہا۔ حضرت مولانا قاسم العلوم تو ۱۲۶۰ ہجری ہی میں استاد الکل رحمتہ اللہ علیہ کے ہمراہ دہلی آئے تھے، مگر امام ربانی قدس سرہ کو ۱۲۶۱ ہجری میں دہلی پہنچنے کا اتفاق پیش آیا۔

**حوالہ:**

(۱) ''تذکرۃ الرشید'' (قدیم ایڈیشن)، مؤلف: مولوی عاشق الٰہی میرٹھی، ناشر: مکتبۃ الشیخ، محلّہ مفتی، سہارنپور (یوپی)، جلد نمبر:۱، ص:۲۷

(۲) ''تذکرۃ الرشید'' (جدید ایڈیشن)، مؤلف: مولوی عاشق الٰہی میرٹھی، ناشر: دارالکتاب، دیوبند، سنِ اشاعت ۲۰۰۲ء جلد نمبر:۱، ص:۵۰

**ઉપરોક્ત ઇબારત નો ગુજરાતી અનુવાદ અને હવાલો:-**

**"હઝરત મોલાના રશીદ અહમદ સાહેબના મશ્હૂર ઉસ્તાદ બધાના ઉસ્તાદ તરીકે પ્રખ્યાત હઝરત મૌલાના મમ્લૂકુલ અલી સાહેબ જ છે. જેઓની સેવામાં આ બન્ને સુર્ય અને ચંદ્ર (ગંગોહી-નાનોત્વી)ને લાંબા સમય સુધી રહેવાનો અને જ્ઞાન બગીચાના ફળો ખાવાનો અવસર પ્રાપ્ત થએલો. હઝરત કાસિમુલ ઉલૂમ તો સ.હિ. ૧૨૬૦માં જ ઉસ્તાદે કુલ રહેમતુલ્લાહ અલેહેના સંગાથે દિલ્હી આવેલા, પણ ઈમામ રબ્બાની કુદ્દેસા સિર્રહુ (ગંગોહી)ને સ.હિ. ૧૨૬૧માં દિલ્હી જવાનો અવસર પ્રાપ્ત થએલો."**

**હવાલો :-**

(૧) **'તઝકેરતુર્રશીદ'** (જુની આવૃતિ), સંપાદક :- મોલ્વી આશિક ઈલાહી મેરઠી, પ્રકાશક :- મકતબ-એ-શૈખ, મહોલ્લા મુફ્તી-સહારનપુર (યુ.પી.) **ભાગ નં. ૧, પેઈજ નં. ૨૭.**

(૨) **'તઝકેરતુર્રશીદ'** (નવી આવૃતિ), સંપાદક :- મોલ્વી આશિક ઈલાહી મેરઠી, પ્રકાશક :- દારૂલ કિતાબ-દેવબંદ (યુ.પી.) પ્રકાશન વર્ષ ઈ.સ. ૨૦૦૨ **ભાગ નં.૧, પેઈજ નં.૫૦.**

**ઉપરોકત હવાલાથી પુરવાર થયું કે :**

- **મોલ્વી રશીદ અહમદ ગંગોહી સાહેબ ઈલ્મે દીનની પ્રાપ્તિ માટે સ.હિ. ૧૨૬૧માં દિલ્હી ગએલા અને ત્યારે તેઓની વય સત્તર (૧૭) વર્ષની હતી.**

- **મોલ્વી કાસિમ નાનોત્વી સાહેબ ઈલ્મેદીનની પ્રાપ્તિ માટે સ.હિ. ૧૨૬૦માં દિલ્હી ગએલા અને ત્યારે તેઓની વય તેર (૧૩) વર્ષની હતી.**

૧૭ (સત્તર) વર્ષીય મોલ્વી રશીદ અહમદ ગંગોહી સાહેબ અને ૧૩ (તેર) વર્ષીય મોલ્વી કાસિમ નાનોત્વી સાહેબ એટલે કે બન્ને 'ટીન એજર્સ' (Teen Agers) પોતાના વતન અને ઘરથી દૂર દિલ્હી જેવા મહાનગર (Metropolis city) માં કેટલો સમય સાથે રહયા? અને અભ્યાસ કાળ દરમિયાન તે બન્ને વચ્ચે કેવા સુંવાળા અને સ્નેહભર્યા સંબંધો હતા? તે માટે એક હવાલો પ્રસ્તુત છે.





”حضرت امام ربّانی مولانا گنگوہی قدس سرّہ کو قاسم العلوم، زبدۃ الافاضل، مولانا المولوی محمد قاسم صاحب نانوتوی کے ساتھ طالب علمی کے زمانہ میں چار سال تک مرافقت ومعیت اور ہم سبقی و یک جہتی کے سبب اس درجہ تعلق بڑھ گیا تھا کہ فلک علم کے دونوں شمس وقمر گویا جسم وروح یا گل وبو کا علاقہ رکھتے اور یک جان دوقالب کا مظہر بنے ہوئے تھے“

**حوالہ:**

(۱) ”تذکرۃ الرشید“ (قدیم ایڈیشن)، مؤلف: مولوی عاشق الٰہی میرٹھی، ناشر: مکتبۃ الشیخ، محلّہ مفتی، سہارنپور (یوپی)، جلد نمبر:۱، ص:۴۰

(۲) ”تذکرۃ الرشید“ (جدید ایڈیشن)، مؤلف: مولوی عاشق الٰہی میرٹھی، ناشر: دارالکتاب، دیوبند، سن اشاعت ۲۰۰۲ء جلد نمبر:۱، ص:۶۷

- **ઉપરોક્ત ઇબારત નો ગુજરાતી અનુવાદ અને હવાલો:-**

**"હઝરત ઈમામ રબ્બાની મૌલાના ગંગોહી કુદ્દેસા સિર્રહુને કાસિમુલ ઉલૂમ, ઝુબ્દતુલ અફાઝિલ, મૌલાના, મોલ્વી મુહમ્મદ કાસિમ સાહેબ નાનોત્વીની સાથે અભ્યાસ કાળ દરમિયાન ચાર (૪) વર્ષ સુધી સાથ, સંગાથ અને સહપાઠી તથા એક લક્ષીના કારણે એટલો બધો સબંધ વધી ગએલો કે જ્ઞાન ક્ષિતિજના આ બન્ને સુર્ય અને ચંદ્ર જાણે કે શરીર અને આત્મા અથવા ફૂલ અને સુગંધનો સબંધ ધરાવતા હતા અને એક આત્મા અને બે (૨) શરીરના દ્રષ્ટાંત રૂપ બની ગએલા"**

**હવાલો :-**

(૧)**'તઝકેરતુર્રશીદ'** (જુની આવૃતિ), સંપાદકઃ- મોલ્વી આશિક ઈલાહી મેરઠી, પ્રકાશકઃ- મકતબ-એ-શૈખ, મહોલ્લા મુફ્તી-સહારનપુર (યુ.પી.) **ભાગ નં. ૧, પેઈજ નં. ૪૦.**

(૨) **'તઝકેરતુર્રશીદ'** (નવી આવૃતિ), સંપાદક :- મોલ્વી આશિક ઈલાહી મેરઠી, પ્રકાશકઃ- દારૂલ કિતાબ-દેવબંદ (યુ.પી.) પ્રકાશન વર્ષ ઈ.સ. ૨૦૦૨ **ભાગ નં.૧, પેઈજ નં.૬૭.**

મોલ્વી રશીદ અહમદ ગંગોહી સાહેબ અને મોલ્વી કાસિમ નાનોત્વી સાહેબ અભ્યાસકાળ દરમિયાન ફક્ત ચાર-છ મહિના કે એકાદ વર્ષ સાથે રહેલા નહીં, બલ્કે પૂરા (ચાર)૪ વર્ષોના લાંબા સમય ગાળા સુધી સંગાથે રહેલા. ઉપરાંત તેઓના સબંધો સામાન્ય કક્ષાના કે વિદ્યાર્થી ગણ વચ્ચેના ઉપર છલ્લા કે ફક્ત દુઆ સલામ સુધી મર્યાદિત હોય છે, તેવા નહોતા. બલ્કે તેઓના સબંધો **'મુરાફેક્ત વ મ-ઓીચત ઔર હમ સબકી વ યક જહતી કે સબબ ઈસ દર્જા તઅલ્લુક બઢ ગયા થા'.** "તઝકેરતુર્રશીદ" કિતાબના ઉપરોક્ત વાકયને ડિક્ષનેરી દ્વારા સારી પેઠે સમજીએઃ-

- ▣ મુરાફેક્ત (مرافقت) બાહમી મેલ જોલ,હમ નશીની, ઈત્તેહાદે બાહમી
  (હવાલોઃ- ફિરોઝુલ્લુગાત, પેઈજ નં. ૧૨૨૪)
  એટલે કે પરસ્પરનો નાતો, સંગ બેઠક, પરસ્પરની એકતા



- ▣ મઅઅીયત (مَعِیّت) સાથ, હમરાહી
  (હવાલોઃ- ફિરોઝુલ્લુગાત, પેઈજ નં. ૧૨૬૬
- ▣ હમસબક(ہم سبق) સાથ સબક પઢનેવાલા, હમ દર્સ, હમ જમાઅત
  (હવાલોઃ- ફિરોઝુલ્લુગાત, પેઈજ નં. ૧૪૪૭)
- ▣ યક જહતી(یک جہتی) ઈત્તેહાદ, ઈત્તેફાક, દોસ્તી
  (હવાલોઃ- ફિરોઝુલ્લુગાત, પેઈજ નં. ૧૪૬૮)

Full Accord, Unanimity Accord
હવાલો : Eng-Urd--Eng-combined
Dictionar by Haq- Page : 1458

ગંગોહી સાહેબ અને નાનોત્વી સાહેબના સબંધો સામાન્ય વિદ્યાર્થીઓ જેવા નહોતા. તેઓ બન્ને વચ્ચે જે સબંધ હતો તે ઉપર છલ્લું કે સામાન્ય કક્ષાનો ન હતો, બલ્કે બન્ને વચ્ચે પરસ્પરનો ક્ષોભ અને સંકોચથી મુક્ત ઘાટો પરિચય (Familiarity) તથા સંગાથે બેઠક, સંગ પ્રયાણ અને એકાત્મ સુમેળ વાળું હોવાના કારણે અજોડ અને અદ્વિતીય સબંધ હતો. ચાર (૪) વર્ષો સુધી ઐકી સાથે ખાવું-પીવું, ભણવું-ગણવું, ઉઠવું-બેસવું, સુવું-જાગવું, હરવું-ફરવું, આવવું-જવું, વગેરે પ્રક્રિયાઓના સમન્વય અને સમરૂપ આચરણના કારણે સબંધો એટલા વિકાસ પામેલા કે મોલ્વી આશિક ઈલાહી મેરઠીના શબ્દોમાં **' દોનો જિસ્મ-વ-રૂહ યા ગુલ-વ-બૂ કા ઈલાકા રખતે થે ઓર યક જાન દો કાલિબ કા મઝહર બને હૂએ થે'** એટલે કે બન્નેનો સબંધ હવે આત્મા અને શરીરનો સબંધ બની ચુકયો છે. આત્મા માનવ શરીરમાં સમાવિષ્ટ હોય છે, માટે

એ જાણવું પણ અનિવાર્ય છે, કે બન્ને મહાશયોમાંથી કોણ આત્મા હતો અને કોણ શરીર ? અથવા બન્ને આત્મા પણ હતાં અને શરીર પણ હતાં ? એટલે કે કોણ કોની અંદર સમાએલો હતો? અથવા બન્ને એક બીજામાં પરસ્પર સમાએલા હતા? અને જો તેઓનો સબંધ 'ફૂલ અને સુગંધ'નો હતો, તો ફૂલમાં ખુશ્બૂ છુપાએલી હોય છે, એટલે કે શોષણ અને ચુસાએલી હોય છે, તો તે બન્ને મુલ્લાઓમાંથી કોણ ફૂલ અને કોણ ખુશ્બૂ હતો ? અથવા બન્ને જણા ફૂલ પણ હતા અને ખુશ્બૂ પણ હતા? એટલે કે કોણ કોની અંદર પરોવાએલો હતો ? અથવા બન્ને એકબીજામાં પરસ્પર પરોવાયેલા હતા ? આ બાબતનો કોઈ ખુલાસો મેરઠી સાહેબે નથી લખ્યો. અલબત્ત, મહોબ્બતની આખરી મંઝિલ **'એક આત્મા-બે શરીર'**નો અવશ્ય સંકેત કર્યો છે. એટલે કે ગંગોહી સાહેબ અને નાનોત્વી સાહેબ અભ્યાસ કાળના ચાર (૪) વર્ષના લાંબા ગાળા સુધી એક બીજાના પ્રેમ, મહોબ્બત, હમદર્દી, ચાહત, લાગણી, પ્યાર, લગન, મિત્રતા, ન્યોછાવર ભાવના, સમર્પણ, આકર્ષણ, લગાવ, લીનતા, આત્મીયતા, ઝુકાવ, મોહ, ખેંચાણ, સ્તુતિ, આદર, સન્માન અને ઊર્મિલભાવ ના પ્રણય નીરમાં એવા ભીજાએલા હતા, કે **બન્ને જણા એક આત્મા અને બે શરીરનું જીવંત દ્રષ્ટાંત બની ગએલા.**

અભ્યાસ કાળ દરમિયાન સંગાથે પસાર કરેલા સ્નેહ નિતરતા અને પ્રેમસભર સુવર્ણ દિવસો અને રંગીન રાતો ગંગોહી સાહેબના સ્મરણપટમાં એવી ડંકારાએલી હતી, જાણે પથ્થરમાં કરેલું શિલ્પ કામ, જે નષ્ટ નથી થતું. વિશ્વવ્યાપી નામચીનતા પ્રાપ્ત કર્યા છતાં પણ દેવબંદી





વર્ગના પેશ્વા ગંગોહી સાહેબ પોતાના પરમ સ્નેહી નાનોત્વી સાહેબ સાથે ના અભ્યાસકાળ દરમિયાન પસાર કરેલા રોમાંચિત દિવસો વિસરી શકયા નહીં બલ્કે :-

> **ઉજાલે અપની યાદોં કે હમારે સાથ રહેને દે,**
> **ન જાને કિસ ગલી મેં ઝિન્દગી કી શામ હો જાએ**

મુજબ ભૂતકાળની રમણીય અને પ્રણીય પળોની સ્મૃતિનું ધૂંધળૂં ચિત્ર ગંગોહી સાહેબના માનસપટ ઉપર એવું અંકિત અને છવાએલું હતું, કે દરેક પળ ભૂતકાળના સ્મરણોનો વલોપાત હૃદયના ભગ્ન તાંતણાઓને હચમચાવીને વિરહના અજંપા અને ખિન્નતાના દર્દીલા સૂર લહેરાવતો હતો. રાત્રે સૂતી વખતે ઉંઘમાં પણ ભૂતકાળના મૃતઃપ્રાય દશાના સ્મરણો આળસ મરડીને સ્વપ્ન સ્વરૂપે દ્રષ્ટિગોચર થતા હતા. સોનેરી સ્વપ્નાઓની માહિતી ગંગોહી સાહેબ છુપાવી ન શકયા અને **'હૈયે હોય તે હોઠે આવે'** મુજબ હૃદયના ખુણામાં ધરબાયેલી મોહ ઘેલછાના પ્રતિબિંબ રૂપે પ્રાગટય સ્વપ્નો અને પોતાના **'દિલ કી બાત'**ના રહસ્યનો ઘટસ્ફોટ કરતાં ગંગોહી સાહેબે ફરમાવ્યું....શું ?

**"એક બાર ઈર્શાદ ફરમાયાઃ મૈં ને એકબાર ખ્વાબ દેખા થા કિ"** એટલે કે એક વખત ઈર્શાદ ફરમાવ્યું કે **મૈં એક વખત સ્વપ્ન જોએલું કે** આ વાકયમાં ગંગોહી સાહેબના જીવન પ્રસંગો આલેખનાર મેરઠી સાહેબ કેટલી બધી **ચાપલૂસી ની અતિશ્યોકિત** કરી રહયા છે, તે જુઓ. આ વાકયમાં ગંગોહી સાહેબનું કથન વર્ણન કરતાં પહેલાં લખ્યું છે, કે **"ઈર્શાદ ફરમાયા"** ઉર્દુ ભાષાના નિયમોનૂસાર **'ઈર્શાદ'** શબ્દનો ઉપયોગ ત્યારે જ કરવામાં આવે છે,

જયારે કોઈ આદરણીય બુઝુર્ગના નેકી અને સદાચાર ઉપર આધારિત કોઈ સુચન કે આદેશનો ઉલ્લેખ કરવામાં આવે. કોઈપણ ધાર્મિક વડાની નેકી અને ભલાઈને લગતી નસીહત (શીખ) ઉપર આધારિત વાણીનું વર્ણન કરતાં પહેલાં એવું લખવામાં આવે છે, કે **'ઈર્શાદ ફરમાયા'**

ડીક્ષનરી (શબ્દકોષ) દ્વારા સંક્ષિપ્ત છણાવટ કરીએઃ-

▣ ઈર્શાદ (ارشاد) Command Guidance Showing the path of Righteousness

(હવાલો :- Eng-Urd--Eng-combined Dictionar by Haq- Page : 818)

જેનો સરળ અર્થ એ થયો, કે ધર્મ, સદાચાર, પ્રમાણિકતા અને પવિત્રતાના માર્ગે ચાલવાની સુચના આપવા અંગેનો આદેશ.

ટૂંકમાં નેકી અને સચ્ચાઈના માર્ગે ચાલવાની શિખામણ આપતા કથન પહેલાં **"ઈર્શાદ ફરમાયા"** લખવામાં આવે છે. પણ અહીં ગંગોહી સાહેબનું ગંદું સ્વપ્નું વર્ણન કરતી વખતે **'ઈર્શાદ'** શબ્દનો પ્રયોગ કરીને વાંચકોને છેતરવાનું ડીંડવાણું ચલાવવામાં આવ્યું છે, કે હવે ગંગોહી સાહેબનો જે ખ્વાબ (સ્વપ્નું) વર્ણન કરવામાં આવી રહયું છે, તે ખ્વાબ કૌમે મુસ્લિમને હિદાયત, નેકી અને ભલાઈના કામનું શિક્ષણ, જ્ઞાન અને આદેશને અનુલક્ષીને છે. બલ્કે, એવો મિથ્યા ભ્રમ ઉપજાવવા માં આવી રહયો છે, કે આ સ્વપ્નને દ્રષ્ટાંત રૂપે રજૂ કરીને લોકોને હિદાયતના માર્ગે ચાલવાની શિખામણ આપવામાં આવી રહી છે.

બુઝુર્ગોને દીનના નેક ખ્વાબો કિતાબોમાં છાપવાનો ફકત એક જ આદેશ અને દયેય હોય છે, તેનાં વાંચનથી





કૌમને નસીહત અને હિદાયત પ્રાપ્ત થશે. જેથી આવા નેક ખ્વાબની રિવાયત (આખ્યાન/Narrating) કોઈ બુઝુર્ગના શબ્દોમાં વર્ણન કરતી વખતે **'ઈર્શાદ ફરમાયા'** લખવા અથવા કહેવામાં આવે છે. ગંગોહી સાહેબના ખ્વાબના વર્ણનમાં જીવન વૃતાંત લખનારે "ઈર્શાદ" શબ્દોપયોગ કરીને આડકતરો એકરાર કર્યો છે, કે અમારા દેવબંદી અને વહાબી વર્ગના પેશ્વા ગંગોહી સાહેબનો ખ્વાબ પણ હિદાયતના માર્ગના ઈચ્છુકો માટે માર્ગદર્શક છે. ખ્વાબ (સ્વપ્ન) શું છે ? તે પણ વાંચી જુઓ :-

**(૧) મોલ્વી મુહમ્મદ કાસિમ સાહબ ઉરૂસ કી સૂરત મેં હૈં ઔર મેરા ઉનસે નિકાહ હૂવા'**

("તઝકેરતુર્રશીદ" જુની આવૃતિ, ભાગ ૨, પેઈજ નં. ૨૮૯ની ઈબારત)

**(૨) મૌલ્વી મુહમ્મદ કાસિમ કો મૈંને દેખા કિ દુલ્હન બને હૂએ હૈં ઔર મેરા નિકાહ ઉનકે સાથ હુવા'**

(તઝકેરતુર્રશીદ' જુની આવૃતિ, ભાગ નં. ૧, પેઈજ નં. ૨૪૫ની ઈબારત)

અહીં બે (૨) બાબતો લક્ષને પાત્ર છે, અને બન્ને બાબતો પ્રકૃતિ અને સૃષ્ટિના નિયમની વિરૂધ્ધની છે. **પહેલી** બાબત એ, કે મર્દ મૂછાળો દુલ્હન બને અને જયારે દુલ્હન બનનારો મર્દ મૂછની સાથે સાથે દાઢી રાખનારો એટલે કે મોલ્વી હોય, ત્યારે તે બાબત વિશેષ આશ્ચર્યજનક આચર્યજનક લાગે છે. કેમકે એક દાઢીવાળો મોલ્વી શખ્સ દુલ્હન જેવા શૃંગાર સજીને, બની ઠનીને, રૂપની રાણી બની, માથે લાલ ચુંદડી, હાથમાં મહેંદી અને વિવિધ અંગો ઉપર આભુષણો અને સૌંદર્ય પ્રસાધનોનો વિપુલ પ્રમાણમાં

ઉપયોગ કરીને નવોઢાનો સ્વાંગ ધારણ કરે, તે દ્રશ્ય કેવું વિચિત્ર, અજાયબી ભર્યું અને અકુદરતી લાગે. જરાવાર માટે વિચારો ! ચહેરા ઉપર લાંબી દાઢી સાથે મોલ્વી કાસિમ નાનોત્વી સાહેબ દુલ્હન ના વેશમાં કેવા ભાસતા હશે? તેની સચોટ માહિતી ફક્ત એક ગંગોહી સાહેબ જ આપી શકે તેમ છે. કેમ કે તેઓ જ એક દાર્શનિક સાક્ષી છે. ફક્ત તેમણે જ પોતાની દુલ્હન નાનોત્વી બેગમના દુલ્હનના વેશમાં દર્શન કર્યા છે. તેઓ સિવાય સમગ્ર માનવ જાતિ **'નાનોત્વી દુલ્હન'**ના દીદારથી વંચિત છે. ફક્ત ગંગોહી સાહેબના મુખે નાનોત્વી દુલ્હનનું ફક્ત વર્ણન સાંભળીને જ આનંદિત અને સંતુષ્ટ થવું પડયું છે. **બીજી** બાબત એ, કે એક પુરૂષના બીજા પુરૂષ સાથે વિવાહ ! **છી... છી... છી...** અને **તોબા... તોબા...** એક પુરૂષના અન્ય પુરૂષ સાથે નિકાહ વાસ્તવમાં અને નિઃશંક પ્રકૃતિ અને સૃષ્ટિ વિરૂદ્ધનું કાર્ય છે, **પણ એક મોલ્વી સાહેબના બીજા મોલ્વી સાહેબથી નિકાહ વિશેષ ધૃણાસ્પદ છે.**

ઈસ્લામ એક સંસ્કારી અને કુદરતના નિયમો ઉપર આધારિત ધર્મ છે, ઈસ્લામે આવા કુદરત વિરૂદ્ધના અને સંસ્કાર વિહોણા સૃષ્ટિ વિરૂદ્ધના હલકા, નીચ, શરમજનક અને ધૃણાસ્પદ આચરણની સખ્ત શબ્દોમાં ઝાટકણી કાઢી છે અને તેવા કૃત્યના અપરાધી માટે કડકમાં કડક સજાઓ નિયુક્ત કરવા ઉપરાંત દર્દનાક અઝાબ (શિક્ષા)ની ચેતવણીઓ પણ વર્ણન ફરમાવી છે. તમામ નબીયોના સરદાર અને તમામ રસૂલોના આકા **હુઝૂરે અકદસ રહમતે આલમ** સલ્લલ્લાહો તઆલા અહૈલે વસલ્લમને **અલ્લાહ તઆલાએ** ગૈબનું ઈલ્મ અર્પણ ફરમાવીને **જે કંઈ પણ થઈ ગયું છે અને જે કંઈ પણ થનારૂં છે,** તેની જાણકારી અને માહિતી પોતાના ફઝલો-કરમથી અતા ફરમાવી છે. **હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમની દીર્ઘ દ્રષ્ટિ ભવિષ્યના દરેક પ્રસંગોને નરી આંખે જોવાની ક્ષમતા ધરાવતી હતી. અને આપ સલ્લલ્લાહો અલૈહેવસલ્લમ સારી પેઠે જાણતા હતા, કે એક સમય એવો આવશે, કે લોકો સજાતીય સબંધો (Homosexualiy) પ્રત્યે પુનઃ આકર્ષિત થશે, જેથી સૃષ્ટિ વિરૂદ્ધના તે ધૃણાસ્પદ આચરણ સબંધે એવા કડક નિયમો અને સખત સજાઓ નિયુક્ત ફરમાવી દીધી, કે મૃત્યુદંડ સુધીની શિક્ષાત્મક જોગવાઈઓ તેના અપરાધી માટે છે. ઉપરાંત, કુરઆને મજીદમાં પણ અનેક વખત આ નીંદાપાત્ર કૃત્યને વખોડી કાઢવામાં આવેલ છે.

## સલૈંગિક વિવાહ ની બદી

અગાઉ વર્ણન કર્યા મુજબ સૃષ્ટિ વિરૂદ્ધના સજાતીય સબંધોની શરૂઆત હઝરત લૂત અલૈહિસ્સલાતો વસ્સલામના ઝમાનામાં થએલી. તે યુગના લોકોને શૈતાને બહેકાવીને આ ધૃણાસ્પદ કામ શીખવ્યું અને લોકોને તે ગંદા કામના આચરણમાં સંડોવ્યા. તે યુગના પુરૂષો પોતાની વાસના પુરૂષોથી સંતોષતા હતા, પણ પુરૂષ-પુરૂષના પરસ્પર લગ્ન નહોતા થતા. પુરૂષ અન્ય પુરૂષ સાથે સજાતીય સંબંધ સ્થાપિત કરીને અગ્લામ બાઝી (લોંડા બાઝી) અને સલૈંગિક કામોત્તેજક અને વાસના તૃપ્તિની બદીમાં અવશ્ય સંડોવાએલા હતો, પણ તેઓના તે સબંધો હંગામી ધોરણના હોતા હતા.

એટલે કે કોઈ પુરૂષને અન્ય પુરૂષ પ્રત્યે વાસનાયુક્ત આકર્ષણ થતું, તો બન્ને પક્ષકારો પરસ્પરની મંજૂરી અને સંમતિથી અમુક સમય સુધી સજાતિય (Homosexual) સબંધો સ્થાપિત કરતા. અમૂક સમય સુધી **'હોમો'** તરીકે સાથે રહીને ધરાઈ ગયા બાદ વિખૂટા પડી જતા અને અન્ય કોઈની સાથે સબંધો સ્થાપિત કરી લેતા. તેઓના આ સબંધો **'જીવન ભરકા સાથ હૈ'**ની કક્ષાના નહોતા, બલ્કે અમુક સમય સુધી પોતાના મનપસંદ સલૈંગિક પાત્ર સાથે મોજમસ્તી, આનંદ પ્રમોદ અને વાસનાની તૃપ્તિ બાદ **"તૂં કોણ અને હૂં કોણ ?"** ની જેમ અજનબી બની જઈને એકબીજાને વિસરી જતા હતા. જીવનભર આવા અનૈતિક સબંધો દ્વારા સાથે રહેવા માટે નિકાહ નહોતા કરતા. બલ્કે નિકાહ કરવાની કલ્પના સુધ્ધાં પણ તેઓને નહોતી આવતી.

પણ... જેમ જેમ સમય પસાર થતો ગયો. યુગો વિતતા ગયા, તેમ તેમ લોકોની મનોવૃતિ વિકૃતતા ધારણ કરતી ગઈ. લાજ શરમને નેવે મુકી સંસ્કાર અને શરમના વસ્ત્રો પોતાના અસ્તિત્વથી હડસેલીને બેશરમીની નગ્નતા ધારણ કરતા ગયા. સજાતીય સબંધ ધરાવનાર વ્યક્તિને ભૂતકાળમાં સંસ્કારી લોકો નફરત અને ધૃણાની દ્રષ્ટિથી જોતા હતા અને સમાજમાં તેઓની આબરૂ બે (૨) કોડીની પણ નહોતી. પણ ઓગણીસમી (૧૯)મી સદી ઈસ્વી પછી સજાતીય સબંધોની બલા દુનિયામાં એટલી હદે પ્રસરી અને વિસ્તરી કે પ□મ સંસ્કૃતિ (Western culture) ના આગ્રહી દેશોએ તેને કાનૂની રક્ષણનું લોખંડી આવરણ (Iron Armor) પહેરાવીને **'સલૈંગિક સબંધો'**ને કાનૂની માન્યતા આપીને સૃષ્ટિના નિયમોનું છેડે ચોક ઉલંઘન કર્યું જેમ કે :–





**▣ સજાતિય સબંધોને કાનૂની માન્યતા આપનારા દેશોની પ્રમાણિક નામાવલી :**

| નં. | માન્યતા આપનાર દેશો | માન્યતા નું વર્ષ | નં. | માન્યતા આપનાર દેશો | માન્યતા નું વર્ષ |
|---|---|---|---|---|---|
| ૧ | પોલેન્ડ–Poland | ઈ.સ. ૧૯૩૨ | ૨ | ડેન્માર્ક–Denmark | ઈ.સ. ૧૯૩૩ |
| ૩ | સ્વીડન–Sweden | ઈ.સ. ૧૯૪૪ | ૪ | બ્રિટન–Britan | ઈ.સ. ૧૯૬૭ |
| ૫ | નોર્વે–Norway | ઈ.સ. ૧૯૯૪ | ૬ | આઈસલેન્ડ–Island | ઈ.સ. ૧૯૯૬ |
| ૭ | ફિન્લેન્ડ–Finland | ઈ.સ. ૨૦૦૨ | ૮ | નેધરલેન્ડ–Netherland | ઈ.સ. ૨૦૦૧ |
| ૯ | બેલ્જીયમ–Belgium | ઈ.સ. ૨૦૦૩ | ૧૦ | સ્પેન–Spain | ઈ.સ. ૨૦૦૫ |
| ૧૧ | કેનેડા–Canada | ઈ.સ. ૨૦૦૫ | ૧૨ | નેપાલ–Nepal | ઈ.સ. ૨૦૦૭ |

ઉપરાંત દક્ષિણ આફ્રિકા (South Africa) અને ઓસ્ટ્રેલીયા (Austrelia) વગેરે દેશોએ સજાતીય દેહ સબંધના આચરણને અપરાધ (Crime)ના લીસ્ટમાંથી કમી કરી દીધો. વર્ણનીય દેશોમાંથી અમૂક દેશોએ તો સલૈંગિક લગ્નને કાનૂની માન્યતા આપી દીધી.

ખૈર ! સજાતિય સબંધોની સ્વીકૃતિ અંગેના ઉપરોક્ત બિન–ઈસ્લામી દેશોના ઈસાઈ અને યહૂદી નાગરિકોના સજાતિય સબંધો અને લગ્નોના અનૂસંધાને અહીં સુધી આપણે સમીક્ષા કરી, પણ અમો માનવંતા વાંચક મિત્રોને એક મહત્વના મુદ્દા પ્રત્યે દયાન કેન્દ્રીત કરવાની વિનંતી કરીએ છીએ કેઃ–

એક પુરૂષ પોતાની વાસના કોઈ પુરૂષથી સંતોષે, તે એક ધૃણાસ્પદ અને ફિટકારને લાયક હલકું કામ છે. આવું અધમ કૃત્ય આચરનારા દ્રુષ્ટો આ ધરતી ઉપર હઝારો વર્ષોથી છે... પણ એક પુરૂષ લગ્ન કરીને અન્ય પુરૂષ ની સાથે દામ્પત્ય જીવન સ્થાપિત કરે, તે દુષણને **માંડ દસ (૧૦) વર્ષ** જેટલો સમય જ થયો છે. સજાતીય

લગ્નની માન્યતા સૌ પ્રથમ ઈ.સ. ૨૦૦૧માં નેધરલેન્ડ (Netherland) નામના દેશે આપેલી છે. ટુંકમાં ઈ.સ. ૨૦૦૧ પહેલાં સજાતીય સબંધો ધરાવનારાઓને પરસ્પર લગ્નનો કોઈને વિચાર પણ નહોતો આવેલો, બલ્કે આવા વિવાહની યોગ્યતાની કોઈને કલ્પના પણ નહોતી. કેમ કે આ બુધ્ધિ વિહોણું, કલ્પના બહારનું, અકુદરતી, સૃષ્ટિના નિયમો વિરૂદધનું અને અપ્રાકૃતિક વેવિશાળ ગણાતું.

પણ ... **સલૈંગિક વિવાહની કલ્પના ઈ.સ. ૧૯૦૫ પૂર્વે વહાબી દેવબંદી વર્ગના પેશ્વા મોલ્વી રશીદ અહમદ ગંગોહીએ પ્રચલિત કરેલી,** કેમકે મોલ્વી રશીદ અહમદ ગંગોહીનું અવસાન ૮ જમાદીલ આખિર, હિજરી સન ૧૩૨૩ પ્રમાણે **૧૧ ઓગષ્ટ ઈસ્વીસન ૧૯૦૫,** જુમ્આના દિવસે થએલું.

(***હવાલો :*** **'તઝકેરતુર્રશીદ'** નવી આવૃતિ, ભાગ નં. ૨, પેઈજ નં. ૪૧૩)

ગંગોહી સાહેબે પોતાની શાદી નાનોત્વી સાહેબ સાથે થવા અંગેનો ખ્વાબ પોતાની મહેફિલમાં વર્ણન કરેલો. આ ખ્વાબ ગંગોહી સાહેબે ક્યારે જોયો? પોતાની મહેફિલ માં પોતાના સ્નેહીજનો સમક્ષ ક્યારે બયાન કર્યો ? તેનો ઉલ્લેખ **'તઝકેરતુર્રશીદ'** કિતાબના સંપાદકે નથી કર્યો. તેમ છતાં ખાત્રી પૂર્વક એટલું તો કહી શકાય છે, કે ગંગોહી સાહેબે પોતાની હયાતીમાં આ ખ્વાબ વર્ણન કર્યું છે. ગંગોહી સાહેબનું અવસાન ઈ.સ. ૧૯૦૫માં થયું છે. એટલે આ સ્વપ્ન અને તેનું વર્ણન ઈસ્વી સન ૧૯૦૫ પહેલાંનું છે.

ઈ.સ. ૧૯૦૫ પહેલાં દુનિયા ના કોઈપણ ખુણા માં સજાતીય સંબંધો ધરાવનારી બે (૨) સલૈંગિક વ્યકિતઓ ના વિવાહ ની કોઈને કલ્પના પણ નહોતી. અલબત્ત, સજાતીય સબંધો ની બદી સદીઓ થી પ્રચલિત હતી અને સમગ્ર વિશ્વ માં આ બદી ને વખોડી કાઢી તેનો જોરદાર વિરોધ કરવામાં આવી રહયો હતો. દરેક ધર્મ અને સમાજ ના લોકો આવા અકુદરતી અને સૃષ્ટિ વિરૂદધ ના કુ:કર્મ આચરનાર ને કડક માં કડક સજા આપવાના નિયમો ઘડી કાઢેલા અને આ સૃષ્ટિ વિરૂદધ ના કૃત્ય ને અપરાધ ના લીસ્ટ માં મોખરા ના નંબરે સુચિત કરેલો. પરંતૂ ઈ.સ. ૧૯૦૫, પછી આ સૃષ્ટિ વિરૂદધ ના કર્મ પ્રત્યે ની ધૃણા અને નફરત માં દિવસે-દિવસે ઘટાડો થતો ગયો. તેનું મુખ્ય કારણ એ હતું કે ઈ.સ. ૧૮૯૫ થી ઈ.સ. ૧૯૦૦ વચ્ચે ના પાંચ (૫) વર્ષના સમયગાળા માં યહૂદીયો ની વિશ્વવસ્તર ની સમર્થક Zionist ચળવળે "Protocols of Elders" એટલે કે વધુ વય ના લોકો ના રાષ્ટ્રીય કરાર ના નિર્ધાર ના અનૂસંધાને એક ગુપ્ત-ચળવળ ચલાવી અને સલૈંગિક સબંધો ને વિશ્વવ્યાપી માન્યતા અને કાયદા નું રક્ષણ આપવાનું આંદોલન શરૂ કર્યું અને ઠેક-ઠેકાણે ગુપ્ત મિટીંગો યોજીને સલૈંગિક સબંધો ની બદી ને વ્યાપક ધોરણે પ્રસારવાનું આયોજન હાથ ધર્યું. ઈ.સ.૧૮૯૫ થી ઈ.સ. ૧૯૦૫ એટલે કે દસ (૧૦) વર્ષ સુધી ગુપ્તતા ના ધોરણે આ ચળવળ વ્યવસ્થિત પણે અને નિયમિત સ્વરૂપે ચલાવી. આ ચળવળ ની જાહેરાત કરી ને તેનો જાહેર સ્વરૂપે પ્રચાર અને પ્રસાર કરવાનું નૈતિક બળ અને જુસ્સો મળવા માટે એક ઘટના બની. ઈ.સ. ૧૯૦૫ માં રશીયન પાદરી **પ્રોફેસર સરગોઈ નિલૌસે** ખુલ્લમ ખુલ્લાં આ પ્રવૃતિ ની યોગ્યતા નો એકરાર

કરીને તેને ધાર્મિક અને સમાજિક ધોરણે માન્યતા આપવાની વિશ્વવ્યાપી અપીલ કરી. રશીયન પાદરી પ્રોફેસર સરગોઈ ની અપીલ ની ધારી અસર થઈ. યુરોપ અને પ□મ ના દેશોમાં સલૈંગિક સબંધો ધરાવનારા લોકો ના સમર્થન અને તેઓની સહાયતા માટે ની ચળવળ નો આરંભ થયો. જેના પરિણામ સ્વરૂપે **ઈ.સ.૧૯૩૨ થી ઈ.સ.૨૦૦૧** સુધીના સીંતેર (૭૦) વર્ષ ના સમય ગાળામાં પ□મી સંસ્કૃતિ ના ચાહક દેશો માં સજાતીય સબંધો (Homosexuality) પ્રત્યે કરવામાં આવતી નફરત અને ધૃણા માં એટલો બધો ઘરખમ ઘટાડો થયો, કે નફરત ના બદલે હિમાયત (સમર્થન) ની માનસિકતા વિકાસ પામવા લાગી. જે કુ:કર્મ ને સૃષ્ટિ વિરૂદધ નું ગણી ને તેને કાયદાકીય અપરાધ ગણનાર દેશોએ હવે તેને અપરાધની સૂચિ માંથી કાઢી નાખ્યું, બલ્કે તેને યોગ્ય અને મુનાસિબ ઠરાવી દીધું.

**છતાં પણ...** સજાતીય સબંધ ધરાવનારી બે સમલૈંગિક વ્યકિત ના લગ્ન ને કાનૂની માન્યતા નહોતી આપવામાં આવી. હંગામી ધોરણે બે સજાતીય વ્યકિતઓ ના સબંધો ને યોગ્ય ગણવામાં આવી રહયો હતો પણ બન્ને વચ્ચે વૈવાહિક જીવન સ્થાપિત કરવાની કાયદાકીય પરવાનગી નહોતી અપાઈ. ઈ.સ. ૨૦૦૧ થી ઈ.સ.૨૦૦૫ વચ્ચે **બેલ્જીયમ** (Belgium), **સ્પેન** (Spain) અને **કેનેડા** (Canada) જેવા દેશો એ સલૈંગિક વિવાહ ને કાયદાકીય માન્યતા આપી ને સમગ્ર વિશ્વ માં ખળભળાટ મચાવી દીધો.

આ ચર્ચા ને વધુ ન લંબાવતા અમો આ ચર્ચા ના તારણરૂપે મુખ્ય અંશો પ્રત્યે વાંચક મિત્રો નું દયાન કેન્દ્રિત કરાવીએ છીએં કે :-



- ઈ.સ. ૧૯૦૫ માં એક રશીયન પાદરી એ સજાતીય સબંધ ની યોગ્યતા ની જાહેરાત કરેલી અને યોગાનું યોગે ઈ.સ. ૧૯૦૫ માં અવસાન પામનારા વહાબી, દેવબંદી અને તબલીગી જમાઅત ના આંજહાંની પેશ્વા **મોલ્વી રશીદ અહમદ ગંગોહી** એ ઈ.સ.૧૯૦૫ પહેલાં જ સજાતીય સબંધ ધરાવનારાઓ ની અરસ-પરસ શાદી નું સ્વપ્ન જોયું અને વર્ણન કરીને પ્રસિદધી આપી. સમલૈંગિક વિવાહ ના વર્ણનીય સ્વપ્ના માં વરરાજા ના રોલ (Role) ની ભૂમિકા ગંગોહી સાહેબે ભજવેલી.
- સમલૈંગિક વિવાહ ને ઈ.સ. ૨૦૦૧ માં કાનૂની માન્યતા સંસ્કાર વિહોણા દેશોએ આપેલી, પણ ઈ.સ.૧૯૦૫ પહેલાં એટલે કે લગભગ એક (૧) સો વર્ષ પહેલાં સમલૈંગિક વિવાહ સમારંભના સ્વપ્ન ને **મોલ્વી રશીદ અહમદ ગંગોહી સાહેબે** પ્રસિદધ કરી દઈ ને પૂરી દુનિયા ના લોંડાબાઝો માટે આશાનું કિરણ ચમકાવી દીધું, કે જયારે એક મોલ્વી કક્ષા ની વ્યકિત બીજા મોલ્વી કક્ષા ની વ્યકિત ને દુલ્હન ના સ્વાંગ માં જોઈ ને તેની (તેણી) સાથે શાદી કરવાનો ખ્વાબ (સ્વપ્ન) જોઈ શકે છે, તો આપણે **"કિસ ખૈત કી મૂલી ? "** મોલ્વી સાહેબે જે કંઈ સ્વપ્ન માં કર્યું, તેને આપણે વાસ્તવ જીવન માં જાગૃત અવસ્થા માં કરી દેખાડીશું. ભલું થાય મોલ્વી સાહેબ નું ! જેમણે મર્દ થી મર્દની શાદીનું સ્વપ્ન જોઈ ને તેની જાહેરાત કરી દઈ ને આપણા માટે કાયમી ધોરણે લોંડાબાઝી નો માર્ગ મોકળો

કરી દીધો. મોલ્વી સાહેબ ના સ્વપ્ન ને આપણે વાસ્તવિક સ્વરૂપ આપી દઈશું. મર્દ થી મર્દ ના નિકાહ ની યોગ્યતા ની માનસિકતા સ્થાપિત કરવાની સફળતા નો સહેરો તો મોલ્વી સાહેબ ના સિરે જ શોભે. પોતાના સજાતીય મહેબૂબ પાત્ર ના વિરહ માં ઝૂરનારા અને તરફડનારા અગલામ બાઝો (લોંડાબાઝો) ઉપર મોલ્વી સાહેબ નો કયામત સુધી ઉપકાર રહેશે. કેમકે પોતાના સજાતીય પ્રિય પાત્ર ના મિલન ની આશા અને આરઝૂ માં વ્યાકૂળ હૃદયો ની શાંતિ અને સંતોષ માટે ની તૃપ્તિ ની માનસિકતા તેઓ ના પ્રતાપે જ મળી છે.

◈ ગંગોહી સાહેબે પોતાનું સ્વપ્ન વર્ણન કર્યું કે **"મોલ્વી કાસિમ નાનોત્વી દુલ્હન બનેલા છે અને મારો નિકાહ તેની (તેણીની) સાથે થયો"** ત્યાર બાદ આગળ વર્ણન કરતાં જણાવે છે, કે **"સ્ત્રી અને પુરૂષ માં જે રીતે એક બીજા ને ફાયદો પહોંચે છે, તે રીતે જ મને તેઓ થી અને તેઓને મારા થી ફાયદો પહોંચ્યો"** એટલે કે સ્ત્રી અને પુરૂષ ના દામ્પત્ય જીવન માં પરસ્પર ફાયદો પહોંચે છે, તે પ્રમાણે ગંગોહી સાહેબ ને નાનોત્વી સાહેબ થી ફાયદો થયો. સ્ત્રી અને પુરૂષ નિકાહ ના પવિત્ર બંધન દ્વારા એક બીજા ના જીવન સાથી બની ને નિઃશંક એક બીજા ને અનેક ફાયદા અને લાભ પહોંચાડે છે. પણ પતિ અને પત્નિ ના રિશ્તા ની શરૂઆત શારિરીક સંબંધો સ્થાપિત કરી ને થાય છે. તે દેહ સબંધ ના મીઠા ફળ સ્વરૂપે એકાદ વર્ષ





માં બન્ને જણા ને માં-બાપ નો દરજ્જો પ્રાપ્ત થાય છે. અલ્લાહ તબારક વ તઆલા એ મનુષ્ય જાતિ ની વૃદિધ અને અસ્તિત્વ ની કાયમી સ્થિરતા માટે પુરૂષ અને સ્ત્રી ના દેહસંબંધ ને કારણ બનાવી ને સ્ત્રી પ્રત્યે પુરૂષ ને કુદરતી આકર્ષણ અર્પી ને તેણી સાથે ના દેહ સબંધ (સંભોગ) માં એવો સ્વાદ, આનંદ, શાંતિ, લાગણી, આત્મીયતા, સ્નેહ, ઈચ્છા, આકર્ષણ, મીઠાશ, રાહત, આરામ, ચાહના, સુખ, ચસ્કો, ચૈન-સંતોષ રાખેલ છે, કે મનુષ્ય જાતિ નો મોટો ભાગ અને ખાસ કરીને યુવાન વર્ગ વિજાતીય વ્યકિત સાથે દેહ સબંધ સ્થાપિત કરવાને જીવન નો મુખ્ય દયૈય બનાવી તેની પ્રાપ્તિ અને અનુમતિ માટે તનતોડ મહેનત અને સંઘર્ષ કરવામાં જ જીવન ની અમર્યાદિત કિંમતી પળો અને શકિત ખર્ચી નાખે છે.

◈ જો કોઈ પુરૂષ અને સ્ત્રી વિષે એવું કહેવામાં આવે, કે આ બન્ને વચ્ચે ધણી અને બાયડી નો અથવા પતિ અને પત્નિ નો સબંધ છે, તો તેનો સ્પષ્ટ અર્થ એ થયો, કે આ બન્ને વચ્ચે શારિરીક સબંધો સ્થાપિત છે. પુરૂષ અને સ્ત્રી લગ્ન કરીને પહેલું કામ દેહ સબંધ બાંધવાનો કરે, તે એક કુદરતી નિયમ અને છૂટ છે, જેને વિશ્વ ના દરેક ધર્મ અને સમાજે માન્ય રાખેલ છે. પણ એક પુરૂષ બીજા પુરૂષ સાથે નિકાહ કરીને દેહસબંધ બાંધે અથવા નિકાહ કર્યા વગર દેહસબંધ બાંધે, આ બન્ને બાબતો અત્યંત ધૃત, નફ્ફટાઈ ઉપર આધારિત,

હલકું, નીચ, અયોગ્ય, અપ્રિય, અશોભનીય, અકુદરતી, અસંસ્કારી, સૃષ્ટિ ના નિયમ વિરૂદધ નું અને એવું અસામાજિક કુ:કર્મ છે, કે દરેક ધર્મ અને દરેક સભ્ય સમાજે તેને વખોડી કાઢેલ છે અને તેનો સખ્ત વિરોધ કરેલ છે.

◈ ગંગોહી સાહેબ પોતાના સ્વપ્ન ના અનુસંધાને ફરમાવે છે, કે મેં અને મોલ્વી કાસિમ નાનોત્વીએ પતિ–પત્નિ ની જેમ અરસ પરસ ફાયદો પ્રાપ્ત કર્યો છે. પતિ અને પત્ની ને એક બીજા થી સૌથી પહેલો ફાયદો શારિરીક સબંધ દ્વારા પ્રાપ્ત થતાં આનંદ અને સંતોષ થી થાય છે. આ એવી વાસ્તવિકતા છે, કે દરેક વ્યકિત તેને સારી પેઠે જાણે છે. ગંગોહી સાહેબ સ્વપ્ન માં નાનોત્વી સાહેબ સાથે પત્નિ જેવો ફાયદો પ્રાપ્ત થવાની વાત પ્રેમના અતિઆવેગ અને ઉત્સાહ ના પ્રભાવ હેઠળ મોઢે થી ઉચ્ચારી તો દીધી... પણ... પછી... તરત જ ખ્યાલ આવ્યો, કે અતિ લાગણી ના ઉત્સાહ ના આવેગ માં **કાચું કપાઈ ગયું.** હાય...! હાય...! મેં ગુપ્ત ભેદ ને જાહેર કરી દીધો. ખાનગી રાખવાની વાત મુખે થી વર્ણન થઈ ગઈ ! હવે શું થશે ? **"મોઢા ની કુલ્લી ઉબાઈ ગઈ"** એક છૂપી વાત છાની નહીં રાખતાં જાહેર કરી દીધી અને **"જાહેર માં કહૂં છું ખાનગી રાખજો"** જેવો ઘાટ ઘડાઈ ગયો. લોકો ને તેની જાણ થશે તો મારી **આબરૂ ના કાંકરા થઈ જશે.** મારા આવા ગંદા સ્વપ્ન ની વાત લોક કાને પહોંચશે, તો મારી **આબરૂ બે કોડી ની નહીં રહે.** આ



વિચાર આવતાં જ ગંગોહી સાહેબ ખળભળી ઉઠયા અને તાત્કાલિક સતર્ક બની વાત ને વળાંક આપી **"વાત ની વાત અને કરામતની કરામત"** વાળી કહેવત ને સાર્થક કરવાની ચેષ્ટા કરી.

◈ દામપત્ય જીવન ના ફાયદા ને ફકત એક જ બાબત સુધી મર્યાદિત રાખવાની યુકિત કરીને કહયું કે **"ઉન્હોં ને હઝરત રહમતુલ્લાહે અલૈહે કી તા'રીફ કર કે હમેં મુરીદ કરાયા ઔર હમને હઝરત સે સિફારિશ કરકે ઉન્હેં મુરીદ કરાયા"** એટલે કે તેઓ એ મારી સમક્ષ **"હઝરત રહેમતુલ્લાહે અલૈહે"** એટલે કે **"હાજી ઈમદાદુલ્લાહ સાહેબ મુહાજિર મક્કી"** ના વખાણ કરી કરી ને મને એટલો પ્રભાવિત કરી નાખ્યો કે હૂં હાજી ઈમદાદુલ્લાહ સાહેબ નો મુરીદ બની ગયો. અને મેં હાજી ઈમદાદુલ્લાહ સાહેબ ને ભલામણ કરી ને તેઓ (નાનોત્વી) ને હાજી ઈમદાદુલ્લાહ નો મુરીદ બનાવી દીધો.

વાત ને કેવો રૂડો–રૂપાળો વળાંક આપવા માં આવી રહયો છે, તે જુઓ. સૌ પ્રથમ તો એવું કહયું, કે નાનોત્વી સાહેબ દુલ્હન બન્યા છે, તેવું મેં સ્વપ્ન જોયું અને મારો નિકાહ નાનોત્વી સાહેબ સાથે થયો. એટલે કે નાનોત્વી સાહેબ હવે **"નાનોત્વી સાહેબા"** બની ગયા. ગંગોહી સાહેબ વરરાજા બન્યા અને નાનોત્વી સાહેબ "નવોઢા" બની ને ગંગોહી સાહેબ ના બેગમ બન્યા. એટલે કે વહાબી દેવબંદી અને તબલીગી જમાઅત ના બે (૨) માંધાતાઓ લગ્ન ગ્રંથી થી જોડાયા. **"મુતાલ–એ–બરેલ્વીયત"**


www.markazahlesunnat.com

જેવી હલકટ કિતાબ ના વહાબી અગ્રણી લેખક જનાબ **પ્રોફેસર ખાલિદ મેહમૂદ માંચેસ્ટરી સાહેબ** ને તેમના બે (૨) પેશ્વાઓ ના સમલૈંગિક વિવાહ બદલ **હાર્દિક અભિનંદન..., મુબારક..., શાદી મુબારક..., જનાબ પ્રોફેસર માંચેસ્ટરી સાહેબ આનંદો..., ખૂશીયાં મનાઓ..., ચશ્મે બદ-દૂર** કહીને દુલ્હા-દુલ્હન ની જોડી સલામત રહે... એવા આશિર્વાદ આપો. અને જો શાદી ના આ અનેરા અકલ્પનીય પ્રસંગ નો આનંદોત્સવ ઉજવી ને મિઠાઈ વહેંચો, તો પ્લીઝ, બરાહે કરમ... અમને તે મિઠાઈ મોકલવાની તસ્દી લેશો નહીં. **અમો સુન્ની મુસ્લિમો ગૌષે પાક ની ન્યાઝ ની મિઠાઈ ખાનારા આવા સમલૈંગિક નિકાહ ની મિઠાઈ ખાતા નથી.** અમો તમારા થી બે (૨) પેશ્વાઓ ના સજાતિય લગ્ન એટલે કે હોમોસેકસ્યુઅલ મેરેજ ની ખુશાલી ની મિઠાઈ ની માંગણી નથી કરતા... અલબત્ત.. અમારી એક માંગણી નો બોજ તમારા સિરે અવશ્ય બાકી છે. જેને વહેલી તકે ચુકવીને હળવા બની જશો, તેવી અપેક્ષા છે. અમારી માંગણી ફકત એ છે, કે કૃપ્યા આપ અમો ને એ માહિતી પ્રદાન કરી આપો કે તમારા બન્ને પેશ્વાઓ ના **સમલૈંગિક શુભ વિવાહ ના અવસર** વખતે ⊙ બેગમ નાનોત્વી સાહેબા ની મહેર શું નક્કી થયેલ ? ⊙ નિકાહ કોણે પઢાવેલી ? ⊙ નિકાહ માં વકીલ અને ગવાહ તરીકે કોણ-કોણ મહાનુભાવો એ ભુમિકા ભજવેલી ? ⊙ કે પછી આ પ્રણાલિકાની માથાઝિંક





વગર જ બંધ કમરા માં ખાનગી રાહે, પરસ્પર ની સંમતિ થી એક બીજા ને પતિ-પત્નિ તરીકે સ્વીકારી લીધેલા ?

ખૈર ! ગંગોહી સાહેબ પોતાના ખ્વાબ માં થએલા નિકાહ ના અનૂસંધાને પોતાની બેગમ નાનોત્વી સાહેબા સાથે દામપત્ય જીવન સ્થાપિત થયા બાદ જે ફાયદો વર્ણન કરી રહયા છે, એટલે કે હાજી ઈમદાદુલ્લાહ સાહેબ થી મુરીદ થવાનું સૌભાગ્ય પ્રાપ્ત થવાની જે વાત ઉચ્ચારી રહયા છે, તે વાત ને વળાંક આપવાનું એક બહાનું છે. તેવા પોકળ અને નિર્માલ્ય બહાના દ્વારા તેઓ ગંધાતા ઉકરડા ની દુ:ગંધ ને રેશ્મી ચાદર દ્વારા ઢાંકી ને અંકુશિત કરવાની મિથ્યા ચેષ્ટા કરી રહયા છે. એટલે કે ગંગોહી સાહેબ એવું સમજાવવા નો પ્રયત્ન કરી રહયા છે, કે નાનોત્વી સાહેબ સાથે થએલી ગંગોહી સાહેબની શાદી ના ફળ સ્વરૂપે ગંગોહી સાહેબ ને ફકત એક જ ફાયદો થયો છે, કે નાનોત્વી સાહેબા એ દામ્પત્ય જીવન ના બધા હકકો અને ફરજો અદા કરીને પોતાના પ્રિય પતિ ગંગોહી સમક્ષ હાજી ઈમદાદુલ્લાહ મુહાજિર મકકી સાહેબ ના અતિ-વખાણ અને તેઓના સદગુણો ના એટલા ગુણગાન ગાયા કે ગંગોહી સાહેબ પોતાની વફાદાર, પ્રેમાળ અને પ્રાણપ્રિય બેગમ ની મીઠી અને મનભાવતી વાણી ઉપર વિશ્વાસ રાખી ને હાજી ઈમદાદુલ્લાહ સાહેબ ના મુરીદ બની ગયા. અને બેગમ નાનોત્વી સાહેબા ને આ અકુદરતી

વિવાહ નો એ ફાયદો થયો, કે ગંગોહી સાહેબે પોતાની પ્રેમાળ બેગમ ના એહસાન નો બદલો ચુકવવા અને એક પ્રેમાળ પતિ તરીકે ની ફરજ નિભાવતાં પોતાની હમદર્દ અને ઉપકારક બેગમ નાનોત્વી માટે હાજી ઈમદાદુલ્લાહ સાહેબ ને અતિ-ભલામણ કરીને હાજી સાહેબ ને નાનોત્વી સાહેબા ને મુરીદ બનાવી લેવા માટે મનાવી લીધા.

ટૂંક માં... ગંગોહી સાહેબે પોતાના ખ્વાબ માં થએલા નિકાહ ના અનુસંધાને જે કહ્યું કે **"જેવી રીતે પુરૂષ અને સ્ત્રી ને ફાયદો થાય છે, તેવો જ ફાયદો અમો બન્ને ને થયો છે."** આ કબૂલાત ના અનૂસંધાને ગંગોહી સાહેબ પોતાનો લૂલો બચાવ કરતાં એવો ખુલાસો કરી રહયા છે, કે સ્ત્રી અને પુરૂષ ની જેમ અમો બન્ને એ પરસ્પર જે ફાયદો ઉપાડયો છે, તેનો અર્થ એ છે, કે અમોએ એક બીજા ને હાજી ઈમદાદુલ્લાહ સાહેબ ના મુરીદ બનાવ્યા છે.

◈ જો બન્ને મોલ્વી ના લગ્ન નો આશય હાજી સાહેબ થી મુરીદ જ થવાનો છે, તો પછી એવું કહેવાની શું ઝરૂરત હતી કે **"જેવી રીતે સ્ત્રી અને પુરૂષ ને એક-બીજા થી ફાયદો પહોંચે છે"** શું સ્ત્રી અને પુરૂષ ફક્ત એ મકસદ અને આશયને અનૂસરી ને લગ્ન કરે છે કે એક બીજા ને કોઈ કામિલ પીર નો મુરીદ બનાવી દેશું ? શું લગ્ન પછી સ્ત્રી અને પુરૂષ વચ્ચે દેહ સબંધ સ્થાપિત નથી થતો ? બલ્કે વાસ્તવિકતા એ છે, કે લગ્ન પછી સ્ત્રી અને પુરૂષ વચ્ચે અવશ્ય શરીર સબંધ સ્થાપિત થાય છે. લગ્ન ની વિધી આટોપી લીધા બાદ ની પ્રથમરાત્રી કે જેને **"સુહાગરાત"** અથવા **"Golden Night"** કહેવામાં આવે છે. મોટા ભાગે તે રાત થી જ બન્ને વચ્ચે શરીર સબંધ બંધાવવાનો આરંભ થાય છે અને સ્ત્રી તથા પુરૂષ વચ્ચેના આ શરીર સબંધ ને જાઈઝ, યોગ્ય અને પ્રસંશનીય ઠરાવવા માટે જ નિકાહ નો આશરો લેવામાં આવે છે. નિકાહ ના પાક રિશ્તા માં જકડાઈ ગયા બાદ સ્ત્રી અને પુરૂષ વચ્ચે શરીર સબંધ સ્થાપિત થાય છે અને બન્ને એક બીજા થી સંતુષ્ટ, આનંદિત, રોમાંચિત, સુખમય અને પ્રમોદિત થાય છે અને તેને જ એક બીજા થી ફાયદો થયો કહેવાય છે, જે પરસ્પર થાય છે. ગંગોહી સાહેબ અને નાનોત્વી સાહેબે ખ્વાબ માં લગ્ન કર્યા બાદ બન્ને એ એક-બીજા થી સ્ત્રી અને પુરૂષ ની જેમ ફાયદો ઉપાડયો, તે હકીકત નો તો ખૂદ ગંગોહી સાહેબ સ્વીકાર અને એકરાર કરે છે પણ **"જે ફાયદો ઉપાડયો છે"**, તેના અનૂસંધાને એવો અર્થહીન અને પાયાવિહોણો ખુલાસો કરે છે, કે અમો એ પતિ-પત્નિ ની જેમ પરસ્પર અવશ્ય ફાયદો ઉપાડયો છે, પણ અમારો એક-બીજા ને પતિ-પત્નિ ની જેમ ફાયદો પહોંચાડવા માં કયાંય પણ શારિરીક સબંધ સ્થાપિત કરવા ની કોઈ શકયતા જ નથી. અમો એક બીજા ને હાજી ઈમદાદુલ્લાહ ના મુરીદ બનાવવા માટે જ નિકાહ કરેલા અને નિકાહ નો ફાયદો ઉપાડેલો.

કેવો અર્થહીન, કઢંગો, પોકળ, નિર્માલ્ય,

લૂલો, અપંગ, વ્યર્થ, બે અક્કલ, બુદિધ વિહોણો, અણ સમજ, નિર્બળ અને ઢંગધડા વગર નો ખુલાસો ગંગોહી સાહેબ કરી રહયા છે. પોતાના **"ખ્વાબી નિકાહ"** ની દાસ્તાન વગર વિચારે વર્ણન કરી દીધી અને **આબરૂ નો ધજાગરો** થવાની બીકે હવે વાત ને વળાંક આપી લૂલો બચાવ કરી ને **થૂંકી ને ચાટી રહયા છે.** ફકત હાજી સાહેબ થી જ મુરીદ બનવા અને બનાવવાનો આશય હતો, તો શા માટે તે આશય સિદધ કરવા માટે નાનોત્વી સાહેબ ને દુલ્હન બનાવવી, નાનોત્વી સાહેબ થી નિકાહ થવો, પતિ-પત્નિ જેમ પરસ્પર ફાયદો થવા જેવી બાબતો વચ્ચે લાવ્યા ? એક મિત્ર ની મિત્રતા નું જ વર્ણન કરી દેવું હતું કે અમો બાળપણ ના મિત્ર છીએં અને નિઃસ્વાર્થ મિત્રતા ના ના'તે અમો એ એક-બીજા ને હાજી સાહેબ ના મુરીદ બનાવ્યા. સીધી અને સરળ વાત હતી. તેવી સીધી અને સરળ વાત માટે બિચારા નાનોત્વી સાહેબ ને દુલ્હન ના સોળે શણગારે સજાવવી, નિકાહ ખ્વાની ની રસ્મ અદા કરવી અને ત્યારબાદ પતિ-પત્નિ ના ફાયદામંદ સબંધો નું વર્ણન કરવાની લમણાંઝીક નું નાટક ભજવવાની શું ઝરૂરત હતી? કોઈપણ જાત ની સુઃસંગતતા ગંગોહી સાહેબ ના ખ્વાબ અને ખ્વાબ અંગેના ખુલાસા વચ્ચે નથી. **ધરતી ના બે (૨) છેડા ભેગા ન થાય** તેમ ગંગોહી સાહેબ ના ખ્વાબ અને ખુલાસામાં સુસંગતિ નથી. ગંગોહી સાહેબનો અર્થહીન ખુલાસો આ દ્રષ્ટાંત સાથે બરાબર અનુરૂપ છે, કે કોઈ શખ્સ



એવો ખ્વાબ (સ્વપ્ન) વર્ણન કરે, કે મૈં ખ્વાબ જોયો કે હૂં એક ભવ્ય બાર (શરાબ ખાના) માં છું અને જેવી રીતે દારૂડીયા લોકો દારૂ ના સેવન થી આનંદિત અને પ્રફુલ્લિત થાય છે, તેવી જ રીતે હૂં પણ થયો. એક ડોલ (બાલદી) દારૂ થી છલોછલ ભરીને દારૂ થી વુઝૂ અને ગુસ્લ કરી ને નમાઝ અદા કરી. તૌબા... તૌબા જયારે વુઝૂ કરીને નમાઝ પઢવી હતી તો શરાબ ખાના માં જવાની શું ઝરૂરત હતી ? કોઈ મસ્જિદ ના હોજ થી વુઝૂ કરીને નમાઝ પઢી લેવી હતી. તેવી જ રીતે જો હાજી સાહેબ થી મુરીદ થવાનો જ આશય એક-બીજાને ફાયદારૂપ થવા માટે હતો, તો સૃષ્ટિ અને કુદરત ના નિયમ વિરૂધ્ધ શાદી કરવી, નાનોત્વી સાહેબ ને દુલ્હન જેવું ડેકોરેશન કરવાની તસ્દી આપવી અને પરસ્પર પતિ-પત્નિની જેમ ફાયદો પહોંચાડવા ની વાણી ઉચ્ચારવી, એ બધું શું સુચવે છે ? જરૂર **દાળ માં કાંઈક કાળું હશે.** ભૂતકાળ માં અભ્યાસ કાળ દરમિયાન દિલ્હી માં સંગાથે રહીને પસાર કરેલા 'રંગીન દિવસો' નું ધૂંધળૂં ચિત્ર જે માનસપટ ઉપર અંકિત હતું અને જેના ઉપર વર્ષો ના વહાણા પસાર થવાના કારણે જે ધૂળ ચડી ગએલી, તે દબાએલા અરમાનો અચાનક આળસ મરડી ને ખડા થએલા અને સ્વપ્ન સ્વરૂપે માનસ પટ ઉપર અંકિત થઈ ને દ્રષ્ટિગોચર થએલા, જેનાથી ગંગોહી સાહેબ એટલા રોમાંચિત થઈ ગએલા કે ઉત્સાહ માં આવી ને પોતાનું સ્વપ્ન ઉપસ્થિત લોકો સમક્ષ વર્ણન કરી

દઈને ખાનગી વાતનું જાહેરીકરણ કરી નાખી ને :-

*નદામત હૂઈ હશ્ર મેં જિન કે બદલે,*
*જવાની કી દો-ચાર નાદાનિયાં થીં.*

ગંગોહી સાહેબની મહેફિલ માં **બુદ્ધિના બારદાન** જ એકઠા થતા હતા. કેમકે ગંગોહી સાહેબે ખ્વાબ માં પોતાના નિકાહ નાનોત્વી સાહેબ સાથે થયા નું વર્ણન કર્યું. તે ખ્વાબ (સ્વપ્ન) એટલી હીન કક્ષાનું હતું, કે તેને સાંભળી ને સામાન્ય વિવેક બુદ્ધિ ધરાવનાર વ્યક્તિ પણ અકળાઈ ઉઠે. પણ આવા ધૃણાસ્પદ ખ્વાબ ને સાંભળી ને પણ ગંગોહી સાહેબ ના ચમચાઓ પૈકી નો એક **મોટો ચમચો** હકીમ મુહમ્મદ સિદ્દીક કાંધલ્વી, તે ગંદા ખ્વાબ ને યોગ્ય અને યથાર્થ પુરવાર કરવા માટે **કુરઆને મજીદ** ની મુકદ્દસ આયતે કરીમા ના ભાવાર્થ અને અર્થ ને મરડી-મચકોડી ને અનર્થ સ્વરૂપે ગંગોહી સાહેબ ના ગંદા ખ્વાબ ના સમર્થન રૂપે ફીટ કરી રહયો છે અને **"આંધળાં લૂલાં સંપે નભે"** જેવો સ્વાંગ સર્જી રહયો છે.

◈ કુરઆને મજીદ, પારા નં.૫, સૂર-એ-નિસા ની આયત નં. ૩૪ **"અર્રિજાલો-કવ્વામુના-અલન-નિસાએ"**

*અર્થાત :-* **"મર્દ અફસર હૈં, ઓરતોં પર"** (કન્ઝુલ ઈમાન)

આ આયત ના અનૂસંધાને વિસ્તૃત છણાવટ આલેખવાનો પાકો ઈરાદો હતો પણ **"દાઢીવાળી દુલ્હન"** પ્રકરણ નું લખાણ એટલું લંબાઈ ગયું છે, કે હવે સંક્ષિપ્ત માં ફક્ત એટલું જ જણાવવાનું કે આ આયતે કરીમા માં પતિ અને પત્નિ ના દામ્પત્ય જીવન ને સુખમય, સુઘડ, મર્યાદાલક્ષી, પ્રફુલ્લિત, સહકારમય, પ્રેમાળ, સમતોલ, સંતુલિત





અને સંતુષ્ટ બનાવી ને પતિ-પત્નિ વચ્ચે ઉદભવતા મન દુ:ખ, રંજ, અસંતુષ્ટતા, વિષાદ, ઈર્ષા, લડાઈ-ઝઘડા, વાદ-વિવાદ, ટંટો-ફસાદ અને અસંતોષ જેવા દુષણો ને ડામી નાબૂદ કરીને સમાજ ની વ્યવસ્થા ને સંસ્કાર ના સદગુણો ના આભુષણો દ્વારા વ્યવસ્થિત અને શાંતિમય બનાવવા માટે પતિ અને પત્નિ ના મરતબા અને દરજ્જા નો સ્પષ્ટ તફાવત વર્ણન કરીને સ્ત્રીઓને પોતાના પતિ પ્રત્યે આજ્ઞાંકિત બની રહેવાની પ્રેરણા અને આદેશ આપવામાં આવ્યો છે.

◈ આ આયત નો **શાને-નુઝૂલ** એટલે કે આયત નાઝિલ થવા નો સંજોગ (Circumstance of Revelation of Quranic Verses) ના અનૂસંધાને તફસીર ની આધારભૂત અને વિશ્વસનીય કિતાબો જેવી કે ⊙ **તફસીરે ખાઝિન** ⊙ **તફસીરે બૈઝાવી** ⊙**તફસીરે કબીર** ⊙**તફસીર રૂહુલ બયાન** ⊙ **તફસીરે જલાલૈન** ⊙ **તફસીર રૂહુલ મઆની** વગેરે માં લખ્યું છે, કે હઝરત સઅદ બિન રબીઅ અન્સારી ની શાદી હઝરત ઝૈદ બિન ઝુહૈર ની પુત્રી હઝરત હબીબા સાથે થએલી. એક દિવસ હઝરત સઅદે પોતાની પત્નિ ની નાફરમાની થી ક્રોધે ભરાઈ ને તેણી ને એક તમાંચો મારી દીધો. હઝરત હબીબા ના વાલિદ પોતાની દિકરી ને લઈ ને **બારગાહે રિસાલત** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ માં હાઝિર થયા અને ફરિયાદ કરી કે જમાઈ સઅદે દિકરી ને તમાંચો માર્યો છે, જેથી દામાદ થી **"કિસાસ"** (બદલો) અપાવવા માં આવે. એટલે કે મારી દિકરી હબીબા

ને મંજૂરી આપવામાં આવે કે તેણી પણ પોતાના પતિ ને તમાંચો મારી ને બદલો લઈ લે. આ બદલા ની માંગણી ના અનૂસંધાને આ આયતે કરીમા નાઝિલ થઈ અને એવો હુકમ જારી થયો કે પત્નિ પોતાના પતિ થી તમાંચા (થપ્પડ) નો બદલો નથી લઈ શકતી.

ટૂંક માં અલ્લાહ તઆલા એ પુરૂષો ને સ્ત્રીઓ ઉપર મહત્વતા અને અગ્રતા અર્પી છે. ઘરેલૂ મામલા માં પતિનો દરજ્જો "રાજા" નો છે અને પત્નિ ઘરની "વઝીર" નો હોદ્દો ધરાવે છે. પતિ ઘર નો રાજા અને બાલ-બચ્ચાં ઘર ની પ્રજા છે. પત્નિ અને બાળકો ના ભરણપોષણ અને જીવન નિર્વાહ ની આવશ્યક અને અનિવાર્ય બાબતો પૂરી પાડવાની જવાબદારી પતિ ની છે. જેના માટે તે રાત દિવસ એક કરીને સંઘર્ષ કરીને જરૂરી આવક મેળવવા ના પ્રયત્નો કરે છે.

◈ હવે, **વાંચક મિત્રો ન્યાય કરે,** કે ગંગોહી સાહેબના ગંદા ખ્વાબ ને આ આયત થી કંઈ લાગે વળગે છે ? તે ગંદા ખ્વાબ ને આ આયત થી કોઈપણ પ્રકારની નિસ્બત છે ? નહીં, હરગિઝ નહીં, તેમ છતાં ગંગોહી સાહેબ ની ચાપલૂસી અને ચમચાગીરી નો હક્ક અદા કરીને હકીમ મુહમ્મદ સિદ્દીક કાંધલ્વી એ અર્થહીન અને કંઢગી સુઃસંગતતા નો તર્ક ઉપજાવી કાઢીને આ આયત ને ગંગોહી સાહેબ ના ખ્વાબ ની યોગ્યતા ના સમર્થન માં ફીટ કરી. વિશેષ આ□ર્ય અને આઘાત ની બાબત તો એ છે, કે ચમચાની આવી હાસ્યાસ્પદ વાણી અને અનુમાન નો અસ્વીકાર બલ્કે ખંડન કરવાના બદલે ગંગોહી સાહેબ ચમચા ના અનુમાનિત





તર્ક ને ટેકો આપી તેનું સમર્થન કરતાં કહે છે, કે **"હાં, આખિર ઈન કે બચ્ચોં કી તરબિયત કરતા હી હૂં"** એટલે કે ગંગોહી સાહેબ ના અકુદરતી લગ્ન ના ખ્વાબ ના અનૂસંધાને હકીમ મુહમ્મદ સિદ્દીક કાંધલ્વીએ કુરઆને મજીદ ની મુકદ્દસ આયતે કરીમા **"અર્રિજાલો-કવ્વામૂના-અલન-નિસાએ"** દ્વારા હળાહળ જૂઠો અનૂમાન કરવાની જે ઘૃણાસ્પદ ચેષ્ટા કરી છે, તેને વખોડવા ના બદલે પ્રોત્સાહિત કરીને ગંગોહી સાહેબ કહે છે કે હા, હા,... તમો સાચું કહો છો, સ્ત્રી અને પુરૂષ વચ્ચે જે દેહસબંધ (સંભોગ/Intercourse) સ્થાપિત થાય છે, તેના પરિણામ સ્વરૂપે જે બાળકો પૈદા થાય છે, તેનું ભરણપોષણ પતિ જ કરે છે. હા, હા, હૂં પણ એક ફરજનિષ્ઠ પતિ તરીકે નાનોત્વી સાહેબ ના બાળકો ની તરબીયત (ભરણપોષણ) કરૂં છું. કિતાબ ના ફકરા માં જે વાક્ય છે તેમાં "તરબીયત કરતા હૂં" શબ્દો નથી બલ્કે **"તરબીયત કરતા હી હૂં"** ના શબ્દો છે. વાક્યમાં **"હી"** શબ્દ છે. ઉર્દુ શબ્દોકોષ માં **"હી"** ના અનેક અર્થો લખ્યા છે. જેમકે ⊙ **અકેલા** ⊙ **તન્હા** ⊙ **મહઝ એટલે ફક્ત** ⊙ **સિર્ફ** ⊙ **ઝરૂર** ⊙ **ફક્ત** વગેરે. ઉપરાંત ઉર્દુ ભાષા માં કોઈ વાત ને મહત્વ આપતી વખતે "હી" શબ્દ નો ઉપયોગ કરી ને વાક્ય ને ભારપુર્વક નું (Emphatically) બનાવવા માં આવે છે. એટલે કે ગંગોહી સાહેબ પોતાના ખાસ ચમચા દ્વારા કુરઆને મજીદ ની આયત ના અનૂસંધાને કરેલા ખોટા અર્થઘટન ના અનૂસંધાને સમર્થિત વાણી ઉચ્ચારી રહયા છે અને ભારપુર્વક કહી રહયા છે, કે નાનોત્વી સાહેબ ના બાળકો નું ભરણ-પોષણ હૂં એકલો જ કરી રહયો છું. આ રીતે

ગંગોહી સાહેબ બંધ શબ્દો માં અને સંકેતિક ભાષા માં નાનોત્વી સાહેબ સાથે ના કાલ્પનિક વૈવાહિક સબંધ નો એકરાર અને અનુમોદન કરી રહયા છે.

ગંગોહી સાહેબ ની "સ્વપ્નોં કી દુલ્હન" બેગમ નાનોત્વી સાથે કાલ્પનિક વૈવાહિક સબંધ સુધી જ ગંગોહી સાહેબ સીમીત ન રહેતાં, અભ્યાસ કાળ દરમિયાન ચાર (૪) વર્ષ સુધી ઐકી સાથે ખાઈ, પી, સુઈ, જાગી, ભણી, રમી, રહી ને પસાર કરેલા રંગીન દિવસોની પચરંગી યાદો અને અનેક રંગી સ્મરણો હવે મન માં ગલગલિયાં કરવા લાગ્યા. પોતાના પ્રિય પાત્ર નાનોત્વી સાહેબ સાથે ભૂતકાળ માં પસાર કરેલી પ્રેમ અને આત્મીયતા ની સૂંવાળી ક્ષણો હવે હસીન યાદો ના ફુલો નો ઝુમખો લઈ ને મન માં ધરબાએલી લાગણી ના દ્વાર ખટખટાવી રહી છે. અધૂરા અને કરમાએલા અરમાનો જે હૃદયના ઉજ્જડ ખૂણા માં નિસ્તેજ અને મૃતઃપ્રાય અવદશા માં પડયા હતા, તેમાં નવા ચેતન નું સીંચન થયું અને નવા જોશ અને જોમ ની સાથે ઉછાળા મારવા લાગ્યા. પોતાનો મહેબૂબ હવે ખ્વાબ માં સ્વપ્નોં કી રાની બની દુલ્હન સ્વરૂપે નઝર આવવા લાગ્યો. દુલ્હન ને નિકાહ ખ્વાની ની રસ્મ દ્વારા પોતાની બનાવી પણ લીધી પણ સ્વપ્નું અંતે સ્વપ્નું જ છે. આંખ બંધ હોય ત્યારે દ્રષ્ટિગોચર થતા સોનેરી સ્વપ્ના આંખ ખુલતાંની સાથે જ અદ્રશ્ય થઈ જાય છે. આવા સ્વપ્નાઓ માનસિક શાંતિ અને સંતોષ આપવાના બદલે અશાંતિ અને વ્યાકૂળતાની ભાવના ને પ્રબળ બનાવે છે. માટે હવે સ્વપ્નાઓ ના સહારે દિલો દિમાગ ની શાંતિ અને સંતોષ માટે વલખાં નથી મારવા. હવે તો જાગૃત અવસ્થા માં જ હિંમત એકઠી કરી ને પ્રેમ ના ધૂંધવાતા સમુદ્રમાં ઝંપલાવી દેવું છે. પછી શું થયું ???



## મુરીદો અને શાગિર્દોની હાજરી માં

# ગંગોહી સાહેબ એક જ ખાટલા માં નાનોત્વી સાહેબ સાથે...??

ગંગોહી સાહેબે મન માં સંગ્રહી ને રાખેલી બાળ પણના રંગીન દિવસોની યાદ "દબાએલી સ્પ્રીંગ" ની જેમ છટકી ને ઉછળી અને સંયમ ના બધા બંધનો તોડી ને શું કરી બેઠા, તે જાણવા માટે નીચે વર્ણન કરેલો ફકરો વાંચો :-

حکایت:۳۰۵

''حضرت والد ماجد مولانا حافظ محمد احمد صاحب عم محترم مولانا حبیب الرحمٰن صاحب رحمۃ اللہ علیھما نے بیان فرمایا کہ ایک دفعہ گنگوہ کی خانقاہ میں مجمع تھا۔ حضرت گنگوہیؒ اور نانوتویؒ کے مرید وشاگرد سب جمع تھے۔ اور یہ دونوں حضرات بھی وہیں مجمع میں تشریف فرما تھے۔ کہ حضرت گنگوہی نے حضرت نانوتوی سے محبت آمیز لہجہ میں فرمایا کہ یہاں ذرا لیٹ جاؤ۔ حضرت نانوتوی کچھ شرما سے گئے۔ مگر حضرت نے پھر فرمایا تو مولانا بہت ادب کے ساتھ چت لیٹ گئے۔ حضرت بھی اسی چارپائی پر لیٹ گئے اور مولانا کی طرف کو کروٹ لے کر اپنا ہاتھ ان کے سینے پر رکھ دیا۔ جیسے کوئی عاشق صادق اپنے قلب کو تسکین دیا کرتا ہے۔ مولانا ہر چند فرماتے ہیں کہ میاں کیا کر رہے ہو۔ یہ لوگ کیا کہیں گے۔ حضرت نے فرمایا کہ لوگ کہیں گے کہنے دو''

حاشیہ حکایت = ۳۰۵ اس سے زیادہ خودداری کی فنا کی نظیر کیا ہوگی۔ کیا اہل تصنع ایسا کر سکتے ہیں۔ ان پر تو یہ موت سے زیادہ گراں ہے اور مولانا گنگوہی کا یہ حال تھا کہ رنگ فنا خجلت پر غالب تھا اور مولانا نانوتوی کا یہ کمال تھا کہ خجلت پر فنا کو مجاہدے سے غالب کردیا۔ ہر گلے را رنگ و بوے دیگر ست۔

**حوالہ:**

(۱) ''حکایات اولیاء''، از: مولوی اشرف علی تھانوی، مع اشرف التنبیہ وحاشیہ، ناشر: زکریا بک ڈپو، دیوبند، ضلع: سہارنپور (یوپی)، حکایت نمبر: ۳۰۵، صفحہ: ۲۷۳

(۲) ''ارواح ثلٰثہ''، از: مولوی اشرف علی تھانوی، باہتمام: مولوی ظہور الحسن کسولوی، ناشر: کتب خانہ امداد الغرباء۔ سہارنپور (یوپی)، حکایت نمبر: ۳۰۵، صفحہ: ۲۸۹

▣ **ઉપરોક્ત ઇબારત નો ગુજરાતી અનુવાદ અને હવાલોઃ-**

**હિકાયત નં.૩૦૫–" વાલિદે માજિદ મૌલાના હાફિઝ મુહમ્મદ સાહેબ કે જેઓ મહોતરમ મૌલાના હબીબુર્રહમાન સાહેબ રહેમતુલ્લાહે અલૈહે ના કાકા થાય છે, તેઓ એ વર્ણન કર્યું કે એક વખત ગંગોહ ની ખાનકાહ માં મેદની ભેગી થએલી. હઝરત ગંગોહી (રહ.) અને નાનોત્વી (રહ.) ના બધા મુરીદ અને શાગિર્દ એકઠા થએલા અને આ આ બન્ને મહાનુભાવો પણ મેદની વચ્ચે ઉપસ્થિત હતા. કે (અચાનક)**



**હઝરત ગંગોહી એ હઝરત નાનોત્વી ને પ્રેમભર્યા સ્વરે કહયું કે અહીં સૂઈ જાઓ. હઝરત નાનોત્વી થોડીક વાર માટે તો શરમાઈ ગયા પણ હઝરતે ફરીવાર કહયું તો ઘણા અદબ ની સાથે ચત્તા સૂઈ ગયા. હઝરત (ગંગોહી ) પણ તે ખાટલા ઉપર જ સૂઈ ગયા અને મૌલાના (નાનોત્વી) ની દિશા માં પડખું ફેરવી ને પોતાનો હાથ તેઓની છાતી ઉપર મુકી દીધો. જાણે કોઈ સાચો પ્રેમી પોતાના હૃદયને સાંત્વન આપતો હોય છે. મૌલાના (નાનોત્વી) સતત કહેતા રહયા કે મિયાં ! શું કરો છો ? આ લોકો શું કહેશે ? હઝરત (ગંગોહી) એ ફરમાવ્યું કે લોકો કહેશે, કહેવા દો"**

**<u>હિકાયત નં.૩૦૫ નો હાશિયો :–</u> તેનાથી વધી ને સ્વમાન ન્યોછાવર કરી દેવાનું દ્રષ્ટાંત શું હોઈ શકે ? શું દંભ આચરનારા આવું કરી શકે છે ? તે દંભીઓ માટે તો મરી જવાથી પણ વધુ કઠીન છે અને મૌલાના ગંગોહી ની હાલત એ હતી કે સમર્પણ (ન્યોછાવર) નો રંગ લજ્જા અને શરમ ઉપર છવાએલો હતો અને મૌલાના નાનોત્વી નો એ કમાલ (અદભુતતા) હતો કે શરમ અને લજ્જા ઉપર ન્યોછાવરતા નો પ્રભાવ સ્થાપિત કરવા અતિ સંઘર્ષ કર્યો.**

**"દરેક પુષ્પ નો રંગ અને સુગંધ અલગ અલગ હોય છે"**

**હવાલો**

(૧) "હિકાયાતે ઔલિયા", અઝ : મોલ્વી અશરફ અલી થાન્વી, પ્રકાશકઃ ઝકરીયા બુક ડીપો, દેવબંદ, જિલ્લો : સહારનપૂર, યુ.પી. હિકાયત નં. ૩૦૫, પેઈજ નં. ૨૭૩.

(૨) "અરવાહે ષલાષા", અઝ : મોલ્વી અશરફ અલી થાન્વી, સંકલન : મોલ્વી ઝહૂરૂલ હસન કસોલ્વી, પ્રકાશક : કુતુબખાના ઈમદાદુલ ગુર્બા, સહારનપૂર, યુ.પી. હિકાયત નં.૩૦૫, પેઈજ નં. ૨૮૯.

વહાબી, દેવબંદી અને તબલીગી જમાઅતના કહેવાતા "હકીમુલ ઉમ્મત" અને ધરાર બની બેઠેલા "મુજદ્દિદ" એટલે કે મોલ્વી અશરફ અલી થાન્વી સાહેબ ઉપરોક્ત ઘટના નું વર્ણન કરી રહયા છે. જયારે વર્ણનકર્તા થાન્વી સાહેબ હોય, તો તે ઘટના ના સત્ય હોવામાં લેશમાત્ર શંકા વહાબી, દેવબંદી અને તબલીગી જમાઅતના અનુયાયીઓ ને હોય નહીં. છતાં પણ થાન્વી સાહેબે પોતાના આદરણીય અને સન્માનનીય મોલ્વી હબીબુર્રહમાન સાહેબ નો હવાલો ટાંકી રહયા છે, જેઓ તે ઘટના વખતે ખાનકાહે ગંગોહ માં મૌજૂદ હોવાના કારણે "ચશ્મદીદ ગવાહ" એટલે કે દાર્શનિક પુરાવા રૂપે સાક્ષી છે. દાર્શનિક પુરાવા ના સાક્ષીએ શું જોયું ? તે થાન્વી સાહેબ ના શબ્દો માં :-

"એક વખત ગંગોહ ની ખાનકાહ માં મેદની ભેગી થએલી. હઝરત ગંગોહી અને નાનોત્વી ના બધા મુરીદ અને શાગિર્દ એકઠા થએલા અને આ બન્ને મહાનૂભાવો પણ મેદની વચ્ચે ઉપસ્થિત હતા." એટલે કે જે ઘટના બની છે, તે એકાંત માં, ખાનગી માં, ગુપ્તપણે, બંધ રૂમમાં નથી બની, બલ્કે ખુલ્લમ ખુલ્લા અને જાહેર માં માનવ મેદની વચ્ચે બની છે. જે માનવ મેદની વચ્ચે આ ઘટના બની છે, તે મેદની ના લોકો કોઈ અજાણા કે પરાયા નહોતા, બલ્કે પોતાના ખાસ અને અંગત, સ્નેહીજનો એટલે કે મુરીદો (ચેલાઓ) અને શાગિર્દો (શિષ્યો) હતા. ગંગોહ ની ખાનકાહ એટલે કે ધાર્મિક સંપ્રદાય ના આશ્રમ જેવા જાહેર સ્થળે ગંગોહી સાહેબ અને નાનોત્વી સાહેબ બન્ને ના સમગ્ર મુરીદો અને વિદ્યાર્થીઓ મૌજૂદ હતા. ભરચક મેદની અને ઉભરાતા માનવ મહેરામણ ની ઉપસ્થિતીમાં ગંગોહી સાહેબ ને શુરાતન ચઢયું. નાનોત્વી સાહેબ નઝીકના અંતરે જ હતા. ગંગોહી સાહેબ ભરી મેદનીમાં ઉપસ્થિત નાનોત્વી સાહેબ ને જોઈ ને રઘવાયા બન્યા. વિદ્યાર્થીકાળ થી જેની સાથે એક આત્મા અને બે શરીર નો ગાઢ અને અતૂટ સબંધ હતો, તે દિન પ્રતિદિન વિકાસ જ પામતો ગયો. ત્યાં સુધી કે ગંગોહી સાહેબ એવા સ્વપ્ના જોવા લાગ્યા, કે નાનોત્વી સાહેબ દુલ્હન સ્વરૂપે છે અને ગંગોહી સાહેબના તેઓની સાથે સમલૈંગિક વિવાહ પણ થયા છે. નાનોત્વી સાહેબ નું વ્યકિતત્વ ગંગોહી સાહેબ ના માનસ પટ ઉપર એવું છવાઈ ગએલું કે તેઓ સંપૂર્ણપણે "નાનોત્વીમય" બની ગએલા અને એક પરમપ્રેમી ના મન માં જે ન્યોછાવર ભાવના અને ફના થઈ જવાનો જઝબો હૃદય ના પ્રેમ સમુદ્ર માં હિલોળા લેતો હોય, તેવો જઝબો ગંગોહી સાહેબ ના મન માં ઉદભવી રહયો હતો. મુરીદો અને શાગિર્દો થી ખચાખચ ભરેલી મહેફિલ માં પણ

ગંગોહી સાહેબ પોતાના હૃદયભાવો ને અંકુશ માં રાખી શકયા નહીં. વિરહની અગ્નિ માં શેકાઈ રહેલા અરમાનો માં ચંચળતા ની ચિનગારી તથા ચેતના પ્રગટી અને સંયમ, ધીરજ, લજ્જા, શરમ, લોકલાજ, સંસ્કાર વગેરે ને **અભેરાઈએ ચડાવી** અને **નેવે મુકી** ને ગંગોહી સાહેબની વ્યાકુળતા એ માઝા મુકી દીધી. જેમકે :-

> બનતી નહીં હૈ, સબ્ર કો રૂખ્સત કિયે બગૈર,
> કામ ઉન કી બેઃકરાર નિગાહોં સે પડ ગયા.

સબ્ર અને સહનશીલતા નો દામન ગંગોહી સાહેબ ના હાથ માં થી છૂટી ગયો. લોકલાજ નો ડર ખંખેરી નાખ્યો અને **પ્યાર કિયા તો ડરના કયા ?** વાળી પંકિત યાદ આવતાં નિર્ભયતા અને બહાદુરી નું સીંચન થયું. અત્યાર સુધી જેની મહોબ્બત નો છુપી-છુપી ને દમ ભરતો હતો, વિરહ ની અગ્નિ માં દિલ ને બાળતો હતો, બલ્કે ભૂંજી નાખતો હતો અને પરિણામે જે ધુમાડો નિકળતો હતો, તેના થી ગુંગળાઈ જતો હતો. ઘણા લાંબા સમય થી આવી ગુંગળામણ ભોગવી -ભોગવીને હવે અકળાઈ ગયો છું. દિલ ના અરમાનો ઉછળતા સમુદ્ર ના મોજાઓ રૂપે હતા, તેને આજ સુધી અંકુશ માં રાખ્યા. સ્વંય ને લોકો અને સમાજ ની શેહશરમ ના કારણે સંયમ અને ધીરજ ના વર્તુળ માં મર્યાદિત અને સિમીત રાખ્યો. શું મળ્યું ? **"શર્મ વાલે કે ફૂટે કરમ"** અને **"શર્મ હી શર્મ મેં કામ તમામ હૂવા"** જેવી કહેવતો વાસ્તવરૂપે યથાર્થ થઈ અને મહેબૂબ ના મિલન થી વંચિત અને નિરાશ જ થયો. માટે હવે તો **"શરમ ની ઐસી તૈસી"** કરીને અધૂરા અરમાન પૂરા કરી



લીધા વગર છૂટકો જ નથી.

મુરીદો અને શાગિર્દો વિશાળ સંખ્યામાં મૌજૂદ છે. તો શું થઈ ગયું ? આજે તેઓ ને પણ **"સચ્ચી મહોબ્બત"** નો પાઠ ભણાવી દઉં. સાચા પ્રેમ નું નાટક તેઓ ની સમક્ષ પ્રેકટિકલ (વાસ્તવમાં) ભજવી ને પ્રતીતિ કરાવી દઉં કે સાચો પ્રેમ કરનારાઓ કદી પણ કોઈ થી ડરતા નથી કે ગાંજ્યા જાય તેમ નથી.

નાનોત્વી સાહેબ સાથે ના પ્રેમ ના નશા માં ચકચૂર ગંગોહી સાહેબે પોતાના મુરીદો અને શાગિર્દો ની ઉપસ્થિતી માં પોતાનો અભદ્ર, નિર્લજ, ધૃણાસ્પદ, નીંદનીય, અશોભનીય, અકુદરતી, અકલ્પનીય અને અસંસ્કારી પ્રેમ વ્યકત કરી ને નાનોત્વી સાહેબ ને સંબોધી ને સામાન્ય હાવભાવે અને સ્વરે નહીં, બલ્કે થાન્વી સાહેબના શબ્દો માં **"મહોબ્બત આમેઝ લહેજે મેં ફરમાયા"** એટલે કે "પ્રેમભર્યા સ્વરે" કહયું. બલ્કે એક સત્તાધિશ પતિ પોતાની પ્રેમાળ અને આજ્ઞાંકિત પત્નિ ને આદેશ આપે તેમ કહયું. શું કહયું ? **"યહાં ઝરા લેટ જાઓ"** એટલે કે "અહીં સૂઈ જાઓ" ગંગોહી સાહેબ નો આદેશ સાંભળી ને થોડીવાર માટે તો નાનોત્વી સાહેબ પણ હતભ્રમ થઈ ને અચંબા માં પડી ગયા. હાય... હાય... !! તૌબા... તૌબા...!! સૂઈ જાઊં અને તે પણ ભરી મેદની વચ્ચે ? મુરીદો અને શાગિર્દો ની ઉપસ્થિતી માં કેમ સુવું ? હૂં તો મરી જ જાઊં. ધરતી ફાટી પડે તો સમાઈ જાઊં. આવું નિર્લજ અને બેઃશરમી નું કામ તો મારા થી થાય તેમ નથી. જેથી થાન્વી સાહેબ ના શબ્દો માં **"હઝરત નાનોત્વી કુછ શરમા સે ગએ"** એટલે થોડીકવાર માટે નાનોત્વી સાહેબ શરમાઈ ગયા. શરમ ના

કારણે ગંગોહી સાહેબના આદેશનું પાલન કરતાં અચકાયા પણ... ગંગોહી સાહેબે દ્રઢ નિર્ધાર કરેલો, કે ગમે તે પરિણામ આવે, આજે તો **સ્વપ્નોં કી રાની** બેગમ નાનોત્વી ને ભરી મહેફિલ માં સુવડાવી ને જ ઝંપીશ.

પહેલી વખત પ્રેમ ભર્યા સ્વરે આદેશ આપી ને સુઈ જવાનું કહયું, પણ નાનોત્વી સાહેબ શરમ ના માર્યા સુતા નહીં અને આદેશ ના પાલનમાં વિલંબ કર્યો એટલે ગંગોહી સાહેબે **"વન્સ મોર"** હુકમ જારી ફરમાવ્યો. થાન્વી સાહેબ ના શબ્દો માં **"મગર હઝરત ને ફિર હુકમ ફરમાયા તો મૌલાના બહોત હી અદબ કે સાથ ચીત લેટ ગએ"** નાનોત્વી સાહેબ સમઝી ગયા કે પ્રિતમ નહીં જ માને. પ્રિતમ ની ટેવો થી હૂં સારી પેઠે જાણકાર છું, કે એક વખત જે બાબત ની હઠ પકડી, તેને મુકશે નહીં. પોતાની જીદ પૂરી કરીને જ ઝંપશે માટે હવે આનાકાની કરવી વ્યર્થ. લજ્જા અને શરમ ના નાઝ-નખરા અર્થહીન છે. હવે તો મર્યાદા ના આવરણ ને તજી ને હૂં પણ મારા "આશિક" ના રંગે રંગાઈ જાઊં અને આજ્ઞાનું પાલન કરી ને મહેબૂબ ના શરારતી ઈશ્ક ની મસ્તી લૂંટવા માં સહભાગી બનૂં. કેમકે અત્યારે મહેબૂબ ના હાવભાવ અનોખા છે. પ્રેમરસ માં એટલા બધા ભીંજાએલા છે, કે હવે કોઈ રીતે સમઝે કે પાછા વળે તેમ નથી. મગજ ઉપર પ્રેમ નો ખુમાર પાગલપણાની હદસુધી પહોંચી ગયો છે, માટે હવે કહયાગરા બની ને તેઓ જે કહે છે, તેને કરવામાં જ ભલમનસાઈ છે. જેથી નાનોત્વી સાહેબ સૂઈ ગયા અને મહોબ્બત નો મલાજો જાળવી ને **"બહોત અદબ કે સાથ"** લેટ ગએ. ફક્ત " અદબ કે સાથ" નહીં બલ્કે **"બહોત અદબ કે સાથ"** વાહ ! શું અદબ છે ? શું તાઅઝીમ છે ? **ઈશ્કે નબી** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ ના અનૂસંધાને અદબ અને તઅઝીમ ના જાઈઝ અને મુસ્તહબ કામો ઉપર **"બિદઅત"** અને **"ના-જાઈઝ"** ના ફત્વા ઝીંકનારા વર્ગ ના પેશ્વા **ધુત ઈશ્ક** ના અદબો- એહતરામ ની બજવણી માં કેવો અતિરેક કરી રહયા છે.

નાનોત્વી સાહેબ બહુ જ અદબ ની સાથે સૂઈ ગયા અને કેવી રીતે સૂતા ? થાન્વી સાહેબ ના શબ્દો માં **"ચીત લેટ ગએ"** એટલે કે "ચત્તા સુઈ ગયા" એટલે કે સ્ત્રી ની જેમ. સ્ત્રી અને પુરૂષ જયારે દેહસબંધ બાંધે છે ત્યારે સ્ત્રી ચત્તી જ સૂએ છે. પુરૂષ સાથે "હમબિસ્તરી" (સંભોગ) કરતી વખતે ચત્તી સૂવાની સ્ત્રી ની આદત અને પરિસ્થિતી નું પ્રતિબિંબ અને તેની ઝાંખી નું સંકેત આપતાં નાનોત્વી સાહેબ પણ સ્ત્રી ની જેમ ચત્તાપાટ સૂઈ ગયા. પછી શું થયું ?

### "હુસ્ન હિફાઝત કરતા હૈ, ઔર જવાની સોતી હૈ"

નાનોત્વી સાહેબ સૂઈ ગયા, કયાં ? ખાટલા ઉપર, જેનો અર્થ એ પણ થાય, કે શું ભરી મેદની માં ખાટલો પહેલે થી જ તૈયાર રાખેલો ? પ્રેમ લીલાનું નાટક ભજવવા નો તખ્તો શું પહેલે થી "રેડી" હતો ? નાનોત્વી સાહેબે પહેલ કરીને ખાટલે ચડયા અને ખાટલા ઉપર સૂઈ ગયા. નાનોત્વી સાહેબ ની મનમોહક અને મનહર અદા જોઈને ગંગોહી સાહેબ ની હાલત **"દિલ હી જાનતા હૈ, દિલ હી કો મા'લૂમ હૈ"** જેવી થઈ ગઈ. હવે દિલ ને કાબૂ માં રાખવું અશકય છે. નાનોત્વી બેગમ ને ખાટલા ઉપર "સ્લીપીંગ કંડીશન" માં જોઈને હવે ગંગોહી સાહેબ ઝાલ્યા

ઝલાય તેમ નહોતા અને થાન્વી સાહેબના શબ્દો માં **"હઝરત ભી ઉસી ચારપાઈ પર લેટ ગએ"** એટલે કે ગંગોહી સાહેબ પણ નાનોત્વી સાહેબ જે ખાટલા ઉપર સૂતા હતા, તે ખાટલા ઉપર ચડી ને, નાનોત્વી સાહેબ ના સંગાથે સૂઈ ગયા. મુરીદો અને શાગિર્દો થી ખીચો-ખીચ ભરેલી મહેફિલ માં વહાબીઓ ના બે (૨) પેશ્વાઓ બે શરમ બની ને એક જ ખાટલા માં સૂઈ ગયા.

ડાહ્યા ડમરા થઈને ફક્ત સૂતા જ નહીં, બલ્કે ગંગોહી સાહેબે એક પ્રેમી ની જેમ લખણ ઝળકાવવા શરૂ કર્યા. ગંગોહી સાહેબ નાનોત્વી સાહેબ સાથે એક જ ખાટલા માં સંગાથે સૂવા ના સૌભાગ્ય પ્રાપ્ત થવા બદલ ધન્ય થઈ ગયા. પ્રિય પાત્ર સાથે ના મિલન ની સુંવાળી પળો આવી પહોંચી હતી. મંઝિલે મક્સૂદ સૂધી જાણે પહોંચી ગયા હતા. મનની મુરાદ પ્રાપ્ત થઈ ગઈ હતી. દિલના અધૂરા અરમાનો પૂરા થવાની ઘડી આવી પહોંચી હતી. અભ્યાસકાળ ના સહપાઠી સાથે અત્યારે સહશયન નો આનંદ માણવાનો મૌકો હાથ લાગ્યો છે, એટલે હવે હાથ માં પણ સળવળાટ થવા લાગ્યો છે. ગંગોહી સાહેબે હવે પોતાની પ્રેમચેષ્ટા નો આરંભ કરીને, થાન્વી સાહેબ ના જ શબ્દો માં **"મૌલાના કી તરફ કો કરવટ લે કર અપના હાથ ઉન કે સીને પે રખ દિયા"** એટલે કે ગંગોહી સાહેબ નાનોત્વી સાહેબ સૂતા હતા, તે ખાટલે ચડીને સૂઈ જઈને પોતાની વિકૃત પ્રેમ ચેષ્ટા ના પ્રારંભિક આચરણ રૂપે **નાનોત્વી સાહેબ ની તરફ પડખું ફેરવી ને પોતાનો હાથ નાનોત્વી સાહેબ ની છાતી ઉપર રાખી દીધો.**

વાંચકમિત્રો અહીં થોડીવાર માટે થંભી જાઓ !



થોડીક ક્ષણો માટે કલ્પના કરો, કે તે વખતે ખાનકાહે ગંગોહ માં કેવું દ્રશ્ય ખડું થયું હશે ? દેવબંદી તબલીગી જમાઅત ના બે (૨) દાઢીવાળા મુલ્લાઓ એક ખાટલા માં મુરીદો અને શાગિર્દો ની હાજરી માં વિકૃત પ્રેમ ચેષ્ટા કરતી વખતે કેવા ભાસતા હશે ? ખૂશનસીબ, હતા તે મુરીદો અને શાગિર્દો કે જેમણે જાગૃત અવસ્થા માં, પોતાના માથા ની આંખે, સમુહ માં, પ્રત્યક્ષ અને વાસ્તવિક રૂપે પોતાના પીર અને ઉસ્તાદ ના **અમર પ્રેમ** નું જીવંત (Live) પ્રસારણ T.V. ના માદયમ વગર જોવાનું સૌભાગ્ય પ્રાપ્ત કરી ને ધન્ય બની ગયા. તે મુરીદો અને શાગિર્દો ખરેખર મુબારક બાદી ને પાત્ર છે. કેમકે તેઓએ પોતાના પીર અને ઉસ્તાદ ની **"પ્રેમલીલા"** નરી આંખે જોઈ છે. તેવો સુખદ અવસર ભાગ્યે જ કોઈ મુરીદ અને શાગિર્દ ને મળ્યો હશે.

**આશિકે રસૂલ, ફના-ફિર-રસૂલ, ઈમામે ઈશ્કો મહોબ્બત, ઈમામ અહમદ રઝા મુહક્કિક બરેલ્વી** રદીઅલ્લાહો તઆલા અન્હો વિરૂદધ પાયા વિહોણા અને ઢંગધડા વગર ના કાલ્પનિક આક્ષેપો કરી ઝેર ઓકનાર **"મુતાલ-એ-બરેલ્વીયત"** નામની બદનામ ચોપડી ના કુટપાથિયા લેખક **પ્રોફેસર ખાલિદ મહેમૂદ માંચેસ્ટરી** ને પણ ગંગોહી સાહેબ અને નાનોત્વી સાહેબ ને પોતાના ધાર્મિક પેશ્વા તરીકે માનવા નો ગર્વ છે અને તેઓનું અનુકરણ કરવા બદલ પોતાને ધન્ય સમજે છે, તે પ્રોફેસર માંચેસ્ટરી સાહેબ ને તેઓના પેશ્વાઓ ની **"પ્રેમ લીલા"** ના નાટક બદલ હદીષ ના એક ફરમાન **"ઈઝા-લમ-તસ્તહે-ફસ-નઅ-મા-શિઅતા"** એટલે કે જો તૂં લજ્જા અને શરમ નથી કરતો, તો તારા મન માં જે આવે તે કર, આ

ફરમાન મુજબ **"મહા બેશરમ"** નો એવોર્ડ તે બન્ને વતી સ્વીકારવાનો અભિવાદન. બન્ને વહાબી પેશ્વાઓ માટે **"મહા–બેશરમ"** નો ખિતાબ સંપૂર્ણપણે યોગ્ય જ છે. કેમકે તેઓ એ પોતાના મુરીદો અને શાગિર્દો ની ઉપસ્થિતી માં જે કંઈ કરી બતાવ્યું છે, તેવું કરી બતાવવું તો અન્ય કોઈ કલ્પીજ ન શકે, બલ્કે તેઓ એ જે કરી બતાવ્યું છે, તે એટલું બધું **"બે–શરમી"** ઉપર આધારિત છે, કે તેને વાંચી ને અને સાંભળી ને પણ એક સંસ્કારી વ્યકિત નું માથું શરમ થી ઝુકી જાય.

ગંગોહી સાહેબ ખાટલે ચડી ને નાનોત્વી સાહેબ ની સંગાથે સુઈ જઈ ને પોતાનો હાથ નાનોત્વી સાહેબ ની છાતી સરસો ચાંપી દીધો. તેમનો હાથ ચાંપવો એવો ઉત્કૃષ્ટ અંદાઝ નો હતો, કે જાણે વિરહ ની અગ્નિ માં સળગતો અને ઝૂરતો પ્રેમી વર્ષો ના વહાણા વિત્યા બાદ "શુભ મિલન" ની ઘડી વખતે આનંદ ના અતિરેક થી ઉત્તેજીત થઈ ને ખણખણાટ નો જે ખળભળાટ મચાવે છે અને તેના દ્વારા પોતાના વ્યાકૂળ મન ને સાંત્વન આપવાની ચેષ્ટા કરે છે. ગંગોહી સાહેબે એવું શું કર્યું ? તે ચોક્કસપણે તો તેમના મુરીદો અને શાગિર્દો જ જાણે જેઓ એ પોતાના પીર અને ઉસ્તાદ ની "પ્રેમ લીલા" પ્રત્યક્ષ નિહાળી હતી. અલબત્ત, તે હકીકત માં પણ શંકા ને લેશમાત્ર સ્થાન નથી, કે ગંગોહી સાહેબે ખાટલા ઉપર ચડીને, સૂઈને, નાનોત્વી સાહેબ તરફ પડખું ફેરવી ને, અવશ્ય એવું કંઈક કરેલું અને તે પણ એક–બે વખત નહીં, પણ લગાતાર અનેક વખત આચરેલું. જેથી જ શર્મના માર્યા અકળાઈ ઉઠી ને નાનોત્વી સાહેબે તેઓ ને ચેતવ્યા. થાન્વી સાહેબ





ના શબ્દો માં **"મૌલાના હર ચંદ ફરમાતે હૈં કિ મિંયા ! કયા કર રહે હો, યે લોગ કયા કહેંગે"** એટલે કે **"નાનોત્વી સાહેબે ઘણી વખત કહયું કે મિંયા શું કરી રહયા છો ? આ લોકો શું કહેશે ?"** ખાનકાહે ગંગોહ માં બનેલી ઘટના નું વર્ણન કરતી વખતે થાન્વી સાહેબે ખૂદ નાનોત્વી સાહેબ ના મુખે થી નિકળેલા શબ્દો ટાંકેલા છે. તેમાં આ વાકય માં **"હરચંદ"** નો શબ્દ છે. "હરચંદ" શબ્દ નો અર્થ ઉર્દુ શબ્દ કોષ માં ⊙ **બહોતેરા** એટલે કે વધુ, ઘણો વધુ ⊙ કેટલું જ, કેવું જ ⊙ **ઝાઈદ** એટલે કે વધારે વગેરે છે.

(હવાલો : **ફિરોઝુલ્લુગાત,** પેઈજ નં. ૨૨૭, ૭૩૮ અને ૧૪૩૬).

ટૂંક માં ગંગોહી સાહેબે અસભ્ય ચેષ્ટાઓ નો સિલસિલો ચાલૂ જ રાખ્યો અને થોભવાનું નામ જ નહોતા લેતા. એટલે નાનોત્વી સાહેબે પોતાના **"મિંયા"** ને હવે બસ કરી ને અટકી જવા માટે વિનવી રહયા છે, અને **"હરચંદ ફરમાતે હૈં"** એટલે કે ⊙ અનેક વખત ⊙ દરેક વખતે ⊙ ઘણીવાર સુધી ⊙ ઘણી વખત ⊙ વધારે વખત કહી રહયા છે, કે **"શું કરી રહયા છો ?"** ગંગોહી સાહેબ ના ઉત્તેજીત ગાંડપણ ને હોશ અને સંયમ ની લગામ દ્વારા અંકુશિત કરવાના આશય થી મુરીદો અને શાગિર્દો ની હાજરી નું ભાન કરાવતાં કહે છે, કે **પ્રેમ ના ગાંડપણ માં ભાન ભૂલી ને તમો જે કંઈ કરવા મંડી પડયા છો અને સતત મંડી પડયા છો,** તો જરા વિચારો, કે આપણા બન્ને ના મુરીદો અને શાગિર્દો જોઈ રહયા છે. આવું જોઈને તેઓ આપણા બન્ને વિષે શું કહેશે ?

પણ... ગંગોહી સાહેબ રોકયા રોકાય તેમ ન હતા અને વાળ્યા વળે તેમ ન હતા. સદંતર ભાન ભૂલી બેઠા હતા. નાનોત્વી સાહેબ ની વિનંતી કાને ધરે તેમ ન હતા. માંડ–માંડ આવો સોનેરી અવસર પ્રાપ્ત થયો છે. **ભાડ (ચુલા) માં જાય દુનિયા**, દુનિયા ના લોકો ની વાયકા થી ડરી જઈ ને હાથ માં આવેલા પ્રેમ ખજાના ના અમુલ્ય ઝવેરાત થી વિમુખ થઈ જાઊં, તેવો ડરપોક અને નમાલો હૂં નથી. **નાનોત્વી બેગમ !** આ લોકો શું કહેશે ? તેવા કાલ્પનિક અને ભ્રામિક ડર નો વિચાર તજી દો, લોકો નો વિચાર ન કરો, ફકત મારો જ વિચાર કરો. અત્યારે મારી શું હાલત છે, તે તો જુઓ ! હૂં કેવો તડફડી રહયો છૂં અને પ્રેમ અગ્નિ ની જવાળાઓ ની લપેટ માં આવી જઈને કેવો સળગી રહયો છૂં. તે જુઓ. જેમકે :–

> કબ સે સુલગ રહી હૈ જવાની કી ગર્મ રાત,
> ઝુલ્ફેં બિખૈર કર, મેરે પહેલૂં મેં આઈયે.

ઉપરોકત શેઅર ની બીજી પંકિત માં ફેરફાર કરી ને એમ કહેવું વધુ સુ:સંગત રહેશે કે :–

**" દાઢી બિખૈર કર, મેરે પહેલૂ મેં આઈયે"**

ગંગોહી સાહેબે નાનોત્વી સાહેબ ની એક પણ વિનંતી પ્રત્યે લક્ષ આપ્યું નહીં અને પોતાની અસભ્ય ચેષ્ટાઓ સતત ચાલુ જ રાખી. બિચારા નાનોત્વી સાહેબ સતત વિનવતા રહયા, કે મિંયા ! શરમાઓ ! આવું ન કરો ! આપણા બન્ને ના મુરીદો અને શાગિર્દો આપણા પ્રેમ નો તમાશો નિહાળી રહયા છે. તેઓની મર્યાદા જાળવી ને સંયમ જાળવો ! ખાનગી અને એકાંત માં કરવાની





ચેષ્ટાઓ જાહેર માં તો ન કરો ! આ લોકો શું વિચારશે ? અને શું કહેશે ? પણ ગંગોહી સાહેબ ઉપર પ્રેમ ના આવેશ નો એવો ભૂત સવાર હતો, કે બેશરમ અને બેહયા બની ને નફફટાઈ થી ત્યાં સુધી કહી દીધું, કે **લોકો કહેશે, તો કહેવા દો.** ગંગોહી સાહેબ ને આ બાબત ની લેશમાત્ર પરવાહ નથી કે લોકો શું કહેશે ? જો કંઈપણ કહેશે, તો પછી જોયું જશે. અત્યારે તો રંગ માં ભંગ નથી પાડવો. અત્યારે તો ઉછાળા મારતા પ્રેમ સમુદ્ર માં ડૂબકીઓ મારી લેવા નો આનંદ લૂંટી લેવા દો.

વાંચક મિત્રો થી નમ્રવિનંતી છે, કે ખાનકાહે ગંગોહ ની વર્ણનીય ઘટના આલેખ્યા બાદ તેના અનૂસંધાને જે **"હાશિય–એ– હિકાયત"** એટલે કે ઘટના અંગેનું જે વિવરણ લખવામાં આવ્યું છે, તેનાં મહત્વ ના મુદ્દાઓ પણ લક્ષ ને પાત્ર છે. જેમકે :–

◈ વહાબી, દેવબંદી અને તબલીગી જમાઅત ના હકીમુલ ઉમ્મત જનાબ થાન્વી સાહેબ દ્વારા સંપાદિત કિતાબ **"હિકાયતે–ઔલિયા"** માં તેવા લોકો ના જીવન વૃતાંત અંગે ની મહત્વ ની ઘટનાઓ અને કથનો વર્ણન કરવામાં આવ્યા છે, જેને વહાબી, દેવબંદી અને તબલીગી જમાઅત ના અનૂયાયીઓ મઝહબી પેશ્વા, વલી, બુઝુર્ગ, સૂફી, સંત, પ્રખર વિદ્વાન, આગેવાન, માર્ગદર્શક, સમાજ સુધારક, પીર, ગુરૂ, આલિમ, મુફતી, ઈમામ, હકીમ, હાદી, રહેબર, નેતા અને વિશ્વસનીય તથા આધારભૂત ધાર્મિક વડા માને છે, તેઓના જીવન ચરિત્ર ના પ્રકાશન નો મુખ્ય દયૈય એ છે, કે તેઓ નું જીવન વૃતાંત

વાંચી ને લોકો બોધપાઠ ગ્રહણ કરી ને તેઓ ની પગદંડી ઉપર ચાલી ને પોતાનું જીવન સુધારે અને સારા સંસ્કારો અને સદ વર્તન અપનાવે.

ખાનકાહે ગંગોહ ની વર્ણનીય અસભ્ય ઘટના વાંચીને લોકોને શો બોધપાઠ મળશે ? નેકી અને ભલાઈ નો કયો માર્ગ અપનાવશે ? ભરી મહેફિલ માં મુરીદો અને શાગિર્દો ની ઉપસ્થિતી માં એક જ ખાટલા માં સૂઈ ને સૃષ્ટિ ના નિયમ વિરૂદધ ની કરેલી પ્રેમ ચેષ્ટાઓની દાસ્તાન વાંચીને લોકો ને કયું શિક્ષણ મળશે ? કેવા સંસ્કારો શિખવા મળશે ? ઉલ્ટાનું અપરાધી માનસ અને વિકૃત વાસનાની બદી ના કાદવ થી ખરડાએલા સમલૈંગિક સબંધો ધરાવનારા અધર્મીઓ આવી ઘટના ના વાંચન દ્વારા વિશેષ પ્રોત્સાહિત અને ઉદ્ધત બનશે અને આવા અધર્મ કૃત્યો જાહેર માં એવું કહીને આચરશે, કે જયારે મોલ્વી કક્ષા ના લોકો ભરી મહેફિલ માં આવું આચરણ કરી શકે છે, તો આપણો શો વાંક ? જયારે ધાર્મિક વૃતિ ધરાવનારા અને મઝહબી પેશ્વા ના પદ ઉપર બિરાજીત મહાનુભાવો વિના સંકોચે આવું કામ કરી શકે છે, તો આપણે તો પાકા દુનિયાદાર છીએં. ચાલો, તેઓનું અનુકરણ કરી ને આપણે પણ મંડી પડીએં.

◈ ઈસ્લામ ના હિત શત્રુઓ, વિવિધ ધાર્મિક સંગઠનો, સમાચાર માદયમો અને ઈસ્લામ તથા મુસ્લિમો ને બદનામ કરવા માટે સદા તત્પર રહેતા તત્વો, કે જેઓ ઈસ્લામ ની સંસ્કારી અને સદઃ ગુણો ઉપર આધારિત બાબતો ઉપર પણ પાયા વિહોણા અને ઢંગધડા વગર ના આક્ષેપો અને દોષારોપણો કરવામાં પાછું વળીને પણ નથી જોતા, તેવા તત્વો ના દયાન માં જો ખાનકાહે ગંગોહ ની અસભ્ય ઘટના ચડી જાય, તો તેવા ઈસ્લામ વિરોધી તત્વો તેમાં મરી મસાલો ઉમેરી ને તેને વિશ્વસ્તરે પ્રસિદધી આપી ને ઈસ્લામ અને મુસ્લિમો ને બદનામ કરવામાં કશી કચાશ નહીં રાખે. બલ્કે સજાતીય સબંધો (Homosexual) ધરાવનારાઓ પોતાના સૃષ્ટિ વિરૂદધના કુઃકર્મ ની યોગ્યતા ના પુરાવા અને સમર્થન રૂપે આવી ઘટનાઓ ને દ્રષ્ટાંત રૂપે રજૂ કરીને, એવું પુરવાર કરવાની મિથ્યા કોશિશ કરશે, કે મુસ્લિમો ના ધાર્મિક પેશ્વાઓ પણ સજાતીય સબંધ ના શોખીન હતા.

◈ શું ખાનકાહે ગંગોહ નો પ્રસંગ એવી લાયકાત ધરાવે છે, કે તેને ધાર્મિક પુસ્તક માં સ્થાન આપી, તેને પ્રકાશિત કરવામાં આવે ? હરગિઝ નહીં, પણ બુરૂં થાય અંધશ્રધ્ધા અને વ્યકિત આદર ની હીન ભાવના નું ! દેવબંદી વિચાર સરણી ના લેખકો અને પ્રકાશકો એ **અક્કલ પર એરંડિયુ રેડી ને** આવા ધૃણાસ્પદ પ્રસંગ ને લખ્યો ને છાપ્યો. એટલે કે ગંગોહી સાહેબ અને નાનોત્વી સાહેબે ખાનગી માં કરવાનું કામ જાહેર માં કરી નાખ્યું અને **તેમના બેવુકૂફ અનુયાયીઓ એ તેને છુપાવવા ના બદલે છાપી માર્યું.**

◈ આ□ર્ય તો એ વાત નું છે, કે ખાનકાહે ગંગોહ ની વર્ણનીય અશ્લીલ ઘટના ને ફકત છાપવા સુધી મર્યાદિત રાખી ને દેવબંદી વર્ગ ના સાહિત્યકારો

સંતુષ્ટ નથી થયા, બલ્કે આવી ગંદી હરકત ને પોતાના પેશ્વા ના ગુણ અને કમાલ માં ખપાવવાની હાસ્યાસ્પદ ચેષ્ટા કરી ને વર્ણનીય હિકાયત નં.૩૦૫, લખ્યા બાદ **"હાસિયા-હિકાયત નં.૩૦૫"** નું બોલ્ડ ટાઈપ માં હેડીંગ (શિર્ષક) આપી ને પોતાના દિલ ફૅંક આશિક પેશ્વાઓની શ્રેષ્ઠતા, ઉત્કૃષ્ટતા અને લાગણી માં પારંગતતા ના ગુણગાન ગાવા માટે ફાટી ગએલી વાંસળી થી કઢંગા અને બેસૂરા રાગો આલાપવામાં આવી રહ્યા છે.

હાસિય-એ-હિકાયત ના આરંભ માં લખ્યું છે, કે **"ઈસ સે ઝિયાદા ખુદદારી કી ફના કી નઝીર કયા હોગી ?"** એટલે કે "આના થી વધીને સ્વમાન ને ફના કરી દેવાનું અન્ય દ્રષ્ટાંત શું હોઈ શકે ? આ વાકય દ્વારા ગંગોહી સાહેબ અને નાનોત્વી સાહેબ ની ઈઝઝત, આબરૂ, મરતબો અને માન-સ્વમાન નો ઢોલ પિટવામાં આવ્યો છે, અને ત્યાર બાદ તેઓની પ્રેમભાવના ની મહાનતા નું વર્ણન કરીને એવું જણાવવામાં આવ્યું છે, કે અમારા એ બન્ને પેશ્વાઓ વિશ્વ વ્યાપી ખ્યાતી ધરાવવા છતાં પણ સાચા પ્રેમ માટે પોતાની ઈઝઝત-આબરૂ અને સ્વમાન ને ફના (નષ્ટ) કરી દેવા માં લેશમાત્ર અચકાયા નહીં અને ભરી મહેફિલ માં બેશરમી નું પ્રદર્શન કરીને પોતાની **આબરૂ નો જનાઝો કાઢી નાખી ને** પણ પોતાના પ્રિય પાત્ર પ્રત્યે પ્રેમ વિભોર અને લાગણીશીલ બની ને પોતાની આબરૂ અને સ્વમાન ને ફના કરી નાખવાનું જે ઉદાહરણ પુરૂં પાડયું છે, તે એક એવું મહાત્યાગ ઉપર આધારિત કારનામું છે, કે તેનો જોટો નથી.





વાહ ! શું બેશરમી છે ! આવી બેશરમી નો જોટો જડે તેમ નથી ! ખાનકાહે ગંગોહ ની ભરી મહેફિલ માં ગંગોહી સાહેબ અને નાનોત્વી સાહેબ નું એક જ ખાટલા માં સૂઈ જવું, પ્રેમ ના આવેશ માં ઉત્તેજીત થઈને ગંગોહી સાહેબ નું એક **"સાચા આશિક"** ની જેમ વર્તન કરવું, તે એવું શરમજનક આચરણ હતું કે ખૂદ નાનોત્વી સાહેબ પણ શરમાઈ ગયા અને પોતાના **"મિંયા"** ગંગોહી સાહેબ ને કન્ટ્રોલ કરવાના ઘણા જ પ્રત્યનો કરી જોયા, પણ ગંગોહી સાહેબ એવા મુડ અને રંગ માં હતા, કે અંકુશ માં આવ્યા જ નહીં અને જે કંઈપણ કરવાનું નિર્ધારિત કરેલું, તે બધું ચંચળ બની ને કરી છુટયા અને જેના પરિણામ રૂપે તેઓની આબરૂ ને અવશ્ય નુકસાન થયું અને આ રીતે આબરૂ અને પ્રતિષ્ઠા ને નુકસાન પહોંચાડી ને પણ પ્રેમનું નાટક ભજવવા માં સંકોચ અનુભવ્યો નહીં, તે એક મહાન ત્યાગ અને ફના થઈ જવાની ભાવના આ બન્ને મહાનુભાવો ના ઉત્તમ ગુણ અને શ્રેષ્ઠતા છે, જે અન્ય કોઈ માં પ્રાપ્ય નથી. જેથી તેનું દ્રષ્ટાંત જડે તેમ નથી.

◈ પોતાના બે શરમ પેશ્વા ના અશ્લીલ આચરણ બદલ ક્ષોભ અનુભવી શરમિંદા થવાના બદલે ગર્વ લેવામાં આવી રહયો છે. ફકત ગર્વ લેવા સુધી જ મર્યાદિત નથી રહયા, બલ્કે જેઓ સાચા અર્થ માં નેક, મુત્તકી, સંસ્કારી અને સદવર્તન ધરાવનારા છે, તેઓની ઝાટકણી કાઢવામાં આવી રહી છે અને તેઓ ને અપમાનિત કરતાં, ત્યાં સુધી લખી નાખ્યું કે **"કયા એહલે તસવ્વોફ ઐસા કર સકતે હૈં ? ઉન પર તો યે મૌત સે ઝિયાદા ગિરાં હૈ"**

અર્થાતઃ– "શું દંભી લોકો આવું કરી શકે છે ? તેઓ માટે તો આ મૌત થી પણ વધુ કષ્ટદાયક છે." એટલે કે જે લોકો નેક અને સંસ્કારી હોવા નો દંભ કરે છે, તેઓ માં એવી હિમ્મત જ નથી, કે તેઓ ગંગોહી સાહેબ અને નાનોત્વી સાહેબ ની જેમ આબરૂ નું લીલામ કરી ને પણ પ્રેમગોષ્ટિ કરી શકે, તેઓ ના માટે આવું કામ કરવું મરી જવાથી પણ વધુ કઠીન છે.

◈ નિઃશંક ! સાચું કહ્યું ! સંસ્કાર, પ્રતિષ્ઠતા, શરમ, ઈઝઝત, આબરૂ, લોકલાજ અને મર્યાદા ધરાવનારો શખ્સ આવું કદાપી કરી શકે નહીં. કેમકે તેને પોતાની આબરૂ વહાલી હોય છે. બેશરમીનું નિર્લજ્જ કામ કરીને **આબરૂ ના કાંકરા કરવા** તેના કરતાં મરી જવું બહેતર છે. કેમકે **જબ ઈઝઝત હી ચલી ગઈ, તો ઝિન્દગી કી લિઝઝત ચલી ગઈ.**

આબરૂ અને સંસ્કાર ધરાવનારા સજ્જન લોકો ને મેણું મારવામાં આવી રહ્યું છે, કે એ ઈઝઝત અને આબરૂ ના ધારકો ! એ સંસ્કાર અને સદવર્તન નો ઢોંગ કરનારા પ્રતિષ્ઠિત લોકો ! તમો પ્રતિષ્ઠતા અને સંસ્કાર ના વસ્ત્રો પહેરીને આબરૂદાર બનીને સમાજ માં પંકાઈ રહયા છો, તમોએ આબરૂ ભલે કમાવી છે, પણ એક મહાન વરદાન થી વંચિત છો. પ્રેમ માં ફના થઈ જવાની ભાવના ના જઝબા નો તમારા માં અભાવ છે. તમો મર્યાદા અને સંસ્કાર ના બંધનો ની સીમા રેખામાં સિમીત અને બંદીવાન બની ને **"ખુશ્ક આબિદ"** (શુષ્ક ઉપાસક) જ રહયા. પ્રેમ શું છે ? પ્રેમ માં ફના થઈ જવું શું છે ? તે વાસ્તવિકતા અને ભાવના થી તમો સંપૂર્ણપણે વંચિત અને અજાણ છો. એક સાચા પ્રેમી ની મનોભાવના, લાગણી અને ઈશ્ક માં ફના થઈ જવાનો જઝબો તમને નસીબ જ નથી થયો. પ્રેમરસ ના ઉછાળા મારતા સમુદ્ર માં ડુબકીઓ મારી ને તરવા (Swimming) ની તમારા માં હિંમત જ નથી. કેમકે પ્રેમ સમુદ્ર ના ઉછળતા મોજાઓ નું તોફાન કેવું હોય છે, તેની તમને ખબર જ નથી. જેથી જો તમને તેના વહેતા ગતિશીલ વહેણ માં ફેંકી દેવા માં આવે, તો તમો હરગિઝ તરી નહીં શકો, બલ્કે પાણીમાં ગરકાવ થઈ ને ડૂબી જશો. પ્રેમ સમુદ્ર ના તરવૈયા તરીકે નો તમને લેશમાત્ર અનુભવ કે જાણકારી નથી.

પ્રેમ સમુદ્ર ની તરણ કળા માં અમારા પેશ્વા ગંગોહી સાહેબ અને નાનોત્વી સાહેબ પ્રખર કુશળ અને નિષ્ણાંત હતા, જેમણે ઈઝઝત, આબરૂ અને સંસ્કાર ના વસ્ત્રો કાઢી નાખીને પ્રિયે ના પ્રેમ માં અને તે પણ સજાતીય પ્રિયતમ ના પ્રેમ ના કાદવ થી ખદબદતા અને ગંધાતા પાણી માં છલાંગ લગાવી દીધી. મુરીદો અને શાગિર્દો થી ખીચો–ખીચ ભરેલી મહેફિલ માં લજ્જા શરમ ને અલ વિદા કહી ને પ્રેમ માં ફના થઈ જવાનું દ્રષ્ટાંત પુરૂં પાડી દીધું.

◈ બે હયાઈ અને બે શરમી ઉપર આધારિત હિકાયત વર્ણન કર્યા બાદ તે ઘટના માં મુખ્ય ભૂમિકા અદા કરનારા મુખ્ય કલાકાર (Main Hero) ગંગોહી સાહેબ ની અશ્લીલ ચેષ્ટાઓ વાળી એકટીંગ ને દાદ આપી ને પ્રસંશા ના પુષ્પો વેરતાં લખ્યું છે, કે **"મૌલાના ગંગોહી કા યે હાલ થા કિ રંગે ફના ખિજલત**



  

**પર ગાલિબ થા"** *અર્થાત :–* "મૌલાના ગંગોહી ની દશા એ હતી કે ફના થઈ જવાનો રંગ શરમ અને લજ્જા ના રંગ ઉપર પ્રભાવ ધરાવતો હતો" એટલે કે ગંગોહી સાહેબ પોતાના પ્રિયતમ નાનોત્વી સાહેબ ના પ્રેમ માં ફના થઈ જવાની કક્ષાએ પહોંચી ગએલા અને તેઓનો 'રંગે ફના' એટલો બધો ઘટ્ટ અને પાકો હતો, કે તે રંગ ખિજલત એટલે કે લજ્જા–શરમ ના રંગ ઉપર પણ વર્ચસ્વ ધરાવતો હતો. જેથી જ મુરીદો અને શાગિર્દો થી ભરેલી મહેફિલ માં તેઓ ને લેશમાત્ર શરમ ન આવી, બલ્કે શરમ ને ખૈરાબાદ (બાય–બાય) કરીને નાનોત્વી સાહેબ ની સાથે એક જ ખાટલા માં સૂઈ જઈ ને, નાનોત્વી સાહેબ તરફ પડખું ફેરવી ને, એક સાચો આશિક કે જે વિરહ ની આગમાં સતત દાઝતો અને તડફડતો હોય અને તે આશિક મહેબૂબ ના મિલન વખતે પોતાના તન–મન ની પ્યાસ બુઝાવવા અને વ્યાકૂળ હૃદય ને સાંત્વન આપવા ઉત્તેજીત અને ઉત્સુક બની ને, ભાન ભૂલી ને જે ચેષ્ટાઓ કરે છે, તેના જેવી ચેષ્ટાઓ ગંગોહી સાહેબે કરી બતાવી ને એક દ્રષ્ટાંત પુરૂં પાડયું છે. ગંગોહી સાહેબે ત્યાં સુધી બે–શરમી આચરેલી, કે તેઓની ઉત્તેજીત ચેષ્ટાઓ નું ફુંકાએલું વાવાઝોડું જોઈને ખૂદ નાનોત્વી સાહેબ પણ ખળભળી અને હચમચી ઉઠેલા અને તેવો ભય સેવેલો કે જો ગંગોહી સાહબ ને અટકાવવા માં નહીં આવે, તો હવે તેઓ આગળ વધશે. અત્યારે તો ફક્ત છાતી ઉપર જ હાથ





રાખીને પ્રેમ ચેષ્ટાઓ કરી રહયા છે, પણ તેઓની કૈફિયત જોઈને એવું લાગે છે, કે તેઓ ધીરે–ધીરે પ્રેમ તરસ ની તૃપ્તિ માટે ઝરૂર આગળ વધશે. હાય.. હાય...! હૂં તો મરી જ જઈશ, જો મારા "મિયાં" આગળ વદયા અને સીમા રેખા ઓળંગી ને મર્યાદાનો ભંગ કર્યો, તો હૂં અને મારા મુરીદો અને શિષ્યો કયામત સુધી કોઈને મોટું નહીં બતાવી શકીએં. બલ્કે અત્યારે જ મારી હાલત એવી થઈ જશે કે **"ઝમીન ફટ જાએ, ઔર મૈં સમા જાઉં."** જેથી જ ગંગોહી સાહેબ ને ભાન માં લાવવા નાનોત્વી સાહેબે મહેફિલ માં ઉપસ્થિત લોકો જોઈ રહયા છે. તેવું કહયું. પણ ગંગોહી સાહેબ જવાની ના જોશ ના ગરમા–ગરમ સળવળાટ ને ટાઢો પાડી ડાહયા ડમરા બની જાય, તો એક સાચા આશિક ની ફના થઈ જવાની ભાવના ની પ્રતિષ્ઠતા ને ઠેસ પહોંચે. શું હૂં એવો ડરપોક અને કાયર છૂં કે પરિસ્થિતિ ને અનૂલક્ષી ને **સંસ્કાર ની મર્યાદા માં કપાઈ જાઉં** અને સાંપડેલી સોનેરી તક ને ગુમાવી દઉં ? હૂં તો અત્યારે મન–માની કરી ને જ ઝંપીશ, ભલે ને લોકો જોતા હોય. મને શું ફરક પડવાનો ? **"નંગા સબ સે ચંગા"** અને **"નાગાની પાશેરી ભારે"** એ કહેવતો આજે યથાર્થ કરી દેવી છે. મુરીદો અને શાગિર્દો ને પણ અમારા "ઈશ્ક" નો તમાશો જોઈ લેવા દો. આજે તેઓ ને ઈશ્ક માં ફના થઈ જવાનો પાઠ વાસ્તવરૂપે (Practically) ભણાવી દઉં, જેથી તેઓ ભૂલે નહીં અને હમેંશા



www.markazahlesunnat.com

યાદ રાખે. પોતાના પીર અને ઉસ્તાદ દ્વારા પ્રેક્ટીકલ કરી ને શિખવેલો **"ફના-એ-ઈશ્ક"** નો પાઠ ભવિષ્ય માં માર્ગ નો દીપક બની ને માર્ગ દર્શક બની રહેશે. કેમકે તેઓ ને પણ ભવિષ્ય માં આવી પ્રેમ ની લાગણી ના સંજોગો માંથી પસાર થવું પડશે. ત્યારે તેઓ મારી ચીંધેલી પગદંડી ઉપર ચાલી ને સફળતા ની મંઝિલે પહોંચી જશે.

◈ અંત માં એક ખતરનાક વાકય લખી નાખ્યું, કે **"ઔર મૌલાના નાનોત્વી કા યે કમાલ થા કિ ખિજલત પર ફના કો મુજાહિદે સે ગાલિબ કર દિયા"** એટલે કે મોલ્વી કાસિમ નાનોત્વી નો એક ગુણ અને કમાલ વર્ણન કરવામાં આવે છે કે તેમણે **"ખિજલત"** એટલે કે શરમ અને લજ્જા ની લાગણી ઉપર **"મુજાહિદા"** દ્વારા ફના ના રંગ નો વર્ચસ્વ સ્થાપિત કરી દીધો.

વર્ણનીય કિતાબ **"હિકાયતે ઔલિયા"** ની **હિકાયત નં.૩૦૫** ના અનૂસંધાને જે હાંસિયા (Foot Note) લખવા માં આવેલ છે, તેનો મૂળ અને મુખ્ય આશય અને તારણ એ છે, કે ગંગોહી સાહેબ અને નાનોત્વી સાહેબ બન્ને માં ફના થઈ જવા નો રંગ (લક્ષણ) અને મનોબળ (Spirit) હતા. પણ તે બન્ને ના આ ગુણ માં એક તફાવત હતો. શું તફાવત હતો ? તેને સારી પેઠે સમજવા માટે "હિકાયત નં.૩૦૫ ના હાસિયા" ના વાકયો ને દયાન પૂર્વક એકવાર વાંચી જુઓ :-

▣ ગંગોહી સાહેબ ના ગુણગાન ગાતાં લખ્યું છે કે :-





**"મૌલાના ગંગોહી કા યે હાલ થા કિ રંગે ફના ખિજલત પર ગાલિબ થા"**

▣ નાનોત્વી સાહેબ ના કમાલ ના વખાણ કરતાં એવું ગાણું ગાયું છે :-

**"મૌલાના નાનોત્વી કા યે કમાલ થા કિ ખિજલત પર ફના કો મુજાહિદે સે ગાલિબ કર દિયા"**

ઉપરોક્ત બન્ને વાકયો માં એવું જણાવવા માં આવ્યું છે, કે ગંગોહી સાહેબ અને નાનોત્વી સાહેબ બન્ને જણા શરમ ને તજી ને પ્રેમ માં ફના થઈ જવાનું મનોબળ ધરાવતા હતા. તેમ છતાં પણ બન્ને ની પ્રકૃતિ અને નફ્ફટાઈ માં ઘણો જ તફાવત હતો. ગંગોહી સાહેબ માં તો પહેલાં થી જ **"રંગે ફના ખિજલત પર ગાલિબ થા"** એટલે કે ગંગોહી સાહેબ તો પહેલે થી જ બે-હયા અને બે-શરમ હતા. તેઓની પ્રકૃતિ જ એવી હતી તેઓ દિલ ફેંક આશિક ની જેમ કોઈ ના પ્રત્યે નો પ્રેમ અને આકર્ષણ વ્યકત કરી દેવામાં સંકોચ નહોતા અનુભવતા. પ્રેમ ની લાગણી માં તરબતોળ થઈ ને પ્રથમ ગ્રાસે જ એવા લીન અને ફના થઈ જતા હતા કે શરમ, સંકોચ કે લજ્જાને નઝદીક ફરકવા જ નહોતા દેતા અને **"શરમ વાલે કે ફૂટે કરમ"** વાળી કહેવત ઉપર અમલ કરીને પોતાના **"અરમાને-દિલ"** પૂરા કરી લેવા માં શરમ કે સંકોચ નહોતા અનુભવતા. ગંગોહી સાહેબ માં **"ફના નો રંગ"** પહેલે થી જ વિશેષ સ્વરૂપે મૌજૂદ હતો અને તે રંગ એટલો બધો ઘટ્ટ અને પાકો હતો કે શરમ અને સંકોચ ઉપર તરત જ વર્ચસ્વ જમાવી લેતો હતો. **પણ...**

▣ નાનોત્વી સાહેબ પ્રકૃતિ એ શરમાળ હતા. તેઓ સંકોચ અને શરમ વધુ પડતી અને પ્રકૃતિ એ અનુભવતા હતા. તેમ છતાં પણ પરિસ્થિતી એવી નિર્માણ થઈ, કે નાનોત્વી સાહેબે પણ **"શર્મો-હયા કા દામન ચાક કરના પડા"** અભ્યાસકાળ દરમિયાન ની એટલે કે **"બચપન કી મહોબ્બત"** ને સરળતા થી ભૂલી જવી કે ભૂલાવી દેવી આસાન નથી. ઘરડા થઈ ગયા તો શું થયું ? હૃદય ના ધબકારા તો **"અભી તો મૈં જવાન હૂં"** ના દવનિ નો રણકાર કરે છે. ભૂતકાળ માં સંગાથે પસાર કરેલાં રંગીન દિવસો ના સ્મરણ થી **દિલ હાલક ડોલક થઈ રહ્યું છે.** પણ હાય ! મજબૂરી ! હૂં દેવબંદી અને વહાબી જમાઅત નો અનુકરણીય પેશ્વા અને આગેવાન ના પદે બિરાજીત છૂં. સૈંકડો ની સંખ્યા માં મારા મુરીદો અને શાગિર્દો ચૌમેર ફેલાએલા છે. હૂં એક આદરણીય પીર અને સન્માનનીય ઉસ્તાદ તરીકે ની ખ્યાતિ ધરાવું છૂં. અત્યારે ખાનકાહે ગંગોહ માં મારા **"આશિકે-સાદિક"** નો સાથ નિભાવી ને ખુલ્લમ-ખુલ્લા અને જાહેર માં પ્રેમ નું નાટક ભજવતાં શરમ અને સંકોચ થાય છે. કેમકે સમાજ અને સમુદાય માં મારૂં આગવું સ્થાન છે.

અત્યારે તો મારી (નાનોત્વીની) હાલત **સૂડી વચ્ચે સોપારી** જેવી છે. સંસ્કાર ના આદર્શો અને પ્રેમ માં ફના થઈ જવાના રંગ વચ્ચે બરાબર નો ફસાયો છૂં. જો આશિકે સાદિક ના પ્રેમસભર જઝબાત ને પંપાળવા તેનો સાથ આપું છૂં. તો સંસ્કાર અને લોક લાજ ની મર્યાદા નો દામન હાથ થી છૂટે છે અને જો શરમ અને સંકોચ ની મૂર્તિ બની ને સિથિલ બની રહું છું, તો આશિકે સાદિક ના અરમાન ભર્યા દિલ ના ટુકડા નહીં, બલ્કે ચૂરેચૂરા થઈ જાય છે. શું કરૂં ? કોને અગ્રતા આપું ? જો કે મારા મન માં પણ પ્રેમ નો પોકાર ઝીલીને છબછબીયાં કરવાની ગલીપચી થાય છે. કેમકે અમારી મહોબ્બત આજકાલ ની નવી અને કાચી મહોબ્બત તો છે નહીં, કે તેના પ્રત્યે લક્ષ આપવામાં આવે નહીં, બલ્કે બહુજ જૂની, પુરાણી, પાકી અને અતૂટ મહોબ્બત છે. પણ શું થાય ? હૂં આદત થી મજબૂર છું. શરમાઈ જવું મારી આદત અને પ્રકૃતિ છે. પ્રેમ માં ફના થઈ જવાનો જઝબો પેદા કરનારો રંગ જમાવવા માં મારી શરમાળ આદત અવરોધ રૂપ છે. શું કરૂં ?

હા, હા, તે કરૂં જે મારો આશિકે સાદિક ઈચ્છે છે. પરિણામ જે કંઈ પણ આવે. મારે તે કરી બતાવવું જોઈએ. જે "મિયાં" ઈચ્છે છે. પણ હાય... હાય... મિયાં એ કેવો હુકમ આપ્યો છે, કે મુરીદો અને શાગિર્દો ની ઉપસ્થિતી માં ખાટલા ઉપર સૂઈ જાઊં ! આ કેવી રીતે શકય છે ? શરમ અને સંકોચ ની લોખંડી સાંકળે પગ ને જકડી લીધા છે. લોકલાજ અને લજ્જાના મઝબૂત પંજા એ દામન ખેંચી ને પકડી રાખ્યો છે. મારા આશિકે-સાદિક ના આદેશ નું પાલન પણ નથી થઈ શકતું અને અનાદર કરવું પણ પોસાય તેમ નથી. અલબત્ત ! મહેબૂબ નો એ અધિકાર છે, કે તેના આદેશ નું પાલન કરી ને તેને આનંદિત અને પ્રફુલ્લિત કરૂં. ભલે મારે મારી માનસિકતા અને પ્રકૃતિ ને બદલવી પડે. મારી શરમાળ ટેવ ને બે શરમી માં રૂપાંતર




www.markazahlesunnat.com

કરી નાખવી પડે અને સાચે જ, વાસ્તવ માં નાનોત્વી સાહેબે તેવું કરી દેખાડયું. નાનોત્વી સાહેબ માં આત્મવિશ્વાસ નું સીંચન થયું અને તેઓ એ અદભૂત સાહસ કરી બતાવ્યું. જે થાન્વી સાહેબ ના શબ્દો માં :-

> **"મૌલાના નાનોત્વી કા યે કમાલ થા કિ ખિજલત પર ફના કો મુજાહિદે સે ગાલિબ કર દિયા"**

એટલે કે નાનોત્વી સાહેબે પોતાને ગંગોહી સાહેબ ના **"હમ રંગ"** એટલે "સમાન વૃતિ અને વલણ" નો બનાવી નાખવા **"મુજાહેદો"** કર્યો. હવે, આપણે મુજાહેદો એટલે શું તેની માહિતી સંક્ષિપ્ત માં જાણીએં

ઉર્દુ શબ્દ કોષ માં **"મુજાહેદા"** ના અર્થો ⊙ **જદ્દો-જહદ** એટલે અથાગ પ્રયત્નો ⊙ **જાં ફિશાની** એટલે પ્રાણ ન્યોછાવર કક્ષા નો સંઘર્ષ ⊙ **નફસ કુશી** એટલે મન ની ઈચ્છાઓ ને મારી નાખવી ⊙ **રિયાઝત** એટલે અતિ ઈબાદત દ્વારા આત્મ મંથન કરવું, અધ્યાત્મ વિદ્યા વગેરે (હવાલો : **ફિરોઝુલ્લુગાત,** પેઈજ નં.૧૨૦૫)

નફસકુશી એટલે કે નફસ ને મારવું જેનો સરળ અર્થ મન ની ઈચ્છાઓ ને મારી નાખી ને શરીર ને વધુમાં વધુ કષ્ટ પહોંચાડવો. ઈસ્લામ ના મહાન વલીઓ અને સૂફીયો એ અનેક મોટા મુજાહેદા કરી ને મનોચ્છાઓ ને મૃતઃપ્રાય જેવી અવસ્થામાં મુકી દઈ ને સંપૂર્ણપણે ઈસ્લામી ઝિન્દગી ગુઝારેલી અને જીવન ની દરેક ક્ષણ નૈકી અને ઈબાદત માં વિતાવી ને ગુનાહ થી સુરક્ષિત રહેલા. તસવ્વૂફ (Mysticism) માં નફસ કુશીની અતિ મહત્વતા છે. તસવ્વૂફ





નો માર્ગ આપનાર નવોદિત ને સૌથી પહેલી સુચના અને તાકીદ નફસ કુશી અને મન ની ઈચ્છાઓ ઉપર કાબૂ મેળવવા નો પ્રયત્ન કરવાની આપવામાં આવે છે. જેમકે ઓછું ખાવું, ઓછું ઊંઘવું, સતત રોઝા રાખવા, સમગ્ર રાત્રી જાગીને ઈબાદત માં પસાર કરવી, એકદમ સાદું ભોજન લેવું, જુના અને ફાટેલા વસ્ત્રો પરિધાન કરવા, માલદારો જેવા ઠાઠમાઠ નો સંપૂણપણે ત્યાગ કરીને ફકીર જેવા હાવભાવ બનાવવા, ચુસ્તપણે શરીઅત ની પાબંદી કરવી, દરેક પળ અલ્લાહ ના ઝિક્ર અને ઈબાદત માં વિતાવવી વગેરે. ટૂંક માં દુનિયા ના ઐશોઆરામ ને તિલાંજલી આપીને અને દુનિયા ના સ્વાદો થી મોઢું ફેરવી લઈને ફક્ત અને ફક્ત **"તવજ્જોહ- ઈલલ્લાહ"** એટલે કે સમગ્ર ધ્યાન અલ્લાહ તઆલા પ્રત્યે કેન્દ્રીત કરીને શારિરીક મહેચ્છાઓ ને કચડી નાખીને સ્વંય ને તકવા અને પરહેઝગારી નું ઉદાહરણ બનાવી નાખવું, તેને સામાન્ય વ્યાખ્યામાં **"મુજાહેદો"** કહેવામાં આવે છે. ટૂંક માં મુજાહેદા અપનાવવા ના મીઠા ફળ અને સુખદ પરિણામ રૂપે ઈબાદત, તક્વો, પવિત્રતા, પરહેઝગારી, ખૌફે ખુદા, શરીઅત ની પાબંદી, શરમ લજ્જા, હયા, સંસ્કાર ના ઉચ્ચ ગુણો, ગુનાહો થી નફરત, નૈકીઓ પ્રત્યે લગાવ અને શરીઅત ના નિયમો નું ચુસ્તપણે પાલન કરવાની પ્રેરણા જેવા સદગુણો પ્રાપ્ત થાય છે.

**પણ...** નાનોત્વી સાહેબે મુજાહેદા જેવી પવિત્ર બાબત માં પણ **"ઉલ્ટી ગંગા બહાના"** અને **"ઉલ્ટી માલા ફૈરના"** જેવી કહેવતો ને સાર્થક કરી બતાવી ને પોતાની ભ્રષ્ટ બુદ્ધિ નો પરચો દેખાડયો છે. નાનોત્વી સાહેબે **"મુજાહેદો"** તો કર્યો, પણ કેવો મુજાહેદો કર્યો ?

મુજાહેદો કરવાના સુખદ પરિણામ અને મીઠા ફળો રૂપી તકવા અને પરહેઝગારી ના રંગ માં રંગાઈ જવાના બદલે પોતાના **"આશિકે સાદિક"** (સાચાપ્રેમી) અને **"મિંયાં"** ગંગોહી સાહેબ ના બેશરમી ના રંગે રંગાઈ ગયા. થાન્વી સાહેબ ના શબ્દો માં **"મૌલાના નાનોત્વી કા યે કમાલ થા કિ ખિજલત પર ફના કો મુજાહિદે સે ગાલિબ કર દિયા"** એટલે કે શાગિર્દો અને મુરીદો થી ખીચોખીચ ભરેલી મહેફિલ માં ગંગોહી સાહેબ ની સાથે એક જ ખાટલા માં સૂઈ ને શરમ, હયા, લજ્જા અને સંકોચ ને **અલ-વિદા** કહીને બેશરમી નું વરવું પ્રદર્શન કરવું, તે નાનોત્વી સાહેબ ની આદત વિરૂદ્ધનું હતું, કેમકે તેઓનું વલણ અને તેઓની પ્રકૃતિ અતિશરમાળ હતી. પણ વાહ ! કહેવું પડે ! પોતાની આદત બદલી નાખવા એટલે કે શરમાળ માંથી બેશરમ બની જવા અને પોતાની પ્રકૃતિ ને જડમૂળ થી રૂપાંતરિત કરી નાખવા નાનોત્વી સાહેબે **"મુજાહેદો"** (Struggle) કર્યો. સુફીઓ અને વલીઓ તો પોતાના નફસ ને અને મનની ઈચ્છાઓ ને મારી નાખવા મુજાહેદો કરે છે, પણ નાનોત્વી સાહેબે લજ્જા, શરમ, સંકોચ અને હયા ને મારી નાખવા માટે અનેરો મુજાહેદો કર્યો. લજ્જા અને શરમ ને છડેચોક દફનાવી દીધી અને પ્રેમ માં ફના થઈ જવા માટે બેશરમ બની જવાનો ગુણ ધારણ કર્યો અને કમાલ કરી બતાવી. આવો કમાલ, હુન્નર અને લાયકાત દરેક જણ માં નથી હોતા, આ તો ફક્ત નાનોત્વી સાહેબ નું જ કલ્પના બહાર નું કિર્તીમાન છે. કે તેમણે એવો મુજાહેદો કર્યો કે શરમાળ માંથી બેશરમ અને સંસ્કારી માંથી અસંસ્કારી બની ગયા અને પોતાના



**"મિંયાં"** ના વિકૃત રંગે રંગાઈ જઈ ને ખાનકાહે ગંગોહ ની ખીચોખીચ ભરેલી મહેફિલ માં ગંગોહી સાહેબ સાથે એક જ ખાટલે સૂઈ જઈને પોતાના મુરીદો અને શાગિર્દો ને નૈતિક બળ આપનારો બોધપાઠ આપતા ગયા, કે **મહોબ્બત કરને વાલે કિસી સે ડરતે નહીં ઔર અપને મહેબૂબ કે રંગ મેં રંગ જાતે હૈં.**

**"મુતાલ-એ-બરેલ્વીયત"** નામની હલકી કક્ષાની ચોપડી ના લેખક પ્રોફેસર ખાદિલ મહેમૂદ માંચેન્ટરી ને અમારૂં સુચન છે, કે ભવિષ્ય માં હાથ માં કલમ પકડવાની ચેષ્ટા કરી ને ફુટપાથ છાપ પ્રેમ કહાની અને મુજાહિદા વિષે જો લખો તો ખાનકાહે ગંગોહ ની વર્ણનીય ઘટના નો ઉલ્લેખ અવશ્ય કરશો અને તેમાં તમારી કુટેવ મુજબ મરી મસાલો ઠઠારી અને ભંભેરી ને રોમાંસ ના વિવિધ પાસાઓ ઉપર ઝરૂર વિવેચન કરશો.

# છોકરી નહીં પણ છોકરા થી પ્રેમ

ઉર્દૂ ભાષા ની એક બહુ જ મશ્હૂર કહેવત લોકોમાં પ્રચલિત છે, કે "દિલ લગા ગધી સે, તો પરી ક્યા ચીઝ હૈ?" આ કહેવત વર્તમાન યુગના મુનાફિકો ના પેશ્વાઓ અને કટ-મુલ્લાઓ ઉપર ફિટ કરવામાં આવે, તો તેમાં કોઈ અતિશ્યોક્તિ નથી. અગાઉ ના પૃષ્ઠોમાં વાંચક મિત્રોએ વહાબી, દેવબંદી વર્ગ ના મુલ્લાઓ ના ચારિત્ર (Character) અને સંસ્કાર ના પતન અને ભ્રષ્ટતા ના અનૂસંધાને વિસ્તૃત માહિતી ગ્રહણ કરી લીધી હશે. વહાબી, દેવબંદી વર્ગના મોલ્વીઓમાં સીનીયર હોય કે જુનીયર, ઉચ્ચ પદધારી હોય કે સામાન્ય કક્ષા નો હોય, મોટા ભાગ ના મુલ્લાઓ એવા હતા, કે જેઓ દિલ થી દિલ અને અંગ થી અંગ લગાડવા ના મામલા માં તરત જ દિલ કો પાની કરના અને લાઈન મારના ચાલુ જેવા હતા.

વિજાતીય પાત્ર પ્રત્યે આકર્ષણ થવું કુદરતી અને પ્રકૃતિ ને અનૂલક્ષી ની બાબત છે, પણ સજાતીય વ્યક્તિ પ્રત્યે જાતીય સબંધ, પ્રેમ, આકર્ષણ, વાસના, લગાવ, હેત, સ્નેહ અને ન્યોછાવર ભાવના એક એવું અકુદરતી અને સૃષ્ટિ વિરૂધ્ધ નું અધમ આચરણ છે, કે ધર્મ અને સમાજે તે કુદરત ના નિયમ વિરૂધ્ધ ના કામ ને સખ્ત શબ્દોમાં વખોડી કાઢીને તેને ધૃણાસ્પદ, અધમ, નીચ અને હલકટ કામ ઠરાવીને તેવા કામ નું આચરણ કરનાર માટે કડક સજા, શિક્ષા અને ધિક્કાર નો આક્રોશ વ્યક્ત કર્યો છે.

વહાબી, દેવબંદી વર્ગ ના પેશ્વાઓ, માધાંતાઓ અને

જેને પોતાના આદરણીય અને અનૂકરણીય મોલ્વી કહેવામાં વર્તમાન યુગ ના મુનાફિક વહાબીઓ ગર્વ અનુભવે છે અને તેઓના જીવન વૃતાંતો, કથન સંગ્રહો અને વિશિષ્ટતાઓ ઉપર આધારિત કિતાબો છાપવામાં આવે છે, તેવી અનેક કિતાબો માં એવી ઘટનાઓ અને પ્રસંગો વિપુલ પ્રમાણ માં જોવા મળે છે, જેનો પ્રત્યક્ષ કે પરોક્ષ સબંધ જાતીય વાસના, સજાતીય અને સૃષ્ટિ વિરૂધ્ધ ના દૈહિક સબંધો અને અશ્લીલ તથા બીભત્સ વાણી અને વર્તન સાથે છે. વાંચકો આશ્ચર્ય, અચંબો, અજાયબી અને વિસ્મયતાની મિશ્ર લાગણી નો અનુભવ થાય, તેવી એક ઘટના **દારૂલ ઉલૂમ દેવબંદ** ના સ્થાપક, અને વહાબીઓ ના પેશ્વા, **મોલ્વી કાસિમ નાનોત્વી** ના ખાસ શાગિર્દ મોલ્વી મન્સૂર અલી મુરાદાબાદી ના સજાતીય (Homosexual) સબંધ અંગે ની ખૂદ તેઓના શબ્દોમાં વર્ણનીય ઘટના વાંચો. આ ઘટના નું વર્ણન વહાબી, દેવબંદી વર્ગના હકીમુલ ઉમ્મત **મોલ્વી અશરફ અલી થાનવી** ની સંપાદન કરેલી કિતાબ **"હિકાયાતે-ઔલિયા"** (જુનું નામ **"અરવાહે સલાસા"**) થી અક્ષરસ અત્રે રજૂ છે :-

**حکایت:** (۲۵۱) حضرت والد صاحب مرحوم نے فرمایا کہ مولانا منصور علی خاں صاحب مرحوم مرادآبادی حضرت نانوتوی رحمۃ اللہ علیہ کے تلامذہ میں سے تھے۔ طبیعت کے بہت پختہ تھے۔ اس لیے جدھر طبیعت مائل ہوتی تھی پختگی اور انہماک کے ساتھ اُدھر جھکتے تھے۔ انہوں نے اپنا واقعہ خود بھی مجھ سے نقل فرمایا کہ مجھے ایک لڑکے سے عشق ہوگیا۔ اور اس قدر اس کی محبت نے طبیعت پر غلبہ پایا کہ





رات دن اسی کے تصور میں گزرنے لگے۔ میری عجیب حالت ہو گئی۔ تمام کاموں میں اختلال ہونے لگا۔ حضرت کی فراست نے بھانپ لیا، لیکن سبحان اللہ تربیت ونگرانی اسے کہتے ہیں کہ نہایت بے تکلفی کے ساتھ حضرت نے میرے ساتھ دوستانہ برتاؤ شروع کیا اور اسے اس قدر بڑھایا کہ جیسے دو یار آپس میں بے تکلف دل لگی کیا کرتے ہیں۔ یہاں تک کہ خود ہی اس محبت کا ذکر چھیڑا، فرمایا کہ ہاں بھائی وہ (لڑکا) تمہارے پاس کبھی آتے بھی ہیں یا نہیں، میں شرم و حجاب سے چپ رہا، تو فرمایا کہ نہیں بھائی یہ حالات تو انسان ہی پر آتے ہیں، اس میں چھپانے کی کیا بات ہے، غرض اس طریق سے مجھ سے گفتگو کی کہ میری ہی زبان سے اس کی محبت کا اقرار کرالیا اور کوئی خفگی اور ناراضگی نہیں ظاہر کی۔ بلکہ دل جوئی فرمائی۔ اس مخصوص بے تکلفی کے آثار اب مجھ پر ظاہر ہونے شروع ہوئے، میں ایک دن تنگ آگیا اور دل میں سوچنے لگا کہ یہ محبت میری رگ وپے میں سرایت کر گئی، مجھے تمام اُمور سے بیکار کر دیا، کیا کروں؟ اور کہاں جاؤں؟ آخر عاجز آکر دوڑا ہوا حضرت کی خدمت میں پہنچا اور مؤدب عرض کیا کہ حضرت لِلّٰہ میری اعانت فرمایئے۔ میں تنگ آگیا اور عاجز ہو چکا ہوں۔ ایسی دعا فرما دیجیے کہ اس لڑکے کا خیال تک میرے قلب سے محو ہو جائے۔ تو ہنس کر فرمایا کہ بس مولوی صاحب! کیا تھک گئے؟ بس جوش ختم ہو گیا؟ میں نے عرض کیا کہ حضرت میں



www.markazahlesunnat.com

سارے کاموں سے بیکار ہوگیا، نکمّا ہوگیا، اب مجھ سے یہ برداشت نہیں ہوسکتا، خدا کے لیے میری مدد فرمایئے فرمایا بہت اچھا، بعد مغرب جب میں نماز سے فارغ ہوں تو آپ موجود رہیں، میں نماز مغرب پڑھ کر چھتہ کی مسجد میں بیٹھا رہا، جب حضرت صلوٰۃ الاوابین سے فارغ ہوئے تو آواز دی مولوی صاحب۔ میں نے عرض کیا، حضرت حاضر ہوں، میں سامنے حاضر ہوا اور بیٹھ گیا، فرمایا کہ ہاتھ لاؤ، میں نے ہاتھ بڑھایا۔ میرا ہاتھ اپنے بائیں ہاتھ کی ہتھیلی پر رکھ کر میری ہتھیلی کو اپنی ہتھیلی سے اس طرح رگڑا، جیسے بان بٹے جاتے ہیں، خدا کی قسم میں نے بالکل عیاناً دیکھا کہ میں عرش کے نیچے ہوں اور ہر چہار طرف سے نور اور روشنی نے میرا احاطہ کرلیا ہے۔ گویا میں دربار الٰہی میں حاضر ہوں۔ میں اس وقت لرزاں اور ترساں تھا کہ ساری عمر مجھ پر یہ کپکپی اور یہ خوف طاری نہ ہوا تھا، میں پسینہ پسینہ ہو گیا اور بالکل خودی سے گزر گیا اور حضرت برابر میری ہتھیلی پر اپنی ہتھیلی پھیر رہے ہیں، جب ہتھیلی پھیرنا بند فرمایا تو یہ حالت بھی فرو ہو گئی، فرمایا جاؤ، میں اٹھ کر چلا آیا۔ دو ایک دن کے بعد حضرت نے پوچھا کہ مولوی صاحب کیا حال ہے، میں نے عرض کیا کہ حضرت اس لڑکے کا تصور یا عشق تو گیا؟ دل میں اس لڑکے کی گنجائش تک باقی نہیں، فرمایا اللہ کا شکر کرو۔ والحمدللہ علیٰ ذالک۔





**حوالہ :**

(۱)    ''ارواح ثلٰثہ'' از: مولوی ظہور الحسن کسولوی۔ ناشر: کتب خانہ اشاعت العلوم، سہارنپور۔ سن طباعت ۱۳۷۵ھ، حکایت نمبر: ۲۵۱، صفحہ نمبر: ۲۴۵

(۲)    ''حکایات اولیاء'' از: مولوی اشرف علی تھانوی۔ ناشر: کتب خانہ نعیمیہ، دیوبند۔ حکایت نمبر: ۲۵۱، صفحہ نمبر: ۲۶۴

(۳)    ''حکایات اولیاء'' از: مولوی اشرف علی تھانوی۔ ناشر: زکریا بک ڈپو، دیوبند۔ حکایت نمبر: ۲۵۱، صفحہ نمبر: ۲۳۶

(۴)    ''حکایات اولیاء'' از: مولوی اشرف علی تھانوی۔ ناشر: کتب خانہ نعیمیہ، دیوبند۔ سن طباعت ۲۰۱۳ء، حکایت نمبر: ۱۹۸، صفحہ نمبر: ۱۹۶

(۵)    ''سوانح قاسمی'' از: مناظر حسین گیلانی، ناشر:۔ دارالعلوم دیوبند۔ جلد: ۱، صفحہ نمبر: ۳۲۶

**ઉપરોક્ત ઉર્દુ ઇબારત અને હવાલા નો ગુજરાતી અનુવાદ:-**

**હિકાયત નં. ૨૫૧ - "હઝરત વાલિદ સાહેબ મર્હુમે ફરમાવ્યું કે મૌલાના મન્સૂર અલી ખાં સાહેબ મર્હુમ મુરાદાબાદી હઝરત નાનોત્વી રહેમતુલ્લાહે અલૈહે ના વિદ્યાર્થીઓ માં થી હતા. સ્વભાવે એકદમ ચુસ્ત હતા, તેથી જે તરફ તેઓને આકર્ષણ થતું તે તરફ ચુસ્તતા અને એકાગ્રતા ની સાથે ઢળતા હતા. તેમણે સ્વંય ખૂદ મને પોતાનો પ્રસંગ કહી સંભળાવ્યો કે મને એક છોકરા થી પ્રેમ થઇ ગયો અને એટલી હદે તેના પ્રેમે મારા અસ્તિત્વ ઉપર**

કબ્જો જમાવ્યો કે રાત-દિવસ તે છોકરા ના વિચારો માં જ ખોવાએલો રહેતો. મારી વિચિત્ર હાલત થઈ ગઈ અને બધા કામો માં અવરોધો આવવા લાગ્યા. હઝરત (નાનોત્વી) ની સુક્ષ્મ અને પારખુ દ્રષ્ટિએ અનુમાન થી જાણી લીધું. પણ વાહ સુબ્હાનલ્લાહ ! કેળવણી અને જાળવણી આને કહેવાય કે અત્યંત ખુલ્લા દિલ થી હઝરતે મારી સાથે મિત્રતા નો વર્તાવ શુરૂ કર્યો અને તે મિત્રતા ના વર્તન ને એટલો બધો વધાર્યો કે જાણે બે(૨) ગાઢ મિત્રો આપસ માં નિખાલસ પણે ચર્ચા કરતા હોય. ત્યાં સુધી કે ખૂદ હઝરતે જ તે પ્રેમ પ્રકરણ નું વર્ણન આરંભ કર્યું અને ફરમાવ્યું કે હા, ભાઈ, તે છોકરો ક્યારેક તમારી પાસે આવે છે કે નહીં? હું શરમ અને લજ્જા થી ચુપ રહ્યો. તો ફરમાવ્યું કે નહીં રે ભાઈ ! આ પરિસ્થિતી તો દરેક વ્યક્તિ માટે ઉપસ્થિત થાય છે. તેમાં છુપાવવાની શું વાત છે ? ટૂંક માં મારી સાથે એવા પ્રકારે વાતચીત કરી કે ખૂદ મારા મુખે થી જ તે છોકરા સાથે ના પ્રેમ નો એકરાર કરાવી લીધો અને કોઈ જાતનો ગુસ્સો કે નારાજગી વ્યક્ત ન કરી બલ્કે સાંત્વન આપ્યું. આવા વિશેષ નિખાલસતા ના વલણ નો પ્રભાવ મારા ઉપર જાહેર થવા લાગ્યો. હું એક દિવસ તંગ આવી ગયો અને મન માં વિચારવા લાગ્યો કે આ યુવક પ્રેમ મારી નસેનસ માં પ્રસરી ગયો છે





અને મને દરેક કામ માં બેકાર (નકામો) કરી નાખ્યો છે. શું કરૂં ? અને ક્યાં જાઊં ? છેવટે લાચાર બનીને, દોડીને હઝરત ની સેવામાં પહોંચી ગયો અને સવિનય વિનંતી કરી કે હઝરત ! ખુદા ના વાસ્તે મારી મદદ ફરમાવો. હું તંગ આવી ગયો છું. લાચાર બની ગયો છું. એવી દુઆ ફરમાવી દો કે તે છોકરા નો વિચાર સુધ્ધાં મારા દિલ થી નષ્ટ થઈ જાય. મારી વિનંતી સાંભળીને હસીને ફરમાવ્યું કે બસ ! મોલ્વી સાહેબ ! થાકી ગયા ? જોશ ખતમ થઈ ગયો ? મૈં અર્ઝ કરી કે હઝરત ! હું બધા કામો થી નિષ્ક્રિય થઈ ગયો. નકામો થઈ ગયો. હવે મારા થી આ સહન થતું નથી. ખુદા ના વાસ્તે મારી મદદ ફરમાવો. ફરમાવ્યું કે બહુ સરસ ! મગરીબ ની નમાઝ પછી હું પરવારી જાઊં ત્યારે તમો હાજર રહેજો. હું મગરિબ ની નમાઝ પઢી લીધા પછી છત્તા (મહોલ્લા) ની મસ્જિદ માં બેસી રહ્યો. હઝરત જ્યારે 'અવ્વાબીન' ની નમાઝ થી પરવાળી ચુક્યા, તો સાદ આપ્યો કે મોલ્વી સાહેબ ! મૈં અર્ઝ કરી કે હઝરત હું હાઝિર જ છું. પછી હું હઝરત ની સામે આવીને બેસી ગયો. હઝરતે ફરમાવ્યું કે હાથ લાવો. મૈં મારો હાથ ધર્યો. હઝરતે મારા હાથ ને પોતાના ડાબા હાથ ની હથેળી માં રાખીને મારી હથેળીને પોતાની હથેળી થી એવી રીતે ઘસી કે જેવી રીતે રસ્સીને

વણાટ કરતી વખતે ઘસવામાં આવે છે. ખુદા ની કસમ ! મૈં સદંતર સ્પષ્ટ પણે જોયું કે હું અર્શ ની નીચે છું અને ચારેય દિશા થી નૂર અને પ્રકાશે મને ઘેરી લીધો છે. જાણે કે હું દરબારે ઇલાહી માં હાજર છું. તે વખતે હું એવો ડરી રહ્યો હતો અને કાંપી રહ્યો હતો, કે જીંદગી માં કદી આવી કંપારી અને ભય નો અનુભવ નહોતો થયો. હું પરસેવા થી રેબઝેબ થઈ ગયો અને સંપૂર્ણપણે આત્મભાન થી પસાર થઈ ગયો અને હઝરત સતત મારી હથેળી ઉપર પોતાની હથેળી ફેરવી રહ્યા છે. જ્યારે હથેળી ફેરવવાનું બંધ કર્યું તો મારી આ હાલત પણ દૂર થઈ ગઈ. હઝરતે ફરમાવ્યું : જાઓ. હું ત્યાંથી ઉઠીને ચાલ્યો આવ્યો. બે-એક દિવસ પછી હઝરતે પૂછ્યું કે મોલ્વી સાહેબ ! શું હાલત છે ? મૈં અર્ઝ કરી કે હઝરત ! તે છોકરાનું સ્મરણ કે પ્રેમ તો એક તરફ રહ્યો, દિલ માં તે છોકરા માટે હવે કોઈ પણ સ્થાન બાકી નથી. હઝરતે ફરમાવ્યું કે અલ્લાહ નો શુક્ર (આભાર) કરો.

**વલ-હમ્દો-લિલ્લાહે-અલા-ઝાલેકા.**

**હવાલો :-**

(૧) **"અરવાહે-સલાસા"**, સંપાદક :- મોલ્વી ઝહુરૂલ હસન કસોલ્વી, પ્રકાશક :- કુતુબખાના ઇશાઅતુલ ઉલૂમ, સહારનપૂર, (યુ.પી.), પ્રકાશન વર્ષ:- હિ.સ. ૧૩૭૦, **હિકાયત નં. ૨૫૧, પેઇજ નં. ૨૪૫.**

(૨) **"હિકાયાતે-ઔલિયા"**, અઝ :- મોલ્વી અશરફ અલી થાનવી, પ્રકાશક :- કુતુબખાના નઈમિયા, દેવબંદ (યુ.પી.) **હિકાયત નં. ૨૫૧, પેઇજ નં. ૨૬૪.**

(૩) **"હિકાયાતે-ઔલિયા"**, અઝ :- મોલ્વી અશરફ અલી થાનવી, પ્રકાશક :- ઝકરિયા બુક ડિપો, દેવબંદ (યુ.પી.) **હિકાયત નં. ૨૫૧, પેઇજ નં. ૨૩૬.**

(૪) **"હિકાયાતે-ઔલિયા"**, અઝ :- મોલ્વી અશરફ અલી થાનવી, પ્રકાશક :- કુતુબખાના નઈમિયા, દેવબંદ (યુ.પી.) પ્રકાશન વર્ષ :- ઇ.સ. ૨૦૧૩, **હિકાયત નં. ૧૯૮, પેઇજ નં. ૧૯૬.**

(૫) **"સવાનેહ-કાસમી"**- લેખક :- મુનાઝિર હુસૈન ગીલાની, પ્રકાશક :- દારૂલ ઉલૂમ દેવબંદ (યુ.પી.) **જિલ્દ નં. ૧, પેઇજ નં. ૩૨૬.**

વહાબી, દેવબંદી અને તબલીગી જમાઅત ના લોકો જેને પોતાના પેશ્વા અને **"કાસિમુલ-ઉલૂમે-વલ-ખૈરાત"** ના લકબ થી સન્માનિત કરવામાં ગર્વ અનુભવે છે, તે **મોલ્વી કાસિમ નાનોત્વી** (સ્થાપક :- દારૂલ ઉલૂમ-દેવબંદ) ના ખાસ શાગિર્દ (વિદ્યાર્થી) **મોલ્વી મન્સૂર અલી મુરાદાબાદી** કે જે સ્વંય એક મોલ્વી હોવાના નાતે મુસ્લિમ કૌમ ના હાદી અને રેહબર ની હૈસિયત ધરાવતા હતા, તેઓને "પ્રેમ" થઈ ગયો. પોતાના ઉસ્તાદ ના નક્શે કદમ (પદચિહ્ન) ઉપર ચાલીને પોતાની જવાની ના કાળા કરતૂતો ની બદનામી નું શ્યામ ધાબું કાયમી ધોરણે વહાબી સમુદાય ના કપાળે અંકિત કરી ગયા. કદાચ બની શકે, કે ખાનકાહે ગંગોહ માં પોતાના ઉસ્તાદ નાનોત્વી સાહેબ ને ગંગોહી સાહેબ સાથે પોતાના મુરીદો અને શાગિર્દો ની હાજરી માં એક જ ખાટલા ઉપર સૂઈ જઈને સજાતીય પ્રેમ ની ચેષ્ટા કરતાં જોયા હોય. તે સમયે

ઉપસ્થિત વિદ્યાર્થીઓ ના સમૂહ માં મોલ્વી મન્સૂર અલી મુરાદાબાદી પણ હોય અને પોતાના ઉસ્તાદ ના સજાતીય પ્રેમ ના દાવપેચ જોઈને તેઓને પણ આ માર્ગે ચાલીને **"ગે-કંપની"** (Gay Company) નો સક્રિય સભ્ય બનવાની પ્રેરણા મળી હોય. ખાનકાહે ગંગોહ માં મુરીદો અને શાગિર્દો ની હાજરી માં ગંગોહી સાહેબ ની સાથે **"ખાટલા મંચ"** ઉપર સજાતીય પ્રેમ નું નાટક ભજવનાર પોતાના બેશરમ ઉસ્તાદ ની સુન્નત (પ્રણાલિકા) ને જીવંત અને ધબકતી રાખવાના ભ્રષ્ટ આશય થી નિર્લજ્જ પણે એકરાર કરતાં કહ્યું કે **"મને એક છોકરા થી પ્રેમ થઈ ગયો"** વાહ મુલ્લાજી વાહ ! પ્રેમ કરવા માટે છોકરો જ મળ્યો ? લોક મુખે એક કહેવત ઘણી જ પ્રચલિત છે કે **"દિલ લગા ગધ્ધી સે, તો પરી ક્યા ચીઝ હૈ ?"** મોલ્વી મન્સૂર અલી મુરાદાબાદી તે છોકરા ના પ્રેમ ના મોહપાશ ના કીચડ માં એવો ખૂંપી ગએલો કે **"રાત-દિન ઉસકે તસવ્વુર મેં ગુઝરને લગે"** એટલે કે દરેક પળ અને ક્ષણ ફક્ત અને ફક્ત તે છોકરા ના વિચાર માં મોલ્વી મન્સૂર મગ્ન બનીને ખોવાએલો રહેતો. એટલે શું ? શું વિચાર આવતો હતો ? દરેક પળ તે છોકરા સાથે શું કરવા નો વિચાર આવતો હતો ? કોઈ સારૂં અને નેક કામ કરવાનો હરગિઝ વિચાર નહોતો આવતો, કેમકે ખૂદ મોલ્વી મન્સૂર અલી મુરાદાબાદી એ સ્વીકાર કર્યું છે કે **"મારી વિચિત્ર હાલત થઈ ગઈ અને બધા કામો માં અવરોધો આવવા લાગ્યા"** છોકરા ના પ્રેમ માં દિવાનો વહાબી મુલ્લા ઘાંઘોવાંઘો અને બાવરો બની ગયો. દયનીય પરિસ્થિતી માં આવી ગયો. કોઈ પણ કામ માં મન નહોતું પરોવાતું, જેથી દરેક કામ માં ખરાબી અને નુકસાની જ આવવા લાગી. બસ દરેક ક્ષણ





મગજ માં તે છોકરા ના જ વિચારો ઘૂમરી ખાતા હતા. ક્યા પ્રકાર ના વિચારો મગજ ને ચક્રાવે ચડાવતા હતા ? શું મોલ્વી મન્સૂર ને દરેક પળ એવો વિચાર આવતો હતો, કે જો તે છોકરા ની સાથે એકાંત મળે, તો તેની સંગાથે મુસલ્લો પાથરી ને સો(૧૦૦) રકાત નમાઝ પઢી નાખીશ. અથવા દસ (૧૦) પારા કુરઆન ની તિલાવત કરી નાખીશ. નહીં...હરગિઝ નહીં.... આવો નેક વિચાર નહોતો આવતો, બલ્કે એક આશિક અને માશૂક વચ્ચે જે જે આચરણો અને વર્તનો એકાંત માં થાય છે અને પ્રેમ ચેષ્ટા ની અંતિમ મંઝિલ એટલે કે વાસના ની તૃપ્તિ દ્વારા દેહસુખ માણવાનો ગુનાહિત, પાપી, ઘૃણાસ્પદ, હલકટ, નીચ, અશ્લીલ, બીભત્સ અને વખોડવાને પાત્ર ગંદો અને અપવિત્ર વિચાર જ આવતો હતો.

મારો શિષ્ય એક છોકરા ની પ્રેમ જાળ માં ફસાઈ ને એક વ્યથિત, ખિન્ન અને નિરાશાજનક માનસિક પરિસ્થિતી નો શિકાર બની ગયો છે. તેની જાણકારી નાનોત્વી સાહેબ ને પ્રાપ્ત થઈ ગઈ મોલ્વી મન્સૂર ના શબ્દો માં **"હઝરત કી ફિરાસત ને ભાંપ લિયા"** એટલે કે નાનોત્વી સાહેબ ની તીવ્ર અને સુક્ષ્મ દ્રષ્ટિએ પારખી લીધું, કે મારો વિદ્યાર્થી એક છોકરા સાથે ના લફરા માં ફસાઈ ગયો છે. પોતાના જાત અનુભવ ની સુઝબુઝ અને પ્રેક્ટીકલ જ્ઞાન ની તીક્ષણ ગ્રહણ શક્તિ ની પારખુ દ્રષ્ટિ થી મોલ્વી મન્સૂર ના હાવભાવ જોઇને જાણી લીધું, કે શિષ્ય મહાશય ચીકણી અને લીસી જમીન ઉપર લપસી પડીને લોંડેબાઝો (Sodomy Group) ની કલબ નો મેમ્બર બનીને સજાતીય સબંધ ની પ્રવૃતિ માં કાર્યશીલ થઈ ગયો છે.

**પણ....** નાનોત્વી સાહેબ ની ઉદારતા અને મમતા

ભરી કેળવણી ને દાદ આપવી પડે. વિદ્યાર્થી છોકરા ના પ્રેમ માં અંધ બનીને કેવા કેવા **"વાસના પુષ્પો"** ખીલાવી રહ્યો છે, તેની વિગતવાર માહિતી અને આંખે દેખયા એહવાલ સ્વરૂપ ની જાણકારી મેળવવા માટે પોતાના વિદ્યાર્થીને તેના કાળા કરતૂતો બદલ ધમકાવ્યો નહીં, બલ્કે મિત્ર જેવો વહેવાર શરૂ કર્યો અને તે વહેવાર ગાઢ મિત્રતા ના નિખાલસ અને ખુલ્લા દિલે ગુપ્ત ભેદો કહી દેવાની હદ સુધી વિકસાવ્યો અને બે(૨) ગાઢ મિત્રો પોતાની અંગત અને જાતીય બાબત ની ચર્ચા વિના સંકોચે અને શેહ શરમ વગર કરે છે, તેવી ચર્ચા મોલ્વી મન્સૂર મુરાદાબાદી સાથે તે છોકરા સાથેના સૃષ્ટિ વિરૂધ્ધ ના સબંધ ના અનૂસંધાને કરીને એકાંતવાસ માં આચરેલા કુ:કર્મ ની સમગ્ર માહિતી મેળવી લીધી અને મોલ્વી મન્સૂર અલી ના મુખે થી જ એકરાર કરાવી લીધો, કે તે છોકરા સાથે શું સબંધ છે ? અને તેની સાથે શું શું કર્યું છે.

જરા વિચારો ! એક શિક્ષક પોતાના વિદ્યાર્થી સાથે તેના કોઈ ની સાથેના સજાતીય વાસનામય સબંધ ના અનૂસંધાને ચર્ચા કરે છે અને કોઈ પણ જાતની નારાજગી કે ગુસ્સો વ્યક્ત નથી કરતો, બલ્કે તેને પ્રોત્સાહિત કરવા આશ્વાસન આપે છે, કે **"નહીં રે ભાઈ ! આ પરિસ્થિતી તો દરેક વ્યક્તિ માટે ઉપસ્થિત થાય છે. તેમાં છુપાવવાની શું વાત છે ?"** બની શકે છે, કે મોલ્વી મન્સૂર અલી ના મુખે થી એક છોકરા સાથે ના સજાતીય સબંધો ની દાસ્તાન સાંભળીને નાનોત્વી સાહેબ ભૂતકાળ ની યાદોમાં ખોવાઈ ગયા હોય અને પોતાના મહેબૂબ ગંગોહી સાહેબ સાથે વિતાવેલી રંગીન પળો ની સોનેરી યાદો તેઓના હૃદય ના તાર ઝણઝણાવી નાખ્યા હોય અને મનમાં ગલીપચી થવા લાગી હોય અને





ભૂતકાળ ની સજાતીય પ્રેમ ચેષ્ટાઓના દ્રષ્યો ફરી જીવંત સ્વરૂપે માનસપટ ની સ્ક્રીન ઉપર દ્રષ્ટિગોચર થવા લાગ્યા હોય અને જેથી જ એક પીઢ અનુભવી કલાકાર ની હૈસિયત થી આ ક્ષેત્ર ના નવા નિશાળીયા પોતાના શાગિર્દ ને સલાહ આપવાની જિજ્ઞાસા ને અનૂસરી કહ્યું હોય, કે **તેમાં છુપાવવાની શું વાત છે ?"** આ હાલત તો દરેક વ્યક્તિ ઉપર આવે જ છે. હૂં ખૂદ પણ તેવી હાલત ભોગવી ચુક્યો છું.

જેથી જ નાનોત્વી સાહેબે પોતાના શાગિર્દ ને તેની લોંડેબાઝી ની ધૃણાસ્પદ ચેષ્ટા બદલ ધમકાવ્યો તો નહીં, બલ્કે તેને તજી દેવાની સલાહ પણ ન આપી. જો કે એક ઉસ્તાદ હોવાના નાતે તેઓ મોલ્વી મન્સૂર અલી મુરાદાબાદી ને રોષપુર્વક ધમકાવી શકતા હતા. કડક શિક્ષા ના ભય થી ડરાવી ને તથા લોંડેબાઝી ની ધૃણાસ્પદ ચેષ્ટાની બુરાઈ શરીઅત ના કાનૂનો ને અનુલક્ષીને વર્ણન કરીને અને તેનું આચરણ કરનાર માટે સખ્ત અઝાબ ની ધમકી સંભળાવીને સુધરી જવાનો કડક શબ્દો માં આદેશ આપી શકતા હતા. પણ નાનોત્વી સાહેબ સુધારણા ની ફરજ બજાવવાનું ચુકી ગયા, બલ્કે તેનાથી ઉલ્ટું કર્યું. મોલ્વી મન્સૂર અલી ના કથન મુજબ **"બલ્કે દિલ જોઈ ફરમાઈ"** દિલજોઈ એટલે તસલ્લી આપવી એટલે કે દિલાસો એટલે કે સાંત્વન આપવું.

નાનોત્વી સાહેબ પોતાના હોમોસેક્સ્યુઅલ શાગિર્દ ને સાંત્વન આપી રહ્યા છે, કે **તેમાં છુપાવવાની શું વાત છે ?** એક રસપ્રદ અને અનુભવ સિધ્ધ હકીકત એ પણ છે, જ્યારે કોઈ વ્યક્તિ થી કોઈ શરમજનક કામ થઈ જાય છે, તો તે યથાશક્તિ એવો પ્રયત્ન કરે છે, કે મારૂં આ કૃત્ય ગુપ્ત જ રહે. તેની જાહેરાત ન થાય. લોકોના કાનો સુધી વાત ન

પહોંચે. કેમકે જો આ વાત સમાજ માં ફેલાઈ ગઈ, તો લોકોને મોઢું બતાવતાં શરમ આવશે. જેથી મુખ્ય હેતૂ શરમ ના કારણે જ તે પોતાના ઘૃણાસ્પદ કૃત્ય ને છુપાવે છે. જેનો અર્થ એ થયો, કે છુપાવવું એટલે કે શરમાવવું. શરમ ના કારણે જ છુપાવે છે. જો શરમ ન હોય તો છુપાવે નહીં. વૈશ્યાઓ સરા જાહેર વ્યવસાય કરે છે. છુપાવતી નથી કેમકે તેને શરમ નથી. શરમાવવું અને છુપાવવું એ બન્ને કામોં એક બીજા ના પુરક છે.

નાનોત્વી સાહેબ પોતાના શાગિર્દ ને છુપાવવા ની શું વાત છે ? નું વાક્ય **શરમાવવા ની શું વાત છે ?** એ અર્થ માં કહી રહ્યા છે. આ રીતે તેઓ પોતાના લફરાંબાઝ શાગિર્દ ને સાંત્વન આપીને પ્રોત્સાહિત કરી રહ્યા છે અને સાથે સાથે શાગિર્દ શું લખણ ઝળકાવે છે, તેની જાણકારી પણ મેળવી રહ્યા છે. એક મિત્ર ના દાવે વાંસો થાબડી રહ્યા છે. આમાં શરમાવવાની શું વાત છે ? ચાલ્યા કરે..... થતું આવે છે.... દિલ નો મામલો છે.... અને દિલ તો ચંચળ હોય છે. મન પ્રેમ ની ચીકાસ થી લપસી અને ફસકી જાય. જરા મને તો કહો કે તે છોકરા સાથે તમારો શું સબંધ છે ? તેની સાથે શું શું કરો છો ? ક્યારે ક્યારે અને કેટલું કેટલું કરો છો ? વગેરે બધી એકાંત માં કરેલી બાબતો ની માહિતી ઓકાવી લીધી. નાનોત્વી સાહેબ પોતાના લોંડાબાઝ શાગિર્દ ના મુખે થી એક છોકરા સાથે કરેલા કાળા મોઢા ની રંગરેલી અને સજાતીય વાસના ની તૃપ્તિ ની ઉત્તેજીત કરનારી દાસ્તાન સાંભળીને આનંદ વિભોર થઈ ગયા હશે. તેઓને સાંભળવામાં ઘણો આનંદ અને લિજ્જત આવતી હશે. ભૂતકાળ ની સ્નેહાળ પળો ની યાદો ટાઢીબોર થઈને મનના એક ખુણા માં મૃતઃપાય





દશા માં ધરબાએલી હતી, તે મોલ્વી મન્સૂર અલી મુરાદાબાદી ની લોંડાબાઝી ની ગરમ વાતો સાંભળીને આળસ મરડીને ઉભી થઈ ગઈ હશે. જેથી શાગિર્દ ને ધમકાવવાના બદલે નાનોત્વી સાહેબે સહાનુભૂતિ વ્યક્ત કરીને **"દિલજોઈ ફરમાઈ"**

ગુરૂ નાનોત્વી ના બ્રિલીયન્ટ સ્ટુડન્ટ હોવાની લાયકાત નો પુરાવો આપતાં અને ઉસ્તાદે મોહતરમ ના નક્શે-કદમ ઉપર ચાલીને મુલ્લા મન્સૂરઅલી એ તે છોકરા સાથે પ્રેમ ના ફાગ ખેલીને ખૂબજ સજાતીય વાસના ના ફટાકડા ફોડ્યા. જોશે ઇશ્ક ની અગ્નિ પ્રજવલ સ્વરૂપે પેટાવીને એટલો બધો અતિરેક કર્યો, કે પરિણામ સ્વરૂપે **"મુઝે તમામ ઉમૂર સે બેકાર કર દિયા."** "કસ્રતે ફેઅલ" એટલે કે કઠોર પરિશ્રમ કરીને થાકી ગયો. લાચાર બની ગયો. હવે શું કરૂં ? ક્યાં જાઊં ? કેવી રીતે છુટકારો મેળવું ? કોની પાસે જાઊં ? વહાબી-કટમુલ્લો દ્વિધા માં પડી ગયો. અરે મુલ્લાજી ! શા માટે ગભરાઓ છો ? અંતર થી સાદ આવ્યો ક્યાંય પણ જવાની જરૂરત નથી. આદરણીય ગુરૂજી નાનોત્વી સાહેબ આ ક્ષેત્ર ના જૂના અને પીઢ અનુભવી છે. તેમની સેવામાં ચાલ્યો જા. આ વિચાર આવતાં જ મોલ્વી મન્સૂર અલી **"દોડા હુવા હઝરત કી ખિદમત મેં પહોંચા"** નાનોત્વી સાહેબ ની સેવામાં ઉપસ્થિત થઈને સમલૈંગિક મુલ્લા મન્સૂર અલી એ સવિનય અરજ કરી, કે **"હઝરત અલ્લાહ કે વાસ્તે મેરી મદદ ફરમાએં. મૈં તંગ આ ગયા હૂં ઔર લાચાર હો ચુકા હૂં"** બિચારો ! વિકૃત વાસના ની મદિરા વિશેષ પ્રમાણ માં ઢીંચીને પ્રેમાવેશ ના સમુદ્ર માં લાંબુ અંતર તરીને થાકીને, લોથપોથ થઈને, નર્વસ, અને લાચાર બનીને પોતાના ઉસ્તાદ એટલે કે **"ગૈરૂલ્લાહ થી મદદ માંગી રહ્યો છે"** અને

"ગૈરૂલ્લાહ" થી મદદ માંગવી વહાબી ધર્મ માં શિર્ક છે. આવું આચરણ કરનાર નું ઈમાન ભ્રષ્ટ થઈ જાય છે.

નાનોત્વી સાહેબ પોતાના દિલ ફેંક આશિક મુલ્લા શાગિર્દ ની કાકલૂદી અને વિનંતી ને યોગ્ય સમય નું પ્રાયશ્ચિત સમજી ને શાગિર્દે વ્યક્ત કરેલા પસ્તાવા ને અનુલક્ષીને શાગિર્દ ને એવી શીખ અને નસીહત આપવાની જરૂરત હતી, કે પોતાના કુઃકર્મો બદલ ખરા અંત કરણ થી અલ્લાહ તઆલા ની જનાબ માં તૌબા કરીને ગુનાહો ની માફી માંગે અને ભવિષ્ય માં આવા હલકટ કામ ને તજી દેવાના દ્રઢ સંકલ્પ સાથે વચનબધ્ધ થાય. આવી કોઈ શિખામણ આપવાના બદલે નાનોત્વી સાહેબ પોતાના શાગિર્દ ની સાથે શાબ્દિક છેડછાડ કરીને તેને ઉશ્કેરે છે અને ઉભારે છે અને મેણું મારીને તેને ઉશ્કેરતાં કહે છે, કે **"બસ, મોલ્વી સાહબ ! ક્યા થક ગએ? બસ જોશ ખતમ હો ગયા"** એટલે કે નાનોત્વી સાહેબ ને ખબર હતી, કે તેઓનો શાગિર્દ થાકી ગયો છે. માણસ જ્યારે કોઈ કામ કરે છે, ત્યારે તેના શરીર ને શ્રમ પડે છે અને થાક લાગે છે. પણ કુદરતે અર્પણ કરેલી શક્તિ ના કારણે તે થાક ને શરીર સહન કરી લે છે અને તેને થાક ની કોઈ અસર જણાતી નથી પણ તે જ્યારે હદ ઉપરાંત (Over-Capacity) કામ કરે છે ત્યારે તેનું શરીર તેવા વધુ પડતા કામ નો થાક સહન નથી કરી શકતો અને તે થાકી જાય છે. ટૂંક માં કામ વધુ પ્રમાણ માં કરવાના કારણે માણસ થાકી જાય છે.

નાનોત્વી સાહેબ પોતાના શાગિર્દ થી પૂછે છે, કે **"શું થાકી ગયા ?"** નાનોત્વી સાહેબ અજાણ બનીને પૂછે તો છે, પણ નાનોત્વી સાહેબ સારી પેઠે જાણે છે, કે મારો વછેરો કેમ થાકી ગયો છે. કયું કામ કરવાથી થાકી ગયો છે ? તે પણ





નાનોત્વી સાહેબ જાણે છે, કે આજકાલ મોલ્વી સાહેબ ક્યા કામ માં ગુંથાએલા અને ગરકાવ છે. છોકરા ના પ્રેમ માં પાગલ પણા ની હદ સુધી પહોંચી ગયા છે. આ કોઈથી સાંભળેલી અને કહેતો હતો અને કહેતી હતી જેવી ભ્રામક અફવા નથી, બલ્કે નક્કર હકીકત છે. કેમકે જે થાકી ગયો છે, તેણે જ પોતાના મુખે થી ખૂદ મને કહી સંભળાવીને એકરાર અને સ્વીકાર કરીને મને બધું જ કહી દીધું છે. માટે ચોક્કસ તે કામ નો જ થાક છે. જેથી જ બીજો સવાલ પૂછ્યો કે **"બસ જોશ ખતમ થઈ ગયો ?"**

નાનોત્વી સાહેબે ઉચ્ચારેલું વાક્ય **"બસ જોશ ખતમ થઈ ગયો ?"** માં જે શબ્દ **"જોશ"** છે, તે લક્ષ ને પાત્ર છે. શબ્દકોશ (Dictionary) માં "જોશ" શબ્દ નો અર્થ ⊙**ઉબાલ** ⊙**વલવલા** ⊙**હરારત** ⊙**મસ્તી** ⊙**તુગ્યાની અને** ⊙**શેહવત** વગેરે થાય છે. (હવાલો :- ફિરોઝુલ્લુગાત, પેઇજ નં. ૪૮૪) નાનોત્વી સાહેબ ને પહેલે થી જ જાણકારી છે, કે મારો ચેલો એક છોકરા ના પ્રેમ માં સજાતીય સબંધ ના જોશ માં ખૂબ કૂદી રહ્યો છે. પણ ક્યાં સુધી ? એક દિવસ જરૂર થાકવાનો, જે વધુ દોડે છે, તે જલ્દી થાકી જાય છે. મારો આ વછેરો લોંડાબાઝી ના રેસ ના મેદાન માં તેજગતિ થી સતત દોડવાના કારણે થાકી ગયો છે. જોશ ખતમ થઈ ગયો છે. ફક્ત એક વાક્ય માં નાનોત્વી સાહેબે પોતાના શાગિર્દ થી તેની આનુષંગિક પરિસ્થિતી સંકેત માં પૂછી લીધી. જેનો પ્રત્યુત્તર આપતાં મોલ્વી મન્સૂર અલી મુરાદાબાદી એ કહ્યું કે **"હઝરત મૈં સારે કામોં સે બેકાર હો ગયા, નિકમ્મા હો ગયા"** જેમકે :-

**ઇશ્ક ને "ગાલિબ" નિકમ્મા કર દિયા,**
**વર્ના હમ ભી આદમી થે કામ કે.**

પ્રેમ દર્દ થી દુઃખી મોલ્વી મન્સૂર અલી હવે અકળાઈ ગયો હતો, થાકી ગયો હતો. એવો પાકી ગયો હતો, કે બધા કામો થી નિષ્ક્રિય અને નકામો થઈ ગયો હતો. **"બધા કામો"** માં છોકરા થી પ્રેમ અનુલક્ષિત કામો પણ આવી ગયા. હવે રેસ નો ઘોડો રેસ (Race) ના મેદાન માં દોડી શકે તેમ નથી. ચાલી શકે તેમ નથી, બલ્કે હવે ચાલવા ને લાયક પણ નથી રહ્યો. એટલો બધો દોડ્યો છે, કે થાકીને લોથપોથ થઈ ગયો છે. હવે તો એવી દયનીય હાલત છે, કે પ્રેમ ની મદિરા નો જામ હાથમાં લઈને હોઠોં સુધી લઈ જવાની પણ શક્તિ બાકી નથી રહી. આવી દયાજનક હાલત **"અબ મુઝ સે બરદાશ્ત નહીં હો સકતા"** પોતાની અસહય અને દયનીય હાલત થી છૂટકારો મેળવવા માટે મોલ્વી મન્સૂર અલી મુરાદાબાદી એ પોતાના ઉસ્તાદ નાનોત્વી સાહેબ થી મદદ માંગવાના આશય થી મદદ માંગતાં કહ્યું કે **"ખુદા કે લિયે મેરી મદદ ફરમાઇયે"** અહીં વાંચક મિત્રો લક્ષ આપે કે અંબિયા-એ-કિરામ અને ઔલિયા-એ-ઇઝામ થી મદદ માંગવાને શિર્ક નો ફત્વો ધરબી દેનારા વહાબી-દેવબંદી જમાઅત ના પેશ્વા થી તેઓનો જ એક દેવબંદી મોલ્વી મદદ માંગી રહ્યો છે. અહીં શિર્ક નો ફત્વો નથી આપવામાં આવતો. શા માટે ? વાંચકો ફેંસલો કરી લે.

મોલ્વી મન્સૂર અલી મુરાદાબાદી એ નાનોત્વી સાહેબ થી શું મદદ માંગી ? એવી કઈ મુસીબત માં તે સપડાએલો હતો ? અને તે મુસીબત થી કેવો છુટકારો મેળવવા માંગતો હતો ? ખૂદ મોલ્વી મન્સૂર ના શબ્દો માં **"ઉસ લડકે કા ખયાલ મેરે કલ્બ સે ખતમ હો જાએ, મિટ જાએ"** છોકરા સાથે નો સજાતીય પ્રેમ સબંધ મુલ્લાજી માટે આફત અને માનસિક મહાવ્યથા બની ગયો હતો. **"જીને ભી ન દે - મરને ભી ન દે"** જેવી ઉપાધી આવી પડી હતી. બધા કામો થી નિષ્ક્રિય અને નકામો થઈ ગયો, છતાં પેલો છોકરો હજુ સુધી દિલ માં સમાએલો છે. તેની યાદો નું સામ્રાજ્ય અને વર્ચસ્વ હજી સુધી દિલ ઉપર અકબંધ છે. તેની યાદ અને સ્મૃતિ વ્યાકુળતાની પ્રજવલ અગ્નિમાં મન ભડકે બળી રહ્યું છે. માટે તેનો ફક્ત એક જ અકસીર ઉપાય છે, અને તે એ કે હવે મન માંથી તે છોકરા ની સ્મૃતિ ને જ ખદેડી મુકું કે જેથી **"ન રહે બાંસ - ન બજે બાંસરી"** અને આ ઉપાય ફક્ત મારા ઉસ્તાદ અને ગુરૂ અને આ ક્ષેત્ર ના જૂના અનુભવી નાનોત્વી સાહેબ જ કરી શકે છે.

## નાનોત્વી સાહેબે પોતાના હોમોસેક્સ્યુઅલ શાગિર્દ ને જાગૃત અવસ્થા માં અર્શ અને દરબારે ઇલાહી માં પહોંચાડી દીધો.

શાગિર્દ ની દયાજનક પરિસ્થિતી પ્રત્યે સહાનુભૂતિ વ્યક્ત કરીને નાનોત્વી સાહેબ પોતાના લોંડેબાઝ શાગિર્દ ના **"પ્રેમ-રોગ"** નો ઇલાજ કરવા તૈયાર થઈ ગયા અને શાગિર્દ ને મગરિબ ની નમાઝ પછી મહોલ્લા છત્તા ની મસ્જિદ માં ઉપસ્થિત રહેવાનો આદેશ આપ્યો. **"યુવક પ્રેમ રોગી"** દેવબંદી મુલ્લા પોતાના ગુરૂજી ના આદેશ ની અમલવારી રૂપે મગરિબ ની નમાઝ પછી મહોલ્લા છત્તા ની મસ્જિદ માં સમયસર હાજર થઈ ગયો. હવે, નાનોત્વી સાહેબ પોતાના શાગિર્દ ના લોંડાબાઝી ના રોગ નો ઇલાજ શરૂ કરે છે અને પોતાની **"શાનદાર કરામત"** (ભવ્ય ચમત્કાર) નું પ્રદર્શન કરે છે. જેને વાંચીને

નિઃશંક હસવું પણ આવશે અને સાથે સાથે નફરત અને ધૃણા ની લાગણી ની અનુભૂતિ પણ થશે અને ખાત્રી પુર્વક એ હકીકત નો સ્વીકાર કરવાનો પ્રબળ પુરાવો પ્રાપ્ત થશે, કે વહાબી, દેવબંદી અને તબલીગી સમુદાય ના લોકો અંબિયા-એ-કિરામ અને ઔલિયા-એ-ઇઝામ ને સામાન્ય કક્ષા ના મામૂલી અને લાચાર ઇન્સાન કહે છે, લખે છે અને માને છે. પણ જ્યારે પોતાના પંથ ના પેશ્વાઓ અને ગુરૂઘંટાલો નો મામલો આવે છે, ત્યારે તેઓની વિશિષ્ટતા, મહાનતા, ભવ્યતા, ઉચ્ચતા, અજોડતા, અનન્યતા, અદ્વિતીયતા અને વિચક્ષણતા ના બંણગા ફૂંકવામાં અતિશ્યોકિત અને અતિરેક કરવામાં પાછી પાની નથી કરતા અને તેઓને ઇન્સાનિયત ના દરજ્જા થી ઉચ્ચ અને પ્રગાઢ ફરિશ્તો કહેવામાં પણ કોઈ જાતનો હિચકિચાટ કે સંકોચ નથી અનુભવતા.જેના પુરાવા રૂપે નાનોત્વી સાહેબે પોતાના સમલૈંગિક શિષ્યના કરેલા ઉપચાર ની વિધી ની હાસ્યાસ્પદ દાસ્તાન વાંચીને આવી જશે.

મોલ્વી મન્સૂર અલી મુરાદાબાદી એ કહ્યું કે **"મૈં સામને હાઝિર હુવા ઔર બૈઠ ગયા. ફરમાયા કે હાથ લાઓ. મૈંને હાથ બઢાયા. મેરા હાથ અપને બાએઁ હાથ કી હથેલી પર રખકર મેરી હથેલી કો અપની હથેલી સે ઇસ તરહ રગડા, જૈસે બાન બટે જાતે હૈં"** ઉપચાર ની આ પધ્ધતી વર્ણન કરીને નાનોત્વી સાહેબ ની મહાનતા અને ઉચ્ચતા તથા ભવ્ય કરામત વર્ણન કરવામાં આવી રહી છે. બિમારી ક્યાં હતી ? જવાબ સ્પષ્ટ છે, કે દિલ માં હતી. દિલ છોકરા ના પ્રેમ માં સ્થાન ભ્રષ્ટતા નો રોગી બની ગયો હતો. દરેક પળ અને દરેક સ્થાને તે છોકરો જ દેખાતો હતો. છોકરા ના સ્મરણ માં દેવબંદી મુલ્લા સમગ્ર ક્ષણ ખોવાએલો અને ડૂબેલો





www.markazahlesunnat.com

રહેતો હતો. મન કોઈ પણ કામ માં ચોટતું નહોતું. બસ જ્યાં જુઓ ત્યાં તે છોકરો જ દેખાતો હતો. દિલ ના ના-જાઇઝ જઝબાત બે-લગામ ઘોડાની જેમ અંકુશ માં નહોતા. આવા દિલ ના રોગિષ્ટ ના સ્વાસ્થય માટે **કુરઆન શરીફ** ની કોઈ આયત અથવા **હદીષ શરીફ** ની કોઈ દુઆ પઢીને દમ (ફુંક) નથી કરવામાં આવતો. જો એવું કરવામાં આવ્યું હોત, તો તેમાં નાનોત્વી સાહેબ નું કોઈ મહત્વ વ્યક્ત ન થયું હોત. એવું જ કહેવામાં આવત, કે **કુરઆન** ની આયત અથવા **હદીષ** ની દુઆ ની બરકત થી મન ના ગંદા વિચારો અને શયતાન ના વસવસાઓ નષ્ટ થઈ ગયા. **અલ્લાહ તબારક વ તઆલા** ના મુકદ્દસ કલામ નો ફયઝ (લાભ) પ્રાપ્ત થયો. પણ અહીં તો નાનોત્વી સાહેબ ને જ પ્રાધાન્ય (Advantage) અને મહત્વ (Importance) આપીને નાનોત્વી સાહેબ ની અગત્યતા અને મહિમા વ્યક્ત કરવી છે. જેથી જ એવો કોઈ પણ ઉલ્લેખ નથી, કે નાનોત્વી સાહેબે કંઇક પઢીને મોલ્વી મન્સૂર ના દિલ ઉપર દમ કર્યો અથવા કોઈ છૂ...છા...કે મંતર વિદ્યા (Exorcising) ની વિધી કરી. જો આવું થયું હોત, તો નાનોત્વી સાહેબ ને સો ટકા (100%) ખ્યાતિ (Credit) ન મળી હોત. જેથી જ નાનોત્વી સાહેબે ઉપચાર ની જે અનોખી અને કઢંગી પધ્ધતી અપનાવેલી, તેનું જ વર્ણન કરવામાં આવ્યું છે. એટલે કે જેવી રીતે રસ્સી (Rope) ના વણાટ (Weave) વખતે બે(૨) હથેળીઓ વચ્ચે રસ્સીના રેશાઓ અથવા તાંતણાઓ (Filaments) ને ઘસીને વણવામાં આવે છે, તેવી જ રીતે નાનોત્વી સાહેબે પોતાની અને મોલ્વી મન્સૂર અલી ની હથેળી ને પરસ્પર ઘસી. ઘર્ષણ થતાં જ એક મહાન કરિશ્મો (ચમત્કાર/Miracle) થયો. વાંચક મિત્રો દિલ

પર હાથ રાખીને દિલ ના ધબકારા વધી ન જાય, તે માટે દિલ ની ધડકન ને નિયંત્રણ અને અંકુશ માં રાખીને નાનોત્વી સાહેબ નો ચમત્કાર વાંચો. જે ટાઢા પહોર ના ગપગોળા સમાન જ છે.

નાનોત્વી સાહેબ ની હથેળી ના ઘર્ષણ ની તરત જ એવી અસર થઈ, કે મોલ્વી મન્સૂર અલી કહે છે, કે **"ખુદા કી કસમ ! મૈંને સાફ તૌર સે દેખા કે મૈં અર્શ કે નીચે હૂં ઔર હર ચાર તરફ સે નૂર ઔર રૌશની ને મેરા એહાતા કર લિયા હૈ. ગોયા મૈં દરબારે ઇલાહી મેં હાઝિર હૂં"** વાહ! ક્યા બાત હે ! ક્યા શાન હે ! ક્યા સીન હે ! કહેના પડે ! મોલ્વી મન્સૂર અલી મુરાદાબાદી એ નાનોત્વી સાહેબ નો જે કરિશ્મો વર્ણન કરેલ છે, તે કોઈ વ્હેમ, ભ્રમ, ભ્રાંતિ, શંકા, સંદેહ, આભાસ કે ખોટો ખ્યાલ નહીં, બલ્કે વાસ્તવિકતા અને સત્ય હકીકત છે. જેથી જ વાક્યના આરંભ માં **"ખુદા કી કસમ"** કહ્યું. એટલે કે હૂં જે કંઈપણ કહી રહ્યો છું, તે એક વાસ્તવમાં હકીકત છે. જૂઠ કે અસત્ય બીના નથી. હૂં સાચું જ કહી રહ્યો છું. ખુદા ના સોગંદ ઉપર કહું છું. મારી વાત સત્યતા ઉપર જ આધારિત છે, કે **"મૈંને સાફ તૌર સે દેખા કે મૈં અર્શ કે નીચે હૂં"** એટલે કે આ જોવું કોઈ ઊંઘ ની હાલત માં નહોતું. સ્વપ્ન નહોતું કે સ્વપ્ન માં ઘણી વખત દ્રષ્યો ધુંધળા અને ઝાંખા દ્રષ્ટિ ગોચર થાય છે. બે શુદ્ધ નહતો કે અર્ધ-મુર્છિત પણ ન હતો. બલ્કે સંપૂર્ણ જાગૃતાવસ્થા માં હતો. સંપૂર્ણ પણે હોશ અને ભાન માં હતો. ઊંઘ ના ઘેન (Drowsiness) માં નહોતો. વિચારો ના કલ્પના ચિત્રનો વહેમ નહોતો, બલ્કે નક્કર અને સચોટ વાસ્તવિકતા હતી. જેમાં શંકા કે સંશય ને લેશમાત્ર સ્થાન નથી. કોઈ માદક પદાર્થ કે કૈફી પીણા ના નશા માં નહોતો, બલ્કે સંપૂર્ણ પણે સ્વસ્થ,





પૂરેપૂરો ભાન માં, જાગૃત, સતર્ક, સુઝબુઝ, આકલન શક્તિ (Comprehension), ગમાતમ અને સાર સંગ્રહ ની સમજ સાથે પ્રત્યક્ષ દ્રષ્ટિ અને નજર ની શક્તિ થી નીરખી ને જોયું અને ચીવટ પુર્વક નું અવલોકન કર્યું, કે **"મૈં અર્શ કે નીચે હૂં"** તૌબા ! તૌબા ! હદ કરી નાખી. નાનોત્વી સાહેબ નો સમલૈંગિક લૌંડાબાઝ શાગિર્દ નાનોત્વી સાહેબ ની હથેળી ઘસવાના પ્રતાપે ક્ષણ ભર માં અર્શે ઇલાહી સુધી પહોંચી ગયો. (મઆઝલ્લાહ)

વાંચક મિત્રો ન્યાય ની દ્રષ્ટી થી નિરીક્ષણ કરે, કે નાનોત્વી સાહેબ નો **"તસર્રુફ"** એટલે કે સર્વશ્રેઠ નૈસર્ગિક શક્તિ અને **"કરામત"** એટલે કે કૌતુક અને અલૌકિક ઘટના ની કપોલ કલ્પિત દંતકથા ઘડી કાઢીને નાનોત્વી સાહેબ ની મહાનતા પુરવાર કરવા માટે કેવી ખતરનાક વાત કહેવામાં આવી રહી છે. **"અર્શ"** એટલે **"અર્શે ઇલાહી"** એટલે **"ખુદા નો તખ્ત."** હવે એક બાબત એ જાણીએ, કે 'અર્શે ઇલાહી' ક્યાં છે ? અર્શ સુધી કેટલું અંતર છે ? ત્યાં આજ સુધી કોઈ ગયું છે ? અને ગયું છે, તો કઈ રીતે અને કોના માધ્યમ થી ગયું છે ? આ બધા પ્રશ્નો ના સચોટ અને આધારભૂત હવાલાઓ સાથેના પ્રત્યુત્તરો તથા અન્ય વિશેષ માહિતી મેળવવા માટે અહીં **"મેઅરાજ"** ની ઘટના નું સંક્ષિપ્ત માં આધારભૂત અને વિશ્વસનીય કિતાબો ના સંદર્ભ હવાલાઓ થી વર્ણન રજૂ છે :-

▣ **હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમે ઈશા ની નમાઝ **મક્કા શરીફ** માં હઝરત ઉમ્મે હાની બિન્તે અબૂ તાલિબ રદીઅલ્લાહો તઆલા અન્હા ના મકાન માં પઢી અને ત્યાર બાદ ત્યાં જ ઊંઘી ગયા.

▣ રાત માં **હઝરત જીબ્રઈલ** અલૈહિસ્સલાતો વસ્સલામ

**"બુરાક"** લઈને હાજર થયા. **હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ ને જગાડી, બુરાક ઉપર સવાર કરાવી **'બયતુલ-મુકદ્દસ'** લઈ આવ્યા. ત્યાં **હુઝૂરે અકદસ, સય્યેદુલ અંબિયા વલ મુરસેલીન** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમે તમામ અંબિયા-એ-કિરામ અલૈહિમુસ્સલાતો-વસ્સલામ ની ઇમામત ફરમાવી.

**(હવાલો :- "ખસાઇસે-કુબ્રા"** - લેખક :- ઇમામ જલાલુદ્દીન સુયૂતી (ઇન્તેકાલ સ.હિ. ૯૧૧) ઉર્દૂ અનુવાદ **ભાગ નં. ૨, પેઇજ નં. ૩૪૦)**

▣ ઇમામ મુસ્લિમે હઝરત અનસ રદીઅલ્લાહો તઆલા અન્હો થી મેઅરાજ ની જે હદીષ રિવાયત કરી છે, તેનો સારાંશ એ છે કે બયતુલ-મુકદ્દસ માં નમાઝ અદા ફરમાવ્યા પછી **હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ હઝરત જિબ્રઈલ ની સાથે પહેલા થી સાતમાં આસમાને ગયા. પહેલા આસમાને **હઝરત આદમ** થી, બીજા આસમાને **હઝરત ઈસા** અને **હઝરત યાહ્યા** થી, ત્રીજા અસમાને **હઝરત યૂસુફ** થી, ચોથા આસમાને **હઝરત ઇદ્રીસ** થી, પાંચમાં આસમાને **હઝરત હારૂન** થી, છઠ્ઠા આસમાને **હઝરત મૂસા** થી અને સાતમા આસમાને **હઝરત ઇબ્રાહીમ** (અલૈહિમુસ્સલાતો-વસ્સલામ) થી મુલાકાત કરી. તેઓ બધાએ **હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ ને **'મરહબા'** કહ્યા અને દુઆ-એ-ખૈર આપી.

**(હવાલો :- "ખસાઇસે-કુબ્રા"** - ઉર્દૂ અનુવાદ **ભાગ નં. ૧, પેઇજ નં. ૩૧૭)**

▣ ત્યાર બાદ **હુઝૂરે અકરમ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ ને **"સિદરતુલ-મુન્તહા"** નામના સ્થળે લઈ જવામાં





આવ્યા. જ્યાં ફરિશ્તાઓ રહે છે. તે સ્થળ થી આગળ વધવાની કોઈની તાકત અને મજાલ નથી. **હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ સિવાય મખ્લૂક (સૃષ્ટિ જીવ) માં થી કોઈ પણ આગળ નથી ગયું. હઝરત જિબ્રઈલ અલૈહિસ્સલાતો-વસ્સલામ પણ તે સ્થળે રોકાઈ ગયા અને હુઝૂર નો સાથ છોડી અલગ થઈ ગયા. **હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમે હઝરત જિબ્રઈલ થી ફરમાવ્યું કે કયું સ્થળ છે ? અને અલગ થઈ જવાનું શું કારણ છે ? આ જગ્યા તો એવી નથી, કે દોસ્ત ને દોસ્ત છોડી દઈને અલગ થઈ જાય. હઝરત જિબ્રઈલે અર્ઝ કરી કે :-

*અગર યક સર મૂએ બરતર પરમ*
*ફરોગે તજલ્લી બ-સોઝદ પરમ*

એટલે કે જો એક વાળ ના અંતર જેટલો પણ આગળ વધું, તો નૂર ની તજલ્લી થી મારા પર (પંખ) સળગી જાય.

**(હવાલો :- "મદારેજુન્નબુવ્વત"** - લેખક :- શૈખ મોહક્કિક શાહ, શાહ અબ્દુલ હક મોહદ્દિષે દહેલ્વી (ઇન્તેકાલ સ.હિ. ૧૦૫૨) ઉર્દૂ અનુવાદ **ભાગ નં. ૧, પેઇજ નં. ૨૯૯)**

હઝરત જિબ્રઈલ અલૈહિસ્સલાતો વસ્સલામ **"સિદરતુલ-મુન્તહા"** નામના સ્થળે રોકાઈ ગયા અને **હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ ત્યાંથી એકલા આગળ તશરીફ લઈ ગયા.

▣ **હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ **'સિદરતુલ-મુન્તહા'** થી આગળ વધીને **"બયતુલ-મઅમૂર"** નામ



www.markazahlesunnat.com

ના સ્થળે પહોંચ્યા. આપના માટે 'બયતુલ-મઅમૂર' ના પડદાઓ ઉંચકી દેવામાં આવ્યા હતા. આ હદીષ માં **હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ ના મુબારક ઇર્શાદ ના શબ્દો આ પ્રમાણે છે કે **"સુમ્મ-રોફેઆ-ઇલય્યલ-બયતુલ-મઅમૂરો"** એટલે કે મારા માટે બયતુલ મઅમૂર નમૂદાર (પ્રદર્શિત) કરવામાં આવ્યો. તેની તફસીર (ખુલાસો) એ પ્રમાણે કરવામાં આવેલ છે, કે '**સિદરતુલ-મુન્તહા**' અને **"બયતુલ-મઅમૂર"** બન્ને સ્થળો વચ્ચે અનેક સૃષ્ટિ હતી અને બન્ને સ્થળો વચ્ચે પડદા પડેલા હતા. જેથી **હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ માટે તે પડદા ઉઠાવી લેવામાં આવ્યા અને આપને દેખાડવા માં આવેલ. આપે તેનું નિરીક્ષણ ફરમાવ્યું.

▣ "બયતુલ-મઅમૂર" તે મસ્જિદ છે, જે **ખાન-એ-કાબા** ની સમાંતર અને સીધે સીધું આસમાન માં છે. ત્યાં સુધી કે તેને સીધે સીધું નીચે ઉતારવામાં આવે, તો તે બરાબર ખાન-એ-કાબા ઉપર જ ઉતરે. બયતુલ મઅમૂર ને **હઝરત આદમ** અલૈહિસ્સલાતો વસ્સલામ માટે ઝમીન ઉપર ઉતારવા માં આવેલ. ત્યારબાદ હઝરત આદમ અલૈહિસ્સલાતો વસ્સલામ પછી તેને ફરી આસમાન માં ઉપાડી લેવામાં આવેલ. આસમાન માં બયતુલ-મઅમૂર નો માનવંતો દરજ્જો, મોભો, ગૌરવ અને મહત્તા એવી છે, જેવી કે જમીન માં ખાન-એ-કાબા ની છે. ફરિશ્તાઓ તેનો તવાફ કરે છે અને તેની દિશા માં મોઢુ રાખીને નમાઝ પઢે છે. દરરોજ સિત્તેર (૭૦,૦૦૦) ફરિશ્તાઓ બયતુલ મઅમૂર ની ઝિયારત માટે આવે છે અને ઝિયારત કરીને પાછા ગયા પછી ફરી કદી પણ બીજી વખત નહીં આવે. આ રીતે દરરોજ ફરિશ્તાઓ આવ-જા કરે છે. આવન-જાવન નો આ સિલસિલો બયતુલ-મઅમૂર અસ્તિત્વ માં આવ્યો, ત્યાર થી છે અને કયામત સુધી બલ્કે **"અબદ"** સુધી એટલે કે અનંતકાળ અને નિરંતર (Etermity) હમેંશા જારી રહેશે. આ પણ **અલ્લાહ તઆલા** ની મહાન કુદરત ની એક નિશાની છે.

▣ હદીષ શરીફ માં છે, કે આસમાન માં એક પાણી ની નહેર છે. તે નહેર ને **"નહેરુલ-હયાત"** કહેવામાં આવે છે. હઝરત જિબ્રઈલ અલૈહિસ્સલાતો વસ્સલામ દરરોજ તે નહેર માં ગુસ્લ (સ્નાન) ફરમાવે છે. જ્યારે ગુસ્લ કરીને નહેર થી બાહર આવે છે, ત્યારે પોતાના પંખો (Wings/પીછાંઓ) ને ઝાટકે છે. તેમાંથી સિત્તેર હજાર (૭૦,૦૦૦) પાણી ના ટીપાઓ ટપકે છે અને અલ્લાહ તઆલા દરેક ટીપા ના બદલે એક ફરિશ્તો પૈદા ફરમાવે છે. આ તે ફરિશ્તાઓ જ છે, જેઓ પ્રત્યેક દિન "બયતુલ-મઅમૂર" ની હાજરી માટે આવે છે અને નમાઝ પઢે છે. પછી ફરી વાર તે ફરિશ્તાઓ ને બયતુલ-મઅમૂર ની હાજરી નું સૌભાગ્ય પ્રાપ્ત નથી થતું. જલીલુલ કદ્ર ઇમામ, **અલ્લામા અહમદ બિન મુહમ્મદ કુસ્તલાની** એ પોતાની વિશ્વ વિખ્યાત કિતાબ **"અલ-મવાહેબુલ-લદુન્યા"** માં આ પ્રમાણે જ આલેખ્યું છે.

▣ ત્યારબાદ **હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમે **જન્નત** અને **દોઝખ** નું નિરક્ષણ ફરમાવ્યું. તે

વિશેષતાઓ અને ખૂબીઓ જોઈ, જે કુરઆન શરીફ અને હદીષ માં વર્ણનીય છે. આપે જન્નત ને અલ્લાહ ની રહેમત ના પ્રતિક રૂપે અને દોઝખ ને અલ્લાહ ના અઝાબ ની જગ્યા તરીકે જોઈ.

(હવાલો ચાર(૪) પેરેગ્રાફ નો :- **"મદારેજુન્નબુવ્વત"** **ભાગ નં. ૧, પેઇજ નં. ૩૦૪**)

▣ **હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમે અલ્લાહ તઆલા ની કુદરત ની મોટી મોટી નિશાનીઓ જોઈ લીધા બાદ હવે દરબારે ઇલાહી માં **કુર્બે-ખાસ** (અતિ-નિકટતા) ની ઘડી આવી. આપ તે ઉચ્ચ સ્થાને પહોંચ્યા કે સમગ્ર સૃષ્ટિ થી વિખૂટા પડીને એકલા રહી ગયા. કોઈ પણ ફરિશ્તો કે ઇન્સાન સંગાથે નથી, પણ હજુ સિંત્તેર (૭૦) નૂરાની પડદાઓ નું અંતર કાપવાનું બાકી હતું. તે નૂરાની પડદાઓ નું સૌંદર્ય અને નૂરી લાવણ્ય અલગ અલગ હતું. રિવાયત માં આવ્યું છે, કે દરેક પડદા ની જાડાઈ (Thickness) પાંચ સો (૫૦૦) વર્ષ ના પ્રવાસ ના માર્ગ જેટલી હતી. આપે તે બધા પડદાઓ નું અંતર અલ્લાહ ના ફઝ્લ અને મદદ થી કાપી લીધું. બધા પડદાઓ હટી ગયા અને અલ્લાહ તઆલા ના દરબારે આલી માં પહોંચી ગયા. તે સમયે **હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ ને એક ખાસ પ્રકાર ની આદરયુક્ત ભીતિ અને સાદર ભય ની લાગણી ઉદભવી અને **અલ્લાહ તબારક વ તઆલા** ના જલાલ અને અઝમત ની પૂજ્ય ભાવજન્ય ગભરાટ ની ભડક નો લાગણી સભર અનુભવ થયો.

(હવાલો :- **"મદારેજુન્નબુવ્વત"**, ઉર્દુ અનુવાદ, **ભાગ નં. ૧, પેઇજ નં. ૩૦૫**)



▣ **હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર** રદીઅલ્લાહો તઆલા અન્હો થી રિવાયત છે, કે તેમણે કોઈ શખ્સ ને હઝરત **અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ** રદીઅલ્લાહો તઆલા અન્હો ની ખિદમત માં મોકલીને પૂછાવ્યું, કે શું **રસૂલે અકરમ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમે પોતાના **'રબ'** ને જોયા છે? આ સવાલ નો જવાબ આપતાં હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ રદીઅલ્લાહો તઆલા અન્હો એ ફરમાવ્યું, કે **હક તઆલા** એ **હઝરત ઇબ્રાહીમ** અલૈહિસ્સલાતો વસ્સલામ ને **'ખિલ્અત'** (Honowr/બહુમાન,કીર્તિ) થી, **હઝરત મૂસા** અલૈહિસ્સલાતો વસ્સલામ ને **'કલામ'** (Discourse/વાર્તાલાપ) થી અને **સય્યદે આલમ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ ને **'રૂયત'** (Appearance/દર્શન) થી ખાસ પ્રકારે ગૌરવશીલ ફરમાવ્યા.

(હવાલો :- **"મદારેજુન્નબુવ્વત"**, ઉર્દુ અનુવાદ, **ભાગ નં. ૧, પેઇજ નં. ૩૧૨**)

▣ તિબ્રાની એ હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ રદીઅલ્લાહો તઆલા અન્હુમા થી રિવાયત કરી છે, કે **હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમે પોતાના 'રબ' ને પોતાની મુબારક આંખો દ્વારા જોયા. **હઝરત ઇકરમા** રદીઅલ્લાહો તઆલા અન્હો એ તેઓથી (હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ) થી પૂછ્યું કે શું વાસ્તવમાં **હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમે પોતાના **'રબ'** પ્રત્યે નઝર કરેલી ? તેમણે જવાબ આપ્યો, કે હા, **હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો

અલૈહે વસલ્લમે પોતાની આંખો થી પોતાના રબ ને જોયા.

(હવાલો :- **"ખસાઇસે-કુબ્રા"**, ઉર્દુ અનુવાદ, **ભાગ નં. ૧, પેઇજ નં. ૩૨૭**)

▣ **હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ ફરમાવે છે, કે ત્યાર બાદ મારા માટે **"રફરફ"** (More/ઘોડી) લાવવામાં આવી અને તેના ઉપર મને સવાર (Ride) કરવામાં આવ્યો. તે રફરફ મને લઈને ચાલ્યો. તે રફરફ નું તેજ અતિશય પ્રકાશિત હતું. રફરફ નો પ્રકાશ સૂરજ ના પ્રકાશ થી પણ અતિ પ્રબળ હતો. તેના પ્રકાશ થી મારી આંખો નું તેજ પણ અતિ પ્રકાશમય બની ગયું. રફરફ મને લઈને અર્શ સુધી પહોંચ્યો. ત્યાર બાદ એક મહાન બાબત બની. જેનું વર્ણન કરવા માટે ના શબ્દો અશક્ય અને અપ્રાપ્ય છે. ત્યાર બાદ અર્શ થી એક ટીપું (Drop) મારી સમીપ આવીને મારી જીભ ઉપર પડ્યું. મૈં તેનો સ્વાદ ચાખ્યો, તે અત્યંત સ્વાદિષ્ટ હતું કે, તેની મિઠાશ અને સ્વાદ કોઈએ પણ માણ્યો નહીં હોય. મને અવ્વલીન અને આખેરીન (આરંભ થી અંત સુધી) ની જાણકારી પ્રાપ્ત થઈ ગઈ અને મારૂં દિલ રોશન થઈ ગયું. અર્શ ના નૂર થી મારી આંખો ઢંકાઈ ગઈ. તે વખતે મૈં સમગ્ર સૃષ્ટિ ને સહૃદય જોઈ લીધી. હૂં સામેની દિશા માં જે કંઈ જોઈ શકું છું, તેવું જ મારી પીઠ પાછળ નું પણ જોવા લાગ્યો.

(હવાલો :- **"મદારેજુન્નબુવ્વત"**, ઉર્દુ અનુવાદ, **ભાગ નં. ૧, પેઇજ નં. ૩૦૬**)



# અયોગ્ય સરખામણી ની ભ્રષ્ટતા લક્ષને પાત્ર

વાંચક મિત્રો લક્ષ આપે, કે **અર્શ સુધી જવું**, તેનું નામ જ 'મેઅરાજ' છે અને મેઅરાજ નું સૌભાગ્ય ફક્ત અને ફક્ત **હુઝૂરે અકદસ, સય્યેદુલ-અંબિયા-વલ-મુરસેલીન** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ ને જ પ્રાપ્ય થએલ છે. સમગ્ર વિશ્વ બલ્કે સૃષ્ટિ માં **હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ સિવાય અન્ય કોઈને મેઅરાજ થી સન્માનિત કરવામાં આવેલ નથી. ત્યાં સુધી કે કોઈ પણ **નબી** અથવા **રસૂલ** ને મેઅરાજ માં જવાની પ્રતિષ્ઠા અને ગૌરવ પ્રાપ્ત નથી થયું.

શૈખ મુહક્કિક શાહ **અબ્દુલ હક** મુહદ્દિષ દહેલ્વી ફરમાવે છે કે :-

**"મેઅરાજ હુઝૂરે અકદસ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ ની સર્વોત્તમ યોગ્યતા, મહાન પ્રભાવશીલતા અને મહત્તા, ભવ્ય અલૌકિક ઘટના અને સંપૂર્ણતા માંથી છે અને જે ઉચ્ચ સ્થળે આપ પહોંચ્યા છે, ત્યાં કોઈ પણ વ્યક્તિ પહોંચી નથી અને પહોંચી શકતી નથી."**

(હવાલો :- **"મદારેજુન્નબુવ્વત"**, ઉર્દુ અનુવાદ, **ભાગ નં. ૧, પેઇજ નં. ૨૮૭**)

ઉપરાંત **હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ જેવી મુકદ્દસ ઝાતે ગિરામી, સમગ્ર માનવ જાતિ માં સર્વોત્તમ હસ્તી કે જેઓને ખૂદ **અલ્લાહ તઆલા** એ માનવંતા મહેમાન

ની હૈસિયત થી બોલાવેલા અને આપના સન્માન ને અનૂરૂપ આપને લેવા માટે **હઝરત જિબ્રઈલ** અલૈહિસ્સલાતો વસ્સલામ ને માર્ગદર્શક તરીકે મોકલ્યા. હઝરત જિબ્રઈલ અલૈહિસ્સલાતો વસ્સલામ આપને ગતિશીલ બુરાક ઉપર સવાર કરીને સાત (૭) આસમાન નું અંતર કાપીને **'સિદરતુલ-મુન્તહા'** સુધી લાવ્યા અને સિદરતુલ-મુન્તહા પહોંચીને હઝરત જિબ્રઈલ અલૈહિસ્સલાતો વસ્સલામ ત્યાંજ રોકાઈ ગયા અને આગળ ન વધ્યા, કેમકે ત્યાંથી આગળ વધવાની કોઈનામાં પણ સહનશક્તિ (Endurance) નથી. સિદરતુલ-મુન્તહા થી આગળ ફક્ત **હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ જ ગયા છે. હઝરત જિબ્રઈલ ત્યાં રોકાઈ ગયા અને આગળ ન ગયા, તેનું કારણ એ છે, કે જો હઝરત જિબ્રઈલ ત્યાંથી ફક્ત એક વાળ ના પણ અંતર જેટલા આગળ વધ્યા હોત, તો તેમના વાળ અને પરો (પંખ) નૂર ની તજલ્લી થી સળગી ગયા હોત.

(હવાલો :- "મદારેજુન્નબુવ્વત", ઉર્દુ અનુવાદ, ભાગ નં. ૧, પેઇજ નં. ૨૯૯)

**હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ સિદરતુલ-મુન્તહા થી આગળ વધીને **'બયતુલ-મઅમૂર'** પહોંચ્યા, ત્યાંથી આગળ વધીને પાંત્રીસ હજાર (૩૫,૦૦૦) વર્ષ ના પ્રવાસ ના અંતર ના **સીંતેર (૭૦) નૂરાની પડદાઓ** વટાવ્યા પછી અતિ તેજ ગતિ ના **"રફરફ"** ઉપર સવાર થઈને **"અર્શ"** પર પહોંચ્યા. ત્યાં **અલ્લાહ તબારક વ તઆલા** ના નૂર નો દીદાર કર્યો. ટૂંક માં **હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ લાંબા અંતર નો પ્રવાસ અને વિવિધ તબક્કાઓ પસાર કર્યા બાદ અર્શ સુધી પહોંચ્યા.



**પણ !!!**

દારૂલ ઉલૂમ દેવબંદ ના સ્થાપક અને વહાબી, દેવબંદી અને તબલીગી સમુદાય ના પેશ્વા મોલ્વી **કાસિમ નાનોત્વી** નો લોંડેબાઝ શાગિર્દ એક ક્ષણ માં અર્શ સુધી પહોંચી ગયો. મહોલ્લા છત્તા ની મસ્જિદ માં બેસીને નાનોત્વી સાહેબે પોતાના હોમોસેક્સ્યુઅલ વિદ્યાર્થી મોલ્વી મન્સૂર અલી મુરાદાબાદી ની હથેળી થી પોતાની હથેળી ઘસી અને લોંડેબાઝ (Sodomy) શાગિર્દ ને પલભર માં અર્શ સુધી પહોંચાડી દીધો.

**"જેને ખુદાએ પોતાના ખાસ મહેમાન તરીકે બોલાવેલા અને જેમને લેવા માટે હઝરત જીબ્રઈલ જેવા મહાન ફરિશ્તા ને મોકલેલા, તે ઝાતે ગિરામી એટલે કે હુઝૂરે અકદસ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ ને ધરતી થી અર્શ સુધી પહોંચવા માટે વિવિધ તબક્કાઓ માંથી પસાર થવું પડે અને લાંબા અંતર નો પ્રવાસ ખેડવો પડે, પણ વહાબી ફિર્કા નો લોંડેબાઝ (Gay) કટમુલ્લો ક્ષણ ભરમાં ધરતી થી અર્શ સુધી પહોંચી ગયો"**

(તૌબા... તૌબા... અસ્તગફેરૂલ્લાહ ..... તૌબા....)

અગ્લામ બાઝ (Gay) વહાબી કટમુલ્લો ઘડીના છઠ્ઠા ભાગ માં દેવબંદ ના મહોલ્લા છત્તા ની મસ્જિદ થી અર્શ સુધી પહોંચી ગયા ની ઘટના નું જે વર્ણન વહાબીઓ ના હકીમુલ ઉમ્મત **મોલ્વી અશરફ અલી થાનવી** એ પોતાની કિતાબ માં કર્યું છે, તે ઘટના ઊંઘ માં જોએલું કોઈ સ્વપ્ન નહીં, બલ્કે જાગૃત અવસ્થા માં અસ્તિત્વ માં આવેલી ઘટના તરીકે વર્ણન કર્યું છે.

ગે કંપની (Gay Company) નો સક્રિય સભ્ય મોલ્વી મન્સૂર અલી મુરાદાબાદી જ્યારે દેવબંદ ના મહોલ્લા છત્તાની

મસ્જિદ માં પોતાના ઉસ્તાદ નાનોત્વી સાહેબ પાસે સમલૈંગિક અનૈતિક સબંધ ના દુષણ થી છુટકારો મેળવવાનો ઉપચાર કરાવવા ગએલો, ત્યારે તે સંપૂર્ણ સંવેદી, સાવધ, સચેત, સુજ્ઞ, સુગ્રાહિત, સમજુ, વિચારવંત, વિવેક બુધ્ધિ અને સંપૂર્ણપણે ભાન માં તથા જાગૃત અવસ્થા માં હતો. ઊંઘ માં નહતો, મુર્છિત કે અર્ધ મુર્છિત ન હતો. કૈફી પીણા ના નશા માં નહતો. સંપૂર્ણ સ્વસ્થ અને સજાગ હાલત માં નાનોત્વી સાહેબ ની હથેળી ઘર્ષણ ક્રિયા ના કારણે પલભર માં અર્શે ઇલાહી સુધી પહોંચી ગયો.

ફક્ત અર્શ ઉપર પહોંચી જવાની વાત ઉપર કહાની ખતમ નથી થઈ ગઈ. નાનોત્વી સાહેબ ની હથેળી ઘસવાનો એવો પ્રતાપ થયો કે મોલ્વી મન્સૂર અલી ના શબ્દો માં **"હર ચાર તરફ સે નૂર ઔર રોશની ને મેરા એહાતા (ઘેરાવ) કર લિયા. ગોયા મૈં દરબારે ઇલાહી મેં હાઝિર હૂં"** વાહ ! લોંડેબાઝ મુલ્લા વાહ ! શું શાન છે ? શું મરતબો છે ? ચારેય દિશા થી નૂર અને પ્રકાશે ઘેરી લીધો !!! એટલે કે નૂર ના ઘેરાવા માં આવી ગયો. કોનું નૂર ? દરબારે ઇલાહી માં કોનું નૂર હતું ? અને કોના નૂર ની રોશની હતી ? વાંચકો ચિતભ્રમ થયા વગર કાળજું કઠણ કરીને ચિંતન અને મનન કરીને ન્યાય કરો કે એક છોકરા સાથે સૃષ્ટિ વિરૂધ્ધ નું કૃત્ય આચરનારો લવાતતી (Sodomy) વહાબી કટમુલ્લા મોલ્વી મન્સૂર અલી મુરાદાબાદી સ્વંય ને દરબારે ઇલાહી માં **અલ્લાહ ના નૂર** ના ઘેરાવા માં ઘેરાએલો બતાવીને પોતાની કથિત **મેઅરાજ** નો ઢંઢોરો પીટી રહ્યો છે.



# હઝરત મૂસા નબી ની સહન શક્તિ થી પોતાની સહન શક્તિ વધુ બતાવી

પોતાની મહાનતા ના બણગા ફૂંકવાનો સિલસિલો અવિરત ચાલુ રાખીને છોકરા સાથે સજાતીય દેહસબંધ ની ધૃણાસ્પદ ચેષ્ટા કરનારો વહાબી કટમુલ્લા પોતાની અને પોતાના ઉસ્તાદ ની મહાનતા વ્યક્ત કરવાના દુષ્ટ આશય થી પોતાની સહન શક્તિ અને ધૈર્યબળ ની પ્રબળતા અને ધીરતા વર્ણવીને બંધ શબ્દો માં અલ્લાહ ના મહાન નબી **હઝરત મૂસા કલીમુલ્લાહ** અલૈહિસ્સલાતો વસ્સલામ ની સહન શક્તિ નું અમુલ્યાંકન અને પોતાની સહન શક્તિ ની મહત્વતા અને વિશેષતાની ડંફાશ મારવા માં આવી રહી છે, તે જુઓ.

મહાન નબી અને રસૂલ **હઝરત મૂસા** અલૈહિસ્સલાતો વસ્સલામ **"કોહેતૂર"** (તૂર ના પહાડ) ઉપર એક પળ માટે પણ **અલ્લાહ તઆલા** ના નૂર ના જલ્વા ની એક ઝલક પણ જોઈ શક્યા નહીં અને બહોરા બની ગયા. જેનું વિસ્તાર પુર્વક નું વર્ણન **કુરઆન શરીફ** માં છે, કે :-

فَلَمَّا تَجَلّٰى رَبُّهٗ لِلْجَبَلِ جَعَلَهٗ دَكًّا وَّ خَرَّ مُوْسٰى صَعِقًا

(پارہ:۹،سورۂ اعراف،آیت نمبر:۱۴۳)

**-: ગુજરાતી અનુવાદ :-**

**"પછી જ્યારે તેના રબે પહાડ ઉપર પોતાનું નૂર ચમકાવ્યું, તેને પાશ પાશ (ભાંગીને ભુક્કો/Shaher) કરી નાખ્યો અને મૂસા બે શુધ્ધ થઈને પડી ગયા."** (કન્ઝુલ ઈમાન)

(હવાલો :- પારા નં. ૯, સૂર-એ-એઅરાફ, આયત નં.૧૪૩)

**અલ્લાહ તઆલા** ના નૂર ને જોવું ઇન્સાન માટે અશક્ય બાબત છે. જેથી જ જ્યારે **હઝરત મૂસા** અલૈહિસ્સલાતો વસ્સલામે **"દીદારે ઇલાહી"** ની ઇચ્છા વ્યક્ત કરીને બારગાહે ઇલાહી માં અર્ઝ કરી, કે **"રબ્બે-અરેની-અન્ઝુર-ઇલયકા"** અર્થાત :- **"એ મારા રબ ! મને તારો દીદાર કરાવ કે હૂં તને જોઊં"** (કન્ઝુલ ઈમાન) **હઝરત મૂસા** અલૈહિસ્સલાતો વસ્સલામ ની દીદાર ની આરઝૂ ના જવાબ માં અલ્લાહ તઆલા એ ઇરશાદ ફરમાવ્યો, કે **"લન-તરાની"** અર્થાત :- **"તૂં હરગિઝ મને ન જોઈ શકીસ"** (કન્ઝુલ ઈમાન) અને થયું પણ એ પ્રમાણે જ. **હઝરત મૂસા** અલૈહિસ્સલાતો વસ્સલામ **"નૂરે ઇલાહી"** ને પ્રત્યક્ષ તો શું ? બલ્કે પરોક્ષ રીતે પર્વત ના માધ્યમ દ્વારા પણ જોઈ શક્યા નહીં. જેને માધ્યમ બનાવવા માં આવ્યો હતો, તે તૂર નામનો પહાડ પણ **પાશ-પાશ** એટલે કે ટુકડે ટુકડા, ભુક્કે ભુક્કા, ધૂળધાણી, પાયમાલ અને વેરવિખેર થઈ ગયો અને **હઝરત મૂસા** અલૈહિસ્સલાતો વસ્સલામ જેવા જલીલુલ-કદ્ર નબી અને રસૂલ બેહોશ થઈને પડી ગયા. તેઓ નૂરે ઇલાહી ની ફક્ત એક તજલ્લી (ચમકારો) સહન ન કરી શક્યા અને બેહોશ થઈ ગયા. તેઓમાં નૂરે ઇલાહી ની તજલ્લી જોઈ શકવાનું સાતત્ય અને સ્થિરતા ન હતી. જેથી ટકી ન શક્યા. નૂરે ઇલાહી ને નરી આંખે જોઈ શકવાની સહન શક્તિ (Endurance) ફક્ત અને ફક્ત **અલ્લાહ તઆલા** ના મહેબૂબે આઝમ અને અકરમ **હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ માં જ હતી. આપે મેઅરાજ ની રાત્રે સંપૂર્ણ જાગૃત અવસ્થા માં નરી આંખે નૂરે ઇલાહી ને એકદમ નજીક થી જોયું. તેમ છતાં આપ ન તો મુર્છિત થયા, ન તો હોશ ખોયા. બલ્કે સંપૂર્ણ પણે સહન શક્તિ અને ધૈર્ય બળ થી





ખમીને ટકી રહ્યા. જેનું વર્ણન પણ કુરઆન શરીફ માં છે, કે:-

مَازَاغَ الْبَصَرُ وَمَاطَغٰى ۝ (پارہ:۲۷،سورۃ النجم،آیت نمبر:۱۷)

**"મા-ઝાગલ-બસરો-વમા-તગા"**

અર્થાત:- **"આંખ ન કોઈ તરફ ફરી, ન હદ થી વધી"** (કન્ઝુલ ઈમાન) (પારા નં. ૨૭, સૂર-એ-અન્નજ્મ, આયત નં. ૧૭)

આ આયત ની તફસીર માં લખ્યું છે, કે :-

**"ઇસ મેં સય્યદે આલમ સલ્લલ્લાહો તઆલા અલૈહે વસલ્લમ કે કમાલે કુવ્વત કા ઇઝહાર** (વર્ણન) **હૈ, કિ ઉસ મકામ મેં જહાં અક્લેં હયરતઝદા** (આશ્ચર્ય ચકિત) **હૈં, આપ સાબિત કદમ રહે ઔર જિસ નૂર કા દીદાર મકસૂદ** (ઇચ્છનીય) **થા, ઉસ સે બહેરા અંદોઝ** (ભાગ્યશાળી) **હૂએ. દાહને બાએં કિસી તરફ મુલ્તફિત** (લક્ષકર્તા) **ન હૂએ. ન મકસૂદ કી દીદ** (દર્શન) **સે આંખ ફિરી** (ફડકી), **ન હઝરત મૂસા અલૈહિસ્સલામ કી તરહ બેહોશ હૂએ, બલ્કે ઉસ મકામે અઝીમ મેં સાબિત રહે."**

(**હવાલો :- "તફસીર ખઝાઇનુલ ઇરફાન"** નો હાસિયો. જે **"કન્ઝુલઈમાન"** માં **સૂરએ-નજ્મ, આયત નં.૧૭,** ની તફસીર ના અનૂસંધાને કરવામાં આવેલા વિવરણ **નં.૧૯, પેઇજ નં.૮૩૯** પ્રકાશક :- મરકઝે અહલે સુન્નત બરકાતે રઝા-પોરબંદર)

**કુરઆને મજીદ** ની ઉપરોક્ત વર્ણનીય આયતો અને તેની તફસીર ને અનૂલક્ષીને વર્ણવામાં આવેલા મુદ્દાઓ ને સ્મરણ માં સંગ્રહીને ત્યાર બાદ વહાબી, દેવબંદી અને તબલીગી જમાઅત ના હકીમુલ ઉમ્મત મોલ્વી અશરફ અલી થાનવી ની કિતાબ **"હિકાયાતે-ઔલિયા"** માં વર્ણનીય દેવબંદી વર્ગ ના **"ગે-ક્લબ"** (Gay Club) ના સભ્ય અને એક છોકરા સાથે ના સજાતીય સબંધ અને પ્રેમ માં અંધ બનેલા વહાબી કટમુલ્લા મોલ્વી મન્સૂર અલી મુરાદાબાદી ની લોંડાબાઝી ની આદત છોડાવવા માટે નાનોત્વી સાહેબ દ્વારા કરવામાં આવેલા ઉપચાર ની ક્રમવાર વિધી અને તે અંગેના સ્પષ્ટીકરણ અંગેની મહત્વ ની વિગતો ચકાસીએં.

મોલ્વી મન્સૂર અલી મુરાદાબાદી જેવો હોમોસેક્સ્યુઅલ ફક્ત નાનોત્વી સાહેબ ની હથેળી ઘસવાના કારણે અર્શ પર પહોંચી ગયો અને **"હર ચાર તરફ સે નૂર ઔર રોશની ને મેરા ઇહાતા કર લિયા હૈ"** એટલે **"ચારેય દિશા થી નૂર અને પ્રકાશે મને ઘેરી લીધો છે"** આ વાક્ય ઉચ્ચારીને મોલ્વી મન્સૂર અલી એવું કહેવા માંગે છે, કે **અલ્લાહ તઆલા** ના નૂરે તે વહાબી કટમુલ્લા ને ઘેરી લીધો. તો જ્યારે ચારેય દિશા થી નૂરે તેને ઘેરી લીધો, તો સ્પષ્ટ છે, કે તેણે નૂર ને અવશ્ય જોયું, બલ્કે ખૂદ મોલ્વી મન્સૂર અલી ના શબ્દો માં **"ખુદા કી કસમ ! મૈંને સાફ તૌર સે દેખા"** એટલે કે મોલ્વી મન્સૂર અલી એ ફક્ત જોયું નહીં બલ્કે **"સ્પષ્ટ સ્વરૂપે જોયું"** એટલે કે તે હોમોસેક્સ્યુઅલ અને ગે મોલ્વી એ અલ્લાહ ના નૂર ને સ્પષ્ટ સ્વરૂપે (Clearly) જોયું. ધૂંધળા સ્વરૂપે (Dim-Spectacle) નથી જોયું. સંપૂર્ણ પણે સ્વચ્છ અને સ્પષ્ટ દ્રષ્ય







સ્વરૂપે નૂર ને જોયું. જેથી જ તો પોતાની વાત ની સત્યતા અને સચ્ચાઈ નો વિશ્વાસ સંપાદન કરાવવા ના આશય થી આરંભ માં **"ખુદા કી કસમ"** ના શબ્દો ઉચ્ચારી પોતાની વાણીની વિશ્વસનીયતા વ્યક્ત કરી છે. એટલે કે હું ગપ નથી મારતો, ઢાઢા પહોર નો ગપગોળો નથી હાંકતો, જૂઠ કે અસત્ય ને તેમાં દખલ નથી, બલ્કે એક સચોટ હકીકત અને વાસ્તવિકતા છે, કે નૂરે મને ચારેય દિશા થી ઘેરી લીધેલો, હૂં જાગૃત અવસ્થા માં હતો અને નૂરે ઇલાહી ને મૈં **"સાફ તૌર સે"** એટલે કે સ્પષ્ટ સ્વરૂપે જોયું.

હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે, કે મોલ્વી કાસિમ નાનોત્વી ના હોમોસેક્સ્યુઅલ શાગિર્દ મોલ્વી મન્સૂર અલી મુરાદાબાદી એ જ્યારે નૂરે ઇલાહી ને જાગૃત અવસ્થા માં અને સ્પષ્ટ સ્વરૂપે જોયું, તો નૂર ને આ રીતે સ્પષ્ટ જોવાના કારણે તેના ઉપર શું અસર (Effect) થઇ ? **"કોહે તૂર"** એટલે કે તૂર ના પર્વત ઉપર મહાન નબી અને રસૂલ **હઝરત મૂસા** અલૈહિસ્સલાતો વસ્સલામ તો નૂરે ઇલાહી ના જલ્વા ની ફક્ત એક ઝલક જોતાં જ બેહોશ થઈ ગએલા, પણ અહીં તો વહાબી કટમુલ્લો મન્સૂર અલી ચારેય દિશા થી નૂર ના ઘેરાવા અને વર્તુળ માં આવી જઈને સ્પષ્ટ સ્વરૂપે નૂર ને જોઈ રહ્યો છે અને તેને કોઈ જાતની વળતી ક્રિયા, પ્રતિક્રિયા કે પ્રત્યાઘાત (Reaction) ની કોઈ અસર જ નથી થતી. **હઝરત મૂસા** અલૈહિસ્સલાતો વસ્સલામ ની સહન શક્તિ અને ધૈર્યબળ તો એક ક્ષણ માં ખૂટી ગયા અને **કુરઆન શરીફ** માં થએલા વર્ણન મુજબ **"ખર્રા-મૂસા-સઈકા"** એટલે કે હઝરત મૂસા બેહોશ થઈને પડી ગયા.

## પણ....... ? ? ?

### વાહ ક્યા બાત હૈ ? ક્યા કહેના હૈ ?

આકાશ ધરતી ના છેડા ભેગા કરવાની ચેષ્ટા કરવામાં આવી રહી છે. **"ગપ"** નહીં બલ્કે **"મહા-ગપ"** મારવામાં આવી રહી છે. તે જુઓ પોતાની બાલિશ જમાઅત ના એક લોંડેબાઝ (Gay Person) કટમુલ્લા ની સહન શક્તિ ને **અલ્લાહ તઆલા** ના મહાન નબી અને રસૂલ ની સહન શક્તિ થી અતિ વિશેષ અને અખંડિત પુરવાર કરવામાં આવી રહી છે, કે નૂર ને સ્પષ્ટ સ્વરૂપે, જાગૃતાવસ્થા માં, નરી આંખે અને સ્પષ્ટ સ્વરૂપે જોવા છતાં **"ગે-મુલ્લા"** મન્સૂર અલી ની આંખો અંજાઈ ન ગઈ, તે બેહોશ થઈને પડી ન ગયો, બલ્કે અડીખમ અને ધૈર્ય પુર્વક ટકી રહ્યો.

### અલબત્ત.....

મા'મૂલી અને નજીવી અસર થઈ, કે **"મૈં ઉસ વક્ત લરઝાં ઔર તરસાં થા"** એટલે કે **"તે વખતે હૂં ડરી રહ્યો હતો અને કાંપી રહ્યો હતો"** ડર અને ભય ની લાગણી અનુભવવા છતાં હોમોસેક્સ્યુઅલ વહાબી મુલ્લો સંપૂર્ણ સ્વસ્થ હતો. હોશકોશ સલામત હતા. શરીર નું સંતુલન (Balance) પણ જળવાએલું હતું, જેથી બેહોશ થઈને પડી ગયો નહીં, હા!, એટલું જરૂર થયું, કે ભય અને ડર ના કારણે **"મૈં પસીના પસીના હો ગયા"** એટલે કે પરસેવે રેબઝેબ થઈ ગયો. બસ, પત્યું, અલ્લાહ ના નૂર ને સ્પષ્ટ સ્વરૂપે જોવા છતાં સજાતીય વાસનામય વહાબી મુલ્લા ને કોઈ મોટી તકલીફ ન પડી, ફક્ત વધુ પસીનો આવવાની મા'મૂલી તકલીફ (Minor Trouble) થઈ. તેનાથી વિશેષ કંઈ નહીં. તેનું કારણ શું ? કારણ મોલ્વી





અશરફ અલી થાનવી ની સંપાદન કરેલી કિતાબ **"હિકાયાતે-ઔલિયા"** ની અત્યારે ચર્ચા હેઠળ ની હિકાયત માં જ નિદર્શન કરી દેવામાં આવ્યું છે, કે **"હઝરત બરાબર મેરી હથેલી પર અપની હથેલી ફૈર રહે હૈં"** એટલે કે હઝરત સતત મારી હથેળી ઉપર પોતાની હથેળી ફેરવી રહ્યા છે.

વર્ણનીય હિકાયત ના પ્રારંભ માં મોલ્વી મન્સૂર અલી મુરાદાબાદી એ એવું વર્ણન કર્યું છે, કે મોલ્વી કાસિમ નાનોત્વી એ **"મારી હથેળી થી પોતાની હથેળી ઘસી"** પણ જ્યારે મોલ્વી મન્સૂર **"અર્શે-ઇલાહી"** પર પહોંચી ગયો અને ચારેય દિશા થી નૂર ના ઘેરાવા માં આવીને નૂર ને સ્પષ્ટ સ્વરૂપે જોઈ ને ગભરાઈ ને પરસેવા થી રેબઝેબ થઈ ગયો, ત્યારે નાનોત્વી સાહેબે હથેળી ને **ઘસવા** ના બદલે **ફેરવવી** શરૂ કરી દીધી. પ્રથમ તબક્કા માં **"ઘસી"** અને અંતિમ તબક્કા માં **"ફેરવી."** એક અનુભવ સિધ્ધ હકીકત એ છે, કે **"ઘસવા"** માં અને **"ફેરવવા"** માં ઘણો જ તફાવત છે. કોઈ વસ્તુને જ્યારે ઘસવા માં આવે છે, ત્યારે તે વસ્તુ ઉપર હાથ નું દબાણ અને જોર લગાવીને બળ પુર્વક હાથ ફેરવવા માં આવે છે અને જ્યારે કોઈ વસ્તુ ઉપર હાથ ફેરવવા માં આવે છે, ત્યારે કોઈ પણ જાત નું દબાણ, જોર કે બળ નો ઉપયોગ કર્યા વગર હળવે હળવે હાથ ની હલન ચલન ક્રિયા કરવામાં આવે છે. પરિણામ સ્વરૂપે કોઈ વસ્તુ ને ઘસવી, એ ક્રિયા માં હાથ ની ગતિ કોઈ વસ્તુ ઉપર હાથ ફેરવવાની સરખામણી માં ધીમી હોય છે. ઘસવાની ક્રિયા વખતે વસ્તુ ઉપર હાથ ધીરે ધીરે ફરે છે અને ફેરવવાની ક્રિયા વખતે વસ્તુ ઉપર હાથ ઝડપ થી ફરે છે. જેટલા સમય માં કોઈ વસ્તુ ને દસ(૧૦) વખત ઘસવામાં

આવે, તેટલા જ સમય માં વસ્તુ ઉપર પચ્ચીસ (૨૫) વખત હાથ ફેરવી શકાય છે. ટૂંક માં ઘસવાની પ્રક્રિયા ની સરખામણી માં ફેરવવાની ક્રિયા માં હાથ ની હલન ચલન ની ગતિ ઝડપી હોય છે.

મોલ્વી મન્સૂર અલી મુરાદાબાદી કોના ફયઝ અને તુફૈલ (પ્રતાપ) થી અર્શ પર પહોંચ્યો ? નાનોત્વી સાહેબ ની હથેળી ના તુફૈલ માં. એટલે કે નાનોત્વી સાહેબ ની ચમત્કારી અને પરોપકારી હથેળી એ જ મોલ્વી મન્સૂર અલી ને અર્શ સુધી પહોંચાડી દીધો. ત્યાં પહોંચીને મોલ્વી મન્સૂર અલી એ **"સાફ તૌર સે નૂર કો દેખા"** નૂર ને સ્પષ્ટ પણે જોવાના કારણે મોલ્વી મન્સૂર અલી ને કોઈ આડ અસર કે તકલીફ ન થઈ. ફક્ત ગભરાટ અને પસીના ની મામૂલી અને નજીવી અસર (Effect) થઈ. તેમ છતાં આ અસર નો વ્યાપ ક્યાંક વધી ન જાય અને મામૂલી અસર ખતરનાક અસર ના સ્વરૂપે રૂપાંતર ન થઈ જાય, જેથી તકેદારી અને પૂર્વ સુરક્ષા ના પગલાં રૂપે નાનોત્વી સાહેબે હવે હથેળી ને ઘસવાના બદલે ફેરવવી શરૂ કરી દીધી. કેમકે મોલ્વી મન્સૂર અલી ને અર્શ સુધી પહોંચાડવો, ત્યાં નૂર ને જોવા છતાં બેહોશ ન થવું, સ્વસ્થ અને અખંડિત બની ને ટકી રહેવું, એ બધું નાનોત્વી સાહેબ ની ચમત્કારી હથેળી ના કારણે જ હતું. નૂર ની તજલ્લી જોવાની સહન શક્તિ અને ધૈર્યબળ તથા અડીખમ બનીને ટકી રહેવા ની તાકત મારી આ હથેળી ના પ્રતાપે જ છે. હથેળી ના સ્પર્શ થી જ આ બધા વિસ્મયજનક બનાવો, દ્રશ્યો, અનુભવો, સન્માનો અસ્તિત્વ માં આવ્યા છે. મારી આ ચમત્કારી હથેળી મારા પ્રિય લોંડેબાઝ શાગિર્દ ની દસ્તગીરી



અને રક્ષા કરી રહી છે. અત્યારે તે સંવેદનશીલ પરિસ્થિતિ નો સામનો કરી રહ્યો છે. નૂર ના દિદાર થી ક્યાંક બેહોશ થઈને પડી ન જાય, તેની તકેદારી અને અગમચેતી વ્યવસ્થા આવશ્યક બલ્કે અનિવાર્ય છે. અને તેના માટે મારી હથેળી નો વધુ ને વધુ સ્પર્શ મોલ્વી મન્સૂર અલી ની હથેળી થી થવો જરૂરી છે. માટે હવે હથેળી **"ઘસવા"** થી કામ નહીં ચાલે બલ્કે ઘસવાનું માંડીવાળી ને હવે હથેળી ને ઝડપ થી **"ફેરવવી"** જરૂરી છે. જેથી વધુ ને વધુ સ્પર્શ (Touch) થાય અને વધુ લાભ પહોંચે.

પ્રિય વાંચકો ! ન્યાય કરો કે અંબિયા-એ-કિરામ અને ઔલિયા-એ-ઇઝામ ને લાચાર અને તુચ્છ બંદાઓ કહેનારા અને લખનારા અને તે મહાન હસ્તીઓ ના **"તસર્રુફાત"** અને **"ઇખ્તેયારાત"** (શક્તિ અને અધિકાર યુક્ત પાવર) નો ઇન્કાર કરીને તેને સ્પષ્ટ અને જાહેર શિર્ક કહેનારા વહાબી, દેવબંદી અને તબલીગી જમાઅત ના અનૂયાયીઓ પોતાની જમાઅત ના પેશ્વાઓ અને માંધાતાઓ ના તસર્રુફ અને ઇખ્તેયાર પુરવાર કરવા માટે આકાશ પાતાળ એક કરી રહ્યા છે. **હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ નું મેઅરાજ ની રાત માં અર્શે આઝમ સુધી જવું અને **અલ્લાહ તઆલા** ના પ્રત્યક્ષ દિદાર ની હકીકત માં અનેક શંકા-કુ:શંકા અને વાંધા વચકા કાઢનારાઓ પોતાની વહાબી જમાઅત ના એક લોંડેબાઝ (Gay) કટ મુલ્લા નું અર્શ સુધી જવું અને જાગૃત અવસ્થા માં નૂરે ઇલાહી નો દીદાર કરવો પુરવાર કરી રહ્યા છે અને તે ધૃણા અને નફરત ભર્યું આચરણ એટલે કે છોકરા ની સાથે વાસના યુક્ત દૈહિક સબંધ રાખનાર હોમોસેક્સ્યુઅલ

મુલ્લા ને પલભર માં અર્શ સુધી પહોંચાડી દેવાની સિધ્ધી નો સહેરો પણ પોતાની વહાબી જમાઅત ના અનુકરણીય પેશ્વા મોલ્વી કાસિમ નાનોત્વી ના માથે બાંધી રહ્યા છે.

તે મોલ્વી કાસિમ નાનોત્વી, કે જેમને તેમના બાળપણ ના મિત્ર અને ટીનએજર અવસ્થા ના રફીકે-જાંનિષાર અને આધેડ ઉમરે દુલ્હન ના સ્વરૂપે જોઈને લગ્ન ના અપવિત્ર અને શરમજનક બંધન માં બંધાવવા ના સ્વપ્ન જોનારા ગંગોહી સાહેબ સાથે ખાનકાહે ગંગોહ માં વિધાર્થીઓ અને ચેલાઓ ની હાજરી માં બેશરમી નું વરવું દ્રષ્ટાંત રજૂ કરીને, એક જ ખાટલા માં સંગાથે સૂઈ જઈને પ્રેમગોષ્ટિ નું નાટક ભજવેલું, તે નાનોત્વી સાહેબ દારૂલ ઉલૂમ દેવબંદ ના સ્થાપક અને સમગ્ર વહાબી, દેવબંદી અને તબલીગી સમુદાય ના આદરણીય અને અનુકરણીય પેશ્વા છે, તેઓની મહાનતા અને વિશેષતા વ્યક્ત કરતી દંભી અને ઉપજાવી કાઢેલી કરામત વર્ણન કરવામાં આવી છે, કે નાનોત્વી સાહેબ ની હથેળી એવી દમદાર, ચમત્કારી, અલૌકિક અને અદભૂત કૌતુક સર્જનારી શક્તિ ધરાવતી હતી કે ફક્ત તેને ઘસવા થી મહા ચમત્કાર સ્વરૂપે એક અજાયબી ભરી ઘટના અસ્તિત્વ માં આવી અને એક નીચ, હલકટ, ધૃણાસ્પદ, અશ્લીલ અને બીભત્સ આચરણ કરનારો, એટલે કે કુદરત ના નિયમ અને સૃષ્ટિ ની વિરૂધ્ધ નું છોકરા સાથે વાસના યુક્ત દૈહિક સબંધ ધરાવનાર લોંડેબાઝ મોલ્વી અર્શ સુધી પહોંચી ગયો અને જાગૃત અવસ્થા માં નૂરે ઇલાહી ના દીદાર ની સઆદત (સૌભાગ્ય) પ્રાપ્ત કરી.

જેની મહાનતા અને કરામત ના બણગા ફૂંકીને કાન ના પડદા ફાડી નાખે તેવા બુલંદ અવાજ ના ઘોંઘાટ સાથે પીપોડા વગાડીને વહાબી દેવબંદી અને તબલીગી સમુદાય ના જાહિલ અને અંધશ્રધ્ધાળુ અનૂયાયીઓ ગર્વ ની લાગણી અનુભવે છે, તે મોલ્વી કાસિમ નાનોત્વીએ એક વેશ્યા નો દેહ વિક્રય નો બંધ પડી ગએલો **"ધંધો"** પુનઃચાલુ કરવાનો પ્રબંધ કરી આપેલો. પોતાની સંગાથે મેરઠ (યૂ.પી.) ના પ્રવાસે આવેલા અને એક જ બિલ્ડીંગ માં ઉતરેલા દારૂલ ઉલૂમ દેવબંદ ના સદર મુદર્રિસ (પ્રિન્સીપાલ) અને વહાબી દેવબંદી વર્ગ ના હકીમુલ ઉમ્મત, મોલ્વી અશરફ અલી થાનવી ના ઉસ્તાદ **મોલ્વી યાકૂબ નાનોત્વી** પાસે મોકલીને રંડીબાઝી નો વ્યવસાય ફરી ચાલુ કરવામાં સહાયરૂપ બનીને ધંધા ના વિકાસ માટે નું તા'વીઝ મેળવવા અંગે નું માર્ગદર્શન આપેલું.

આ કોઈ ઉપજાવી કાઢેલો આક્ષેપ કે તોહમતનામું નથી, બલ્કે અસ્તિત્વ માં આવેલી ઘટના છે. આ ઘટના નું વર્ણન વહાબી સંપ્રદાય ના હકીમુલ ઉમ્મત મોલ્વી અશરફ અલી થાનવી એ કર્યુ છે. ધીરજ રાખો ! અધીરા ન બનો ! જરા શાંતિ થી કામ લો ! ફક્ત એક પેઇજ ઉલ્ટાવો અને નવા શિર્ષક થી શરૂ થનારા પ્રકરણ નું વાંચન કરો.

# વેશ્યા નો દેહવિક્રય નો બંધ ધંધો ફરી શરૂ કરવા તા'વીઝ આપવું

કુરઆન શરીફ માં અલ્લાહ તઆલા ફરમાવે છે કે :-

| |
|---|
| وَتَعَاوَنُوا عَلَى الْبِرِّ وَالتَّقْوٰى وَلَا تَعَاوَنُوا عَلَى الْاِثْمِ وَالْعُدْوَانِ |
| ترجمہ:- اور نیکی اور پرہیزگاری پر ایک دوسرے کی مدد کرو، اور گناہ اور زیادتی پر باہم مدد نہ کرو۔ |
| حوالہ:- پارہ:٦،سورۃ المائدہ، آیت نمبر:٢ |

▣ ઉપરોક્ત આયત નું લિપિયાંતર, હવાલા અને તર્જુમા નો ગુજરાતી અનુવાદ :-

| |
|---|
| **"વ-તઆવનૂ-અલલ-બિર્રે-વત-તકવા-વલા-તઆવનૂ-અલલ-ઇસ્મે-વલ-ઉદવાને"** |
| **અનુવાદ :-** "અને નેકી તથા પરહેઝગારી માં એક-બીજા ની મદદ કરો અને ગુનાહ તથા ઝિયાદતી (ઝુલ્મ) માં પરસ્પર મદદ ન કરો" (કન્ઝુલ ઈમાન) |
| **હવાલો :-** પારા નં.૬, સૂર-એ-અલ માએદા, આયત નં.૨ |

કુરઆને મજીદ ની ઉપરોક્ત આયત ઉપર દરેક મો'મિન યથાશક્તિ ચુસ્તપણે અમલ કરવાનો પ્રયત્ન



કરે છે અને ક્યારેય પણ, ક્યાંય પણ, કોઈને પણ, કોઈ પણ રીતે, પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે, કોઈ પણ સંજોગ માં ગુનાહ ના કામ માં મદદગિરી કે સહાય નથી કરતો. ઉલ્ટાનું તે ગુનાહ અને બુરાઈ ના કામ થી રોકે છે અને દરેક પ્રકાર ની ગુનાહિત પ્રવૃતિ તજી દઈને પવિત્ર જીવન જીવવાની શિખામણ, ભલામણ અને તાકીદ કરે છે. જ્યારે સામાન્ય જનસમુદાય ના મુસ્લિમો ગુનાહ અને ગુનાહ ના કામ ને સહાયરૂપ બનવા પ્રત્યે અણગમો, સુગ અને નફરત ધરાવે છે અને ગુનાહ થી બચવા અંગેના ફરમાને ઇલાહી ની સખ્ત પાબંદી કરવા કટીબધ્ધ હોય છે, તો જે લોકો મુસ્લિમ કૌમ ના આગેવાન, રહેબર, માર્ગદર્શક, સુધારક, હાદી, રહેનુમા, શુભચિંતક, અને પ્રેરણાદાતા છે અને મઝહબી પેશ્વા ના ઉચ્ચ અને આદરણીય સ્થાને બિરાજમાન છે, તેઓ તો આ બાબતે અતિ ચુસ્ત, સંયમશીલ અને આગ્રહી હોય છે અને ગુનાહિત પ્રવૃતિઓ ને જડમૂળ થી ઉખેડી નાખવા કટીબધ્ધ હોય છે. ગુનાહિત આચરણ કરનાર ને કોઈ પણ જાતની શેહ શરમ કે હિચકિચાટ વગર ખખડાવી નાખે છે અને શરીઅત વિરૂધ્ધ ના કોઈ પણ કામ ને સખ્ત શબ્દો માં વખોડી ને તેને કાયમી ધોરણે તિલાંજલી આપવાની કૌમ ને નસીહત કરે છે.

દાખલા રૂપે જો કોઈ શખ્સ મસ્જિદ ના ઇમામ પાસે જઈને કહે કે જનાબ ! સામેની ગલીમાં મકાન નં.૨૪ માં જુગાર ની કલબ અને સાથે અંગ્રેજી શરાબ નું કામ શરૂ કરવાનું છે અને આવતી કાલે કલબ નું ઉદઘાટન રાખ્યું છે. માટે મહેરબાની કરીને થોડીક તસ્દી લઈને પધારીને આપના મુબારક હાથે જુગાર ની કલબ નું ઉદઘાટન કરીને ખૈરો-બરકત ની દુઆ ફરમાવી દેશો અને પોલીસ ના દરોડા તથા અન્ય તકલીફો

અને મુસીબતો થી હિફાઝત માટે કોઈ 'નક્શ' અથવા 'તાવીઝ' આપશો, તો આપની મોટી મહેરબાની અને ઉપકાર થશે. તે શખ્સ ની આ વાત અને વિનંતી સાંભળીને મસ્જિદ ના ઇમામ સાહેબ નો ક્રોધ અને રોષ ભભૂકી ઉઠશે અને ગુસ્સા માં લાલ-પીળા થઈને તે શખ્સ ને સખ્ત શબ્દો માં તતડાવી અને ખખડાવી નાખશે અને ત્યાંથી ચાલ્યો જવાની કડક માં કડક શબ્દો માં સૂચના આપી દેશે, બલ્કે ત્યાં સુધી કહેવામાં કોઈ પણ જાત નો સંકોચ કે સંયમ નહીં રાખે, કે નાલાયક ! હરામ અને શરીઅત વિરૂધ્ધ ના કામ માટે મારા થી તા'વીઝ અને દુઆ ની મદદ માંગી રહ્યો છે ? શરમ નથી આવતી ? ખબરદાર ! આજ પછી કોઈ દિવસ આવી હરકત કરી છે, તો તારા ટાંટીયા ભાંગી નાખીશ. ધ્યાન થી સાંભળ ! એવું દરેક કામ અને વ્યવસાય કે જે શરીઅતે ઇસ્લામ માં હરામ હોય, તેમાં સીધી કે આડકતરી રીતે મદદ કરવી પણ હરામ છે. જેથી એક ખૈર-અંદેશ અને હમદર્દ ની હૈસિયત થી તને સલાહ આપતાં શિખામણ બલ્કે આદેશ આપું છું, કે તેં જે હરામ વ્યવસાય કરવાનો નિર્ધાર કર્યો છે, માંડી વાળ, હરામ ની કમાણી નો વેપાર વિના વિલંબે કાયમી ધોરણે તજી દઈને સાચા દિલ થી અલ્લાહ તઆલા ની બારગાહ માં તૌબા અને ઇસ્તેગફાર કરીને હરામ કામ થી દૂર રહેવાનો સંકલ્પ કરીને તારી દુનિયા અને આખેરત બન્ને ને બરબાદ થવાથી બચાવ.

મસ્જિદ નો એક સીધો સાદો અને નરમ સ્વભાવ નો ઇમામ પણ ક્યારેય પણ કોઈ મોટા ગુંડા, દાદા, ખૂની કે ગેંગસ્ટર ને હરામ અને નાજાઇઝ વ્યવસાય થી બચવાની અને દૂર રહેવાની નસીહત કરવામાં એ વાત ધ્યાન ઉપર નહીં લે, કે મારી નસીહત થી તેની **"દિલ શિકની"** એટલે કે દિલ દુભાશે. બલ્કે તે ઇમામ કશા પણ ડર, કે વિરોધ કરનારાઓ ના વિરોધ



ની લેશમાત્ર પણ પરવાહ કર્યા વગર કોઈ પણ જાતના હિચકિચાટ કે સંકોચ વગર **"અમ્ર-બિલ-મા'રૂફ-વ-નહી-અનિલ-મુન્કરે"** એટલે કે "નેકી નો આદેશ આપવો અને બુરાઈ થી રોકવો" ની ફરજ અદા કરવામાં કશો પણ વિલંબ કે આળસ નહીં કરે અને નીડર પણે સત્ય વાત ઉચ્ચારશે.

**પણ......**

સ્વંય ને મિલ્લતે ઇસ્લામિયા ના રહેબર, પેશ્વા, માર્ગદર્શક, સુધારક અને ધાર્મિક વડા કહેનારા અને કહેવડાવનારાઓ વહાબી, દેવબંદી અને તબલીગી જમાઅત ના બે(૨) મોટા આલિમો એ એક વેશ્યા અને દેહ વિક્રય નો વ્યવસાય કરનારી રંડી નો બંધ પડેલો ઝનાકારી નો ધંધો ફરી ચાલુ અને ધમધમતો કરવા માટે તા'વીજ અને દુઆ દ્વારા સહાય કરીને મિલ્લતે ઇસ્લામિયા ના સ્વચ્છ અને સાફ કપાળ ઉપર બદનામી, નામોશી, લાંછન અને કલંક નો કદરૂપો ડાઘ લગાડીને સમગ્ર મુસ્લિમ સમુદાય ને શરમિંદા અને અપમાનિત કરવાની ધૃણાસ્પદ ચેષ્ટા કરી છે. જેનો પુરાવો વહાબીઓ ના હકીમુલ ઉમ્મત ની કિતાબ ના હવાલા થી અત્રે પ્રસ્તુત છે :-

**حکایت** : (۳۰۲) فرمایا کہ میرٹھ مطبع مجتبائی میں ایک مقام پر
مولانا محمد یعقوب صاحبؒ اور مولانا محمد قاسم صاحبؒ ایک جگہ ہی
ٹھہرے ہوئے تھے مگر مولانا نانوتویؒ تو نیچے کے حصے میں تھے اور
مولانا محمد یعقوب صاحب اوپر کے حصّے میں، ایک طوائف اپنی
جوان لڑکی کو اپنے ساتھ لائی اور مولانا محمد قاسم صاحبؒ سے




www.markazahlesunnat.com

(چونکہ مولانا بہت مشہور تھے) اور مولانا محمد یعقوب صاحبؒ اس قدر مشہور نہ تھے کسی نے انہی کا پتہ دے دیا عرض کیا کہ میری لڑکی ہے اور ایک عرصہ سے بیمار چلی آرہی ہے، میری گزر اوقات اسی پر ہے۔ آپ اسے تعویذ دے دیجیے، یا دعا کر دیجیے، (مولانا محمد قاسم صاحبؒ نے یوں چاہا کہ نہ تو میری وضع میں فرق آئے نہ اس عورت کی دل شکنی ہو) اس عورت سے فرمایا کہ اوپر ایک بزرگ ہیں۔ تم ان کے پاس لے جاؤ، یہ عورت اوپر پہونچی۔ مولانا محمد یعقوب صاحبؒ نے پوچھا کہ کیا ہے۔ اس نے عرض کیا کہ یہ میری لڑکی ہے اس کو تکلیف ہے اور میری گزر بسر اسی پر ہے۔ آپ دعا کر دیجیے یا تعویذ دے دیجیے، مولانا محمد یعقوب صاحبؒ نے نہ معلوم دعا کی یا تعویذ دیا اور اسے رخصت کر کے نیچے تشریف لائے اور پوچھا کہ اسے کس نے بھیجا ہے؟ مولانا محمد قاسم صاحب نانوتویؒ خاموش ہو گئے۔ فرمانے لگے کہ بڑے متقی نکلے۔ اپنے تقویٰ کی اس قدر حفاظت اور میرے پاس خلوت میں بازاری عورت کو بھیج دیا، اپنے نفس پر کس کو اعتماد ہے، خدا کے فضل سے اس کی لڑکی کو آرام ہو گیا، تو وہ مٹھائی لائی اور سیدھی اوپر مولانا کے پاس پہونچی اور ہاتھ جوڑ کر کہا کہ حضرت آپ کی دعا سے میری لڑکی کو صحت ہو گئی، یہ مٹھائی شکریہ میں لائی ہوں، مولانا نے فرمایا کہ رکھ دو، چنانچہ وہ رکھ کر چلی گئی، مولانا نیچے تشریف لائے اور





فرمایا یہ حرام کمائی کی ہے۔ اس کا کھانا حرام ہے، مساکین کا حق ہے، اغنیاء کا حق نہیں ہے، جس کا دل چاہے لے لے، ہمارے حضرت نے فرمایا دیکھیے شریعت و طریقت سب جمع کر دی۔

**حوالہ :**

(۱) ”حکایات اولیاء“ از: مولوی اشرف علی تھانوی۔ ناشر: کتب خانہ نعیمیہ، دیوبند۔ (یو۔پی) سن اشاعت: ۲۰۱۳ء، حکایت نمبر: ۳۰۲ صفحہ نمبر: ۲۵۱

(۲) ”ارواح ثلثہ“ از: مولوی ظہور الحسن کسولوی۔ ناشر: کتب خانہ امداد الغرباء، سہارنپور۔ (یو۔پی) سن طباعت ۱۳۷۰ھ، حکایت نمبر: ۳۶۷، صفحہ نمبر: ۳۲۲

(۳) ”حکایات اولیاء“ از: مولوی اشرف علی تھانوی۔ ناشر: کتب خانہ نعیمیہ، دیوبند۔ (یو۔پی) پرانا ایڈیشن، حکایت نمبر: ۳۶۷، صفحہ نمبر: ۳۳۹

(۴) ”حکایات اولیاء“ از: مولوی اشرف علی تھانوی۔ ناشر: زکریا بک ڈپو، دیوبند۔ (یو۔پی)، حکایت نمبر: ۳۶۷، صفحہ نمبر: ۳۰۲

**ઉપરોક્ત ઉર્દૂ ઇબારત અને હવાલા નો ગુજરાતી અનુવાદ :-**

**"હિકાયત નં. ૩૦૨ :- ફરમાવ્યું કે મેરઠ શહેર માં મુજતબાઈ પ્રેસ નામ ના સ્થળે મૌલાના મુહમ્મદ યા'કૂબ સાહેબ અને મૌલાના મુહમ્મદ કાસિમ સાહેબ એક સાથે રોકાએલા હતા, પણ મૌલાના નાનોત્વી તો નીચે ના ભાગે (મજલે) હતા અને મૌલાના યા'કૂબ સાહેબ ઉપર ના મજલે હતા. એક વેશ્યા પોતાની જવાન છોકરી ને પોતાની સંગાથે લઈને આવી અને**

મૌલાના મુહમ્મદ કાસિમ પાસે આવી (કેમકે મૌલાના કાસિમ બહુ જ પ્રખ્યાત હતા અને મૌલાના મુહમ્મદ યા'કૂબ એટલા બધા મશહૂર ન હતા, અને કોઈએ તેણીને મૌલાના કાસિમ નું નામ સુચવેલું. જેથી તે સીધી મૌલાના નાનોત્વી પાસે આવેલી) અને અર્ઝ કરી કે આ મારી છોકરી ઘણા દિવસો થી બિમાર જ રહે છે અને મારા જીવન નિર્વાહ નો આધાર તેણી ઉપર જ છે. આપ તેણી ને તા'વીઝ આપી દો અથવા દુઆ કરી દો. મૌલાના મુહમ્મદ કાસિમ સાહેબે એવું ઇચ્છયું કે ન તો મારો મોભો ખરડાય અને ન તો આ સ્ત્રી (રંડી) નું દિલ દુભાય, તે મહિલા (વેશ્યા) થી ફરમાવ્યું કે ઉપર એક બુઝુર્ગ છે. તમો તેની પાસે લઈ જાઓ. તે વેશ્યા ઉપર પહોંચી. મૌલાના યા'કૂબ સાહેબે પૂછ્યું કે શું છે ? તેણીએ કહ્યું કે આ મારી છોકરી છે, તેણીને તકલીફ છે અને મારી આજીવિકા તેણી ઉપર જ આધારિત છે. આપ દુઆ કરીદો અથવા તા'વીઝ આપીદો. મૌલાના એ ખબર નથી કે દુઆ કરી કે પછી તા'વીઝ આપ્યું. તેણીને વિદાય કરી દઈને નીચે આવ્યા અને પૂછ્યું કે તેણીને કોણે મોકલેલી ? મૌલાના મુહમ્મદ કાસિમ સાહેબ નાનોત્વીએ ચુપકીદી સેવી લીધી. (મૌલાના યાકૂબે) ફરમાવ્યું કે મોટા મુત્તકી નિકળ્યા ! પોતાના તકવા (પવિત્રતા) ની આટલી હદે સુરક્ષા અને મારી પાસે એકાંત



માં એક બજારૂ સ્ત્રીને મોકલી દીધી. પોતાના નફ્સ ઉપર કોને વિશ્વાસ છે ? ખુદા ના ફઝ્લ થી તેણી ની છોકરી ને આરામ થઈ ગયો, તો તેણી મિઠાઈ લાવી અને સીધી ઉપર મૌલાના પાસે પહોંચી ગઈ અને હાથ જોડીને કહ્યું કે હઝરત ! આપની દુઆ થી મારી છોકરી સ્વસ્થ થઈ ગઈ. આ મીઠાઈ આભારવશ લાવી છું. મૌલાના એ ફરમાવ્યું કે મુકી દો. જેથી તેણી મુકીને ચાલી ગઈ. મૌલાના નીચે તશરીફ લાવ્યા અને ફરમાવ્યું કે આ હરામ કમાણી ની છે. તેનું ખાવું હરામ છે. ગરીબો નો હક છે. અમીરો નો હક નથી. જેનું મન ઇચ્છે તે લઈ લે. અમારા હઝરતે ફરમાવ્યું કે જુઓ શરીઅત અને તરીકત સઘળી ને ભેગી કરી દીધી."

**હવાલો :-**

(૧) **"હિકાયાતે-ઔલિયા"**, અઝ :- મોલ્વી અશરફ અલી થાનવી, પ્રકાશક :- કુતુબખાના નઈમિયા, દેવબંદ (યુ.પી.) પ્રકાશન વર્ષ:- ઇ.સ. ૨૦૧૩, **હિકાયત નં. ૩૦૨, પેઇજ નં. ૨૫૧.**

(૧) **"અરવાહે-સલાસા"**, અઝ :- મોલ્વી ઝહુરૂલ હસન કસોલ્વી, પ્રકાશક :- કુતુબખાના ઇમદાદુલ ગુર્બા - સહારનપૂર, (યુ.પી.), પ્રકાશન વર્ષ:- હિ.સ. ૧૩૭૦, **હિકાયત નં. ૩૬૭, પેઇજ નં. ૩૨૨.**

(૩) **"હિકાયાતે-ઔલિયા"**, અઝ :- મોલ્વી અશરફ અલી થાનવી, પ્રકાશક :- કુતુબખાના નઈમીયા-દેવબંદ (યુ.પી.), જૂની આવૃતિ. **હિકાયત નં. ૩૬૭, પેઇજ નં. ૩૩૯.**

(૪) **"હિકાયાતે-ઔલિયા"**, અઝ :- મોલ્વી અશરફ અલી થાનવી, પ્રકાશક :- ઝકરિયા બુક ડીપો - દેવબંદ (યુ.પી.) **હિકાયત નં. ૩૬૭, પેઈજ નં. ૩૦૨.**

વાહ ! દેવબંદી તબલીગી જમાઅત ના બે(૨) પેશ્વાઓ વાહ ! દાદ દેવી પડે, તેવો ભવાડો બન્નેએ એટલે કે (૧) દારૂલ ઉલૂમ દેવબંદ ના સ્થાપક અને દેવબંદી વર્ગ ના કાસિમુલ-ઉલૂમ-વલ-ખૈરાત **મોલ્વી કાસિમ નાનોત્વી** અને (૨) દારૂલ ઉલૂમ દેવબંદ ના સદરૂલ મુદર્રેસીન અને મોલ્વી અશરફ અલી થાનવી ના ઉસ્તાદ **મોલ્વી યાકૂબ નાનોત્વી** એ કરી નાખ્યો.

આ બન્ને માંધાતાઓ ઉત્તર પ્રદેશ રાજ્ય ના મેરઠ શહેર નામ ના પ્રખ્યાત સ્થળે ગયા અને મેરઠ માં આવેલા મુજતબાઈ પ્રેસ ની બિલ્ડીંગ માં રોકાએલા. પણ આ બન્ને એક જ મકાન ના અલગ અલગ રૂમ અને માળ (Floor) માં રોકાએલા હતા. મોલ્વી કાસિમ નાનોત્વી ભોંય તળીયે (Ground Floor) માં અને મોલ્વી યાકૂબ નાનોત્વી પહેલા માળ (First Floor) માં રોકાએલા હતા. મેરઠ શહેર માં બન્ને ના આગમન ની ખબર પડી. કેમકે દારૂલ ઉલૂમ દેવબંદ ના સ્થાપક ની હૈસિયત થી મોલ્વી કાસિમ નાનોત્વી બહુજ પ્રખ્યાત હતા. ખૈર ! આ બન્ને ના આગમન ની જાણ થતાં, એક વેશ્યા પોતાની નવયુવાન છોકરી ને લઈને મોલ્વી કાસિમ નાનોત્વી પાસે આવી. તે વેશ્યા પોતાની સાથે જે છોકરી લાવેલી તે યુવાન હતી અને તે વેશ્યા પોતાની યુવાન પુત્રી પાસે થી દેહવિક્રય નો વ્યવસાય કરાવતી હતી. પણ ઘણા સમય થી તે છોકરી બીમાર હોવાના કારણે રંડીબાઝી નો ધંધો બંધ હતો. પરિણામે લોહી ના વેપાર ની આવક બંધ હતી. મશીનરી માં ખરાબી (Break Down) ના કારણે ફેક્ટરી બંધ (Shut Down) જેવી પરિસ્થિતી હતી. ઝનાકારી, રંડીબાજી, દેહવિક્રય અને લોહી ના વેપાર નો ધંધો (Trade) બંધ હતો. તે બંધ ધંધા ને ફરી ચાલુ (Re-Start) કરવો હતો, જેથી આવક શરૂ થાય. તે માટે તે વેશ્યા દારૂલ ઉલૂમ દેવબંદ ના સ્થાપક અને વહાબીઓ ના પેશ્વા મોલ્વી કાસિમ નાનોત્વી ની સેવામાં આવીને વિનંતી કરતાં અર્ઝ કરે છે કે **"આ મારી છોકરી ઘણા દિવસો થી બીમાર જ રહે છે અને મારા જીવન નિર્વાહ નો આધાર તેણી ઉપર જ છે. આપ તેણી ને તા'વીઝ આપી દો અથવા દુઆ કરી દો"**

હવાલા માં રજૂ કરેલી કિતાબ **"હિકાયાતે ઔલિયા"** ની અસલ ઉર્દૂ કિતાબ માં **"મેરી ગુઝર ઔકાત"** અને **"મેરી ગુઝર બસર"** જે શબ્દો છે, તેનો સ્પષ્ટ અર્થ એ થયો કે **"મેરા ગુઝારા"** એટલે મારો જીવન નિર્વાહ અથવા આજીવિકા (Livelihood) તેણી ઉપર જ નિર્ભર છે. એટલે કે મારી આ છોકરી પણ ધંધાદારી વેશ્યા (Prostitute) છે. ગ્રાહકો તેણીના શરીર ને ચુંથી અને પીંખીને વળતર રૂપે જે નાણા આપે છે, તે આવક ઉપર જ મારા જીવન જરૂરિયાત ના ખર્ચાઓ નો આધાર છે, પણ લાંબા સમય થી બિમાર રહેવાના કારણે તેણી કંઈજ કમાતી નથી. માટે આપ તા'વીજ અથવા દુઆ કરી દેવાની કૃપા કરો, જેથી રંડીબાઝી નો ધંધો ફરી ચાલૂ થઈ જાય અને છોકરી કમાવવા લાગે અને મને ફરીથી આવક શરૂ થઈ જાય. તે વેશ્યા ખુલ્લા શબ્દો માં લોહીના વેપાર ના વ્યવસાય માં મદદરૂપ થવા માટે વિનંતી કરી રહી છે. રંડીબાઝી ના હરામ, ધૃણાસ્પદ, અસમાજિક અને મઝહબ વિરૂધ્ધ ના લા'નત ભર્યા કામ માં નાનોત્વી સાહેબ ની સહાયતા માંગી રહી છે. મારો હરામ કામ નો ધંધો બંધ છે, તેને આપ

ચાલુ કરાવી દો. મારી યુવાન પુત્રી ની બીમારી નો ઇલાજ કરી આપવાની કૃપા કરીને તેણીને સંપૂર્ણ તંદુરસ્ત બનાવી દો કે જેથી તેણી પોતાના જૂના અને કાયમી ઘરાકો ની પથારીઓ ગરમ કરીને ફરીથી કમાવવા લાગે અને તેણીની હરામ ની કમાણી માં થી હું મારો જીવન નિર્વાહ કરી શકું.

એક બજારૂ ઔરત દેહવિક્રય ના હરામ ના ધંધા માં સહાયરૂપ થવાની દારૂલ ઉલૂમ દેવબંદ ના સ્થાપક મોલ્વી કાસિમ નાનોત્વી થી ખુલ્લા અને સ્પષ્ટ શબ્દો માં વિનંતી કરી રહી છે. તેણી જે મદદ માંગી રહી છે, તે મદદ કોઈ દુન્યવી તરીકા થી કે તબીબી ઉપચાર કે ઔષધિ દ્વારા વૈદિક પધ્ધતી દ્વારા નથી માંગતી, બલ્કે સંપૂર્ણ મઝહબી રીત અને પધ્ધતી થી માંગી રહી છે. **"આપ ઇસે તા'વીઝ દે દીજીયે યા દુઆ કર દીજીયે"** કહીને સ્પષ્ટ પણે કહી રહી છે, કે તમોએ જે મઝહબી ઇલ્મ શીખ્યું છે, કુરઆન ના જે અમલો તમે જાણો છો, કુરઆન ની આયતો દ્વારા તા'વીઝ બનાવવાનો જે 'ફન' (કળા) આપ જાણો છો, હદીષ માં બીમારી દૂર કરવા માટે ની જે દુઆઓ છે, તેની તમોને જાણકારી છે, તેનો ઉપયોગ કરીને મારો બંધ પડી ગએલો ઝનાકારી નો ધંધો ચાલુ કરાવી દો. આપ મઝહબી પેશ્વા છો, રાત દિવસ વિર્દ-વઝીફા અને ઝિક્રો અઝકાર તથા નમાઝ માં મગ્ન રહો છો. તમારી દુઆ ખુદા ના દરબાર માં તરત જ કબૂલ થાય છે. માટે મારી બીમાર છોકરી માટે દુઆ કરી આપો, કે તેણી તરત જ સ્વસ્થ, તંદુરસ્ત, સાજી અને નિરોગી બનીને ગ્રાહકો નું પડખું સેવવાને લાયક બની જાય અને ગ્રાહકો ખૂશ અને સંતૃષ્ટ થઈને મોટી મોટી રકમો વળતર અને ઈનામ સ્વરૂપે આપતા રહે અને મારા ખર્ચા પાણી નિકળતા રહે. મોલ્વી



કાસિમ નાનોત્વી થી તે વેશ્યાએ એવું હરગિઝ નહોતું કહ્યું કે મારી છોકરી બીમાર છે, માટે તેણીને યૂનાની દવાનો નુસ્ખો લખી આપો અથવા દેશી દવા આપો.

તૌહીદ ના દંભી દાવેદારો, શરીઅત ના ઢોંગી અને નઠારા ઠેકેદારો, આત્મ શુધ્ધી અને પવિત્રતા ના ઝંડાઓ લઈને ફરનારા ઢોંગી અલમબરદારો, સ્વંય ને કૌમ ના સુધારક, માર્ગદર્શક, પ્રેરણતા, ઉધ્ધારક, હાદી, રહેબર અને ઉપદેશક કહેનારા અને કહેવડાવનારા વહાબી, દેવબંદી અને તબલીગી જમાઅત ના પેશ્વા મોલ્વી કાસિમ નાનોત્વી ની ફરેબકારી, ધોકેબાઝી અને ઢોંગધતીંગ નો પડદો ચીરાઈ ગયો. એક વેશ્યાએ દેહ વિક્રય અને વ્યભીચાર ના વ્યવસાય માટે તા'વીઝ માંગ્યું. ત્યારે તેઓની ધાર્મિક, સામાજિક અને નૈતિક ફરજ હતી. કે હરામ ના ધંધા માટે તા'વીઝ માંગનાર વેશ્યા ને સખ્ત શબ્દોમાં ધમકાવી નાખે અને કુરઆન તથા હદીષ ની રોશની માં વ્યભીચાર નું હરામ હોવું, તેનું આચરણ કરનાર વ્યભીચારી માટે ભયાનક અઝાબ, સખ્ત શિક્ષા અને દર્દનાક સજા અંગેના શરીઅત ના કાનૂનો સંભળાવીને તેણીને નસીહત કરે અને ઝનાકારી ના હરામ ના ધંધા થી સાચા દિલ થી તૌબા કરીને તે કામ ને કાયમી ધોરણે તિલાંજલી આપીને બારગાહે ઇલાહી માં તૌબા, ઇસ્તેગફાર અને બખ્શિશ તથા માફી માંગવાની પ્રેરણા આપે અને જો તેણી ન માને, તો તેણીને હડધૂત કરીને ધમકાવીને ખદેડી મુકે.

**પણ..... હાય.... ક્યા કરૂં........**

એક દિલ ફેંક આશિક અને સડક છાપ રોમિયા ની જે હાલત કોઈ સ્વરૂપવાન યુવતીને જોઈને થાય છે, તેવી જ હાલત ની પરિસ્થિતી નાનોત્વી સાહેબ માટે નિર્માણ થઈ

હશે. તા'વીઝ કોઈ મરદ મુછાળા ગુંડા કે મવાલીએ પોતાના દારૂ ના ધંધા કે જુગાર ની કલબ માટે નહોતું માંગ્યું કે તેને ધમકાવી, ડરાવી અને ખખડાવી ને ભગાડી દેવાય, બલ્કે તા'વીઝ એક સૌંદર્યવાન, નાઝનખરાવાળી, ચક્ષુબાણ થી હૃદય ને વિંધીનાખનારી, લટક મટક, છમ્મકછલ્લુ બાઈએ માંગ્યું છે. નાનોત્વી સાહેબ પિગળી ગયા, નરમ ઘેંસ બની ગયા, પાણી પાણી થઈ ગયા, મોઢા થી લાળ ટપકવા લાગી, મન માં ગલગલિયાં થવા લાગ્યા, હા.... ખબર છે.... તા'વીઝ હરામ કામ માટે માંગ્યું છે. પણ શું થાય ? માંગ્યું કોણે છે ? તે જુઓ તો ખરા ? રૂપ ની રાણી અને સૌંદર્ય ની પરીએ તા'વીઝ માંગ્યું છે તેણે માંગ્યું છે, જે બધાને ખૂશ કરે છે. દિલોના કમળો ખિલાવે છે. ઠંડી પથારીને ગરમાવી દે છે. તેને ના-ખુશ કેમ કરાય ? ના કહેવાય ? બસ.... નાનોત્વી સાહેબ નું દિલ ડગમગી ગયું. ઇન્કાર કરીને 'ના' કહેવાની હિંમત જ ન થઈ. બલ્કે તા'વીઝ આપવા માટે મન માં ખાટી-મીઠી ભાવના અને પ્રેરણા ની ઝણઝણાટી થવા લાગી કે રૂપ ની રાણી એવી છમ્મકછલ્લૂ ને તા'વીઝ આપીને તેણીનું દિલ ખુશ કરી દઉં. નહીં આપું તો બિચારી નું દિલ તૂટી જશે. છમ્મકછલ્લૂ નું દિલ તૂટે, એ કોઈ પણ હિસાબે પોસાય તેમ નથી.

**પણ......**

એક વિચારે નાનોત્વી સાહેબ ના દિલ ને હચમચાવી નાખ્યો. દેહવિક્રય અને વ્યભીચાર ના હરામ ધંધા માટે આ રંડીને તા'વીઝ મૈં આપ્યું છે, તેની જો કોઈને ખબર પડી જશે, તો મારી **'વઝઅ'** (Position) માં ફરક આવી જશે. મારો મોભો અને મઝહબી મરતબો ખરડાઈ જશે. મારી પ્રતિષ્ઠા અને આબરૂ ને ધક્કો પહોંચશે. અને જો તા'વીઝ નથી આપતો, તો આ રૂપ સુંદરી નું દિલ ભાંગી જશે. **હાય..... હાય....** બહુજ ખરાબ રીતે ફસાઈ ગયો છું. બરાબર નો અટવાણો છું. કરૂં તો શું કરૂં ? તેની સમજ નથી પડતી. **'હા'** કહીને ફસાઈ જાઉ છું તો **'ના'** કહીને સલવાઈ જાઉં છું **"સાપ" કે મુંહ મેં છછૂંદર - નિગલે તો અંધા - ઉગલે તો કોઢી"** જેવી હાલત થઈ છે. પણ નાનોત્વી સાહેબ મોટા ચબરાક હતા. નાનોત્વી સાહેબે ખંધી પોલીસી અપનાવી અને થાનવી સાહેબ ના શબ્દો માં **"મૌલાના મુહમ્મદ કાસિમ સાહબ ને યૂં ચાહા, કિ ન તો મેરી વઝઅ મેં ફર્ક આએ, ન ઇસ ઔરત કી દિલ શિક્ની હો"** નાનોત્વી સાહેબ ને સંદેહ અને ભય હતો, કે જો મૈં આ રૂપસુંદરી ની ઇચ્છા ને પૂર્ણ ન કરી અને તા'વીઝ આપવાનો ઇન્કાર કર્યો, તો તેણીની **"દિલ શિક્ની"** એટલે કે દિલ તૂટી જશે. હૂં આ લલનાનું દિલ તોડવાનું કદાપી ઇચ્છતો નથી, બલ્કે તેણી નું મન પ્રફુલ્લિત રાખવા તેણી ની ઇચ્છા પૂરી કરવાની ઇચ્છા ધરાવું છું, પણ આ કામ સહેલું નથી, બલ્કે **ખતરે સે ખાલી નહીં.** જો કોઈને ખબર પડી ગઈ તો મારી પ્રતિષ્ઠા ખરડાઈ જશે.

વાંચક મિત્રો ! જરા વિચારો ! **"કિસી કો મા'લૂમ હો ગયા, તો મેરી વઝઅ મેં ફર્ક આએગા"** આ વિચારે વ્યક્ત કરેલા ભય સ્થાન ના કારણે નાનોત્વી સાહેબ વેશ્યા ને તા'વીઝ નથી આપતા. એવો ખયાલ શા માટે નથી આવતો, કે **"અલ્લાહ તઆલા કો માલૂમ હો જાએગા ઔર ગુનાહ હોગા"** તૌહીદ ના દાવેદાર અને ઠેકેદાર ને અલ્લાહ તઆલા નો ડર નથી. ગુનાહ નો એહસાસ (Perception) એટલે કે ખયાલ અને કલ્પના નથી, બલ્કે લોકો નો ડર છે અને પોતાની અંગત પ્રતિષ્ઠતા નો વિચાર આવે છે, કે ખરડાઈ ન

જાય. પોતાની પ્રતિષ્ઠતાને આંચ આવવાના ભય થી નાનોત્વી સાહેબ વેશ્યાને તા'વીઝ ભલે નથી આપતા, પણ તા'વીઝ ન આપવાના કારણે તે વેશ્યાનું દિલ તૂટી જવાની પ્રાણ ઘાતક આફત નો પણ ભય છે. જેથી જ નાનોત્વી સાહેબે વચલો માર્ગ અપનાવીને છટકબારી શોધી કાઢી અને તે વેશ્યાને ઉદ્દેશીને કહ્યું કે **"ઉપર એક બુઝુર્ગ હૈં, તુમ ઉનકે પાસ ચલી જાઓ"** દેહ વેચનારી વેશ્યાની **'દિલ શિક્ની'** ન થાય, એટલા માટે નાનોત્વી સાહેબે પહેલા માળ (First Floor) માં સ્થાયી દારૂલ ઉલૂમ દેવબંદ ના સદરૂલ મુદર્રેસીન મોલ્વી યા'કૂબ નાનોત્વી પાસે તે રંડી ને તા'વીઝ લેવાનું માર્ગદર્શન આપીને, આડકતરી રીતે સહાયરૂપ બનીને તેણી માટે તા'વીઝ નો પ્રબંધ કરી આપ્યો.

વહાબી, દેવબંદી અને તબલીગી જમાઅત ના પેશ્વા મોલ્વી કાસિમ નાનોત્વી ને એક વેશ્યાની દિલ શિક્ની ની કેટલી બધી ચિંતા છે ? એક વેશ્યા નું દિલ ન તૂટે તેની ફિકર છે, પણ લાખો, કરોડો બલ્કે બે-શુમાર મુસ્લિમો ની ધાર્મિક ભાવના ને ઠેસ પહોંચાડી, તેઓની દિલ શિક્ની થવાની લેશમાત્ર પરવાહ નથી, બલ્કે નિર્દયપણે અસંખ્ય મુસ્લિમો ના દિલો ની ધાર્મિક લાગણી દુભાવવાનો આઘાત પહોંચાડીને દિલોના ટૂકડા કરી નાખ્યા. અમુક પુરાવા અત્રે રજૂ છે :-

- **મોલ્વી કાસિમ નાનોત્વી** એ પોતાની બહુ ચર્ચિત કિતાબ **"તેહઝીરૂન્નાસ"** માં **હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ ના આખરી નબી હોવાનો ઇન્કાર કરીને નબી ના ઝમાના પછી પણ અન્ય કોઈ નબી ના આગમન ની શક્યતા વ્યક્ત કરી.
- મોલ્વી કાસિમ નાનોત્વી એ વર્ણનીય કિતાબ માં ત્યાં સુધી લખી નાખ્યું, કે ઉમ્મતી અમલ કરીને નબીનો સમકક્ષ બની શકે છે, બલ્કે નબી થી વધી પણ શકે છે.
- **મોલ્વી રશીદ અહમદ ગંગોહી** એ પોતાના ફતાવા એટલે કે **"ફતાવા રશીદીયા"** માં લખ્યું કે ⊙ યા રસૂલલ્લાહ કહેનારો કાફિર અને મુશ્રિક છે ⊙ મહોર્રમ ના પ્રારંભ ના દસ(૧૦) દિવસો માં સાચી રિવાયતો ની સાથે પણ હઝરત ઇમામ હુસૈન રદીઅલ્લાહો તઆલા અન્હો ની શહાદત નું બયાન કરવું હરામ છે. ⊙**હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ ને 'ઇલ્મે ગૈબ' ન હતું અને આપના માટે ઇલ્મે ગૈબ હોવાનો અકીદો રાખનારો મુશ્રિક છે. ⊙ દુરૂદે તાજ પઢવું શિર્ક છે. ⊙ મહોર્રમ ના મહીના માં પાણી ની સબીલ બનાવવી, તેમાં તેમાં ફાળો આપવો તથા દૂધ અને શરબત બાળકો ને પીવડાવવું હરામ છે. ⊙ અબ્દુન્નબી, અબ્દુર્રસૂલ, વગેરે નામ રાખવા શિર્ક છે. ⊙ **હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ ના વાલિદ હઝરત અબ્દુલ્લાહ અને વાલેદા હઝરત આમેના રદીઅલ્લાહો તઆલા અન્હોમા બન્ને કાફિર હતા. ⊙ મીલાદ શરીફ ની મહેફિલ હર હાલત માં હરામ છે. ⊙ શરીઅત ની પાબંદી સાથે ઉજવવા માં આવતા ઉર્સ માં પણ શામેલ થવું ના-જાઇઝ છે.
- મોલ્વી રશીદ અહમદ ગંગોહી અને મોલ્વી ખલીલ અહમદ અંબેઠવીએ **"બરાહીને-કાતેઆ"** નામ ની કિતાબ માં ત્યાં સુધી લખી નાખ્યું છે, કે ⊙ શૈતાન અને મલેકુલ મૌત ફરિશ્તા નું ઇલ્મ **હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ ના ઇલ્મ થી વધુ છે.

⊙**હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ ને દિવાલ ની પાછળ નું પણ ઇલ્મ નહોતું. ⊙ **હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ ની વિલાદત (પૈદાઇશ) નો જશ્ન મનાવવો કૃષ્ણ જન્મોત્સવ સમાન છે.

▣ **મોલ્વી અશરફ અલી થાનવી** એ પોતાના અકીદાઓ અને મંતવ્યો પોતાની કિતાબો માં અને પોતાના કથનો માં વ્યક્ત કર્યા. જે (૧) **"હિફ્ઝુલ ઈમાન"**, (૨)**"બહિશ્તી ઝેવર"**, (૩) **"કમાલાતે અશરફિયા"**, (૪) **"અલ-ઇફાદાતિલ-યવમિયા"**, (૫) **"હુસ્નુલ અઝીઝ"**, વગેરે કિતાબો માં છે, કે ⊙ **હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ નું ઇલ્મ બાળકો, પાગલો, જાનવરો સમાન હતું ⊙ શાદી માં સહેરો બાંધવું શિર્ક છે. ⊙ **હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ ના તબર્રુકાત (અવશેષો) જેમ કે બાલ મુબારક, કુર્તા શરીફ વગેરે ની ઝિયારત માટે ભેગા થવું બિદઅત છે. ⊙ ગ્યારહવીં શરીફ ની મીઠાઈ જમીન માં દફન કરી દેવી જોઇએં અને તે મીઠાઈ ન ખાવી જોઇએં ⊙**હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ ના ઇચ્છવા થી ફલાણું કામ થઈ જશે, તેવો અકીદો રાખનારો કાફિર અને મુશ્રિક છે.

▣ **મોલ્વી ઇસ્માઈલ દહેલ્વી** એ પોતાની કિતાબ **"તકવીયતુલ-ઈમાન"** માં તૌહીને રસૂલ નો મહા અપરાધ કરતા ત્યાં સુધી લખી નાખ્યું, કે ⊙ **હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ મરીને માટી માં ભળી ગયા ⊙ જેનું નામ મુહમ્મદ અથવા અલી છે, તે કોઈ પણ વસ્તુનો માલિક કે અધિકાર ધરાવતો નથી





⊙ તમામ અંબિયા અને ઔલિયા અલ્લાહ તઆલા ની સમક્ષ એક તુચ્છ રજકણ થી પણ ઓછા છે. ⊙**હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ માટે ઇલ્મે ગૈબ નો અકીદો શિર્ક છે ⊙ **હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ નો દરજ્જો મોટા ભાઈ સમાન છે ⊙ ગુલામ રસૂલ, ગુલામ નબી, અબ્દુન્નબી વગેરે નામ રાખનારો મુશ્રિક છે ⊙ કોઈ વલી ની દરગાહ ની ઝિયારત માટે જનારો મુશ્રિક છે ⊙ દરગાહ ના કૂવા નું પાણી ઘરે લઈ જનારો મુશ્રિક છે ⊙કયામત માં **હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ કોઈની પણ શફાઅત નહીં કરે ⊙ નબી ને એ પણ ખબર નથી હોતી, કે તેઓ ની કયામત માં શું હાલત થશે ⊙કોઈ બુઝુર્ગ ને ખુદા ની જનાબ માં વસીલો બનાવનારો મુશ્રિક છે.

**તાત્પર્ય એ કે .......**

વહાબી, દેવબંદી અને તબલીગી વર્ગના પેશ્વાઓ એ અંબિયા-એ-કિરામ અને ઔલિયા-એ-ઇઝામ ની શાન માં ખુલ્લમ ખુલ્લા ગુસ્તાખી, બેઅદબી અને તૌહીન ઉપર આધારિત અકીદાઓ ઘડી કાઢ્યા, બોલ્યા, લખ્યા અને કિતાબો માં છાપીને પ્રસારિત કર્યા. ઉપરાંત, મિલ્લતે ઇસ્લામિયા માં સૈકાઓ થી પ્રચલિત જાઇઝ અને મુસ્તહબ કામો અને રિવાજો ને બે-ધડક ના-જાઇઝ, બિદઅત, હરામ, કુફ્ર અને શિર્ક કહ્યા અને તેના ઉપર સૈકાઓ થી અમલ કરનારા નેક, પરહેઝગાર, ઈમાનદાર, શરીઅત ના પાબંદ, બુઝુર્ગો, સૂફિઓ, વલીયો અને સમગ્ર મુસ્લિમ જનસમુદાય ના હઝારો, લાખો, કરોડો, અબજો બલ્કે અગણિત સંખ્યા ના એહલે ઈમાન મુસ્લિમો ને

વિના વાંકે અપરાધી ઠરાવ્યા અને કુફ્ર ના ફત્વાની મશીનગન ચલાવીને ઇસ્લામ થી વિચલિત, કાફિર અને મુશ્રિક કહ્યા અને અસંખ્ય મુસ્લિમોને આઘાત ના આંચકાઓ આપી, તેઓની ધાર્મિક લાગણીઓ દુભાવીને તેઓની **"દિલ શિક્ની"** કરતી વખતે એવો વિચાર તો શું બલ્કે એવી કલ્પના પણ નહીં કરી હોય, કે અમારી અધર્મી માન્યતાઓ ના કારણે અબજો થી પણ વધુ સંખ્યા ના મુસ્લિમો ની દિલ શિક્ની થશે. અસંખ્ય મુસ્લિમો ની દિલ શિક્ની ની લેશમાત્ર પરવાહ નથી અને એક દેહવેચનારી વેશ્યા ની દિલ શિક્ની ના વિચાર માત્ર થી વહાબીઓ નો પેશ્વા વ્યાકુળ અને ઘાંઘો વાંગો થઈ ગયો. વેશ્યા નું દિલ તૂટે એ વહાબીઓ ના પેશ્વા ને સ્વીકાર્ય નથી. જેથી જ તે વેશ્યા નું કામ કરી આપવાના આશય થી તેણીને કહ્યું કે **"ઉપર એક બુઝુર્ગ હૈં, તુમ ઉન કે પાસ લે જાઓ"** વાહ! શું વચલો માર્ગ શોધી કાઢ્યો ? સંજોગ થી સમઝોતા કરીને એક વેશ્યા ને ઉપર ના માળે સ્થાયી બુઝુર્ગ પાસે શા માટે મોકલી રહ્યા છે ? જવાબ હાજર છે, કે તા'વીઝ લેવા માટે? કયા હેતૂસર તા'વીઝ જોઇએ છે ? દેહ નો વેપાર અને વ્યભિચાર ના વ્યવસાય માટે. એટલે કે નાનોત્વી સાહેબ ઉપર ના માળે રોકાએલા દારૂલ ઉલૂમ દેવબંદ ના સદર મુદર્રિસ મોલ્વી યા'કૂબ નાનોત્વી પાસે એક વેશ્યાને એવું કહીને તા'વીઝ લેવા મોકલે છે, કે **"ઉપર એક બુઝુર્ગ છે"** એટલે કે નાનોત્વી સાહેબ ના **બુઝુર્ગ** એવા મહાન બુઝુર્ગ છે, કે તેઓ વ્યભીચાર ના હરામ કામ માં પણ મદદરૂપ થશે. નાનોત્વી સાહેબે ખૂદે તો તા'વીઝ આપ્યું નહીં, પણ તા'વીઝ મેળવવાની પ્રક્રિયા માં સહાયરૂપ એટલે કે મદદગીરી અવશ્ય કરી. નાનોત્વી સાહેબ ને ખાત્રી હતી અથવા વિશ્વાસ





ની કક્ષા ની અપેક્ષા તો જરૂર હતી. મારા મહાન બુઝુર્ગ આ દેહ વેચનારી બજારૂ ઔરત ને નિરાશ નહીં કરે, બલ્કે અવશ્ય તેની માંગણી ને સંતોષી આપશે. અને થયું પણ એ પ્રમાણે જ. નાનોત્વી સાહેબ ની અપેક્ષા ને નાનોત્વી સાહેબ ના બુઝુર્ગે વાસ્તવિકતા નું સ્વરૂપ આપીને કામ કરીજ આપ્યું.

ખૈર ! નાનોત્વી સાહેબ ની સલાહ ને અનૂસરી ને તે વેશ્યા પોતાની યુવાન બીમાર છોકરી ને લઈને પહેલા માળે મોલ્વી યા'કૂબ નાનોત્વી સાહેબ પાસે પહોંચી ગઈ. એક અજનબી રૂપલલના ને એક જવાન રૂપસુંદરી સાથે અચાનક પોતાના ઓરડા માં ઘૂસી આવેલી જોઇને મોલ્વી યા'કૂબ નાનોત્વી કંપી અને થોથવાઈ ગયા. ગભરાટ અને વ્યગ્રતા ના સ્વરે આગમનિત લલનાઓ ને પૂછ્યું કે **શું છે ???** તે વેશ્યાએ મોલ્વી યા'કૂબ નાનોત્વી સાહેબ થી પણ એ વિનંતી કરી કે મારી આ છોકરી ઘણા સમય થી બીમાર છે અને બીમારી ના કારણે વૈશ્યાગીરી (Prostitution) નું કામ નથી કરતી. માટે આપ તા'વીઝ આપો અથવા દુઆ કરી દો, જેથી મારી આ છોકરી ફરી વ્યભીચાર નો વ્યવસાય શરૂ કરી દે અને મારી બંધ પડી ગએલી કમાણી ફરી ચાલુ થઈ જાય. મોલ્વી યા'કૂબ નાનોત્વી વેશ્યાની ફરમાઇશ માત્ર થી એટલા બધા પ્રભાવિત અને સંમોહિત (Hypnotized) થઈ ગયા, કે પોતાની મઝહબી પ્રતિષ્ઠતા અને ઉચ્ચ ધાર્મિક શૈક્ષણિક હોદ્દા ની લેશમાત્ર પરવાહ કર્યા વગર **કહ્યાગરા કર્મી** ની જેમ ફટાફટ ફરમાઇશ પૂરી કરી દીધી. વેશ્યા તો પોતાનું ધાર્યું કામ પતાવીને ચાલતી બની અને મોલ્વી સાહેબ થોડીક ક્ષણો સુધી વિસ્મય પામેલી અવસ્થા માં રહ્યા. વેશ્યા ની તિરછી નઝરો ના વૈધક બાણોં થી ઘાયલ અને નિગાહો ના જાદૂ થી

દિગ્મૂઢ બનીને તેણીની ફરમાઇશ મુજબ વિના વિલંભે અને વગર વિચાર્યે કામ તો પતાવી દીધું પણ પછી વિચાર આવ્યો કે હાય ! હાય ! આ બધું શું થઈ ગયું ? મૈં આ શું કરી નાખ્યું ? **"સબ કુછ લુટાકે હોશ મેં આએ તો ક્યા હુઆ"** મુજબ હવે પરિસ્થિતી ની ગંભીરતા નો અણસાર આવતા, મોલ્વી યા'કૂબ નાનોત્વી નીચે ના માળે (Ground Floor) મોલ્વી કાસિમ નાનોત્વી પાસે આવ્યા અને વ્યાકૂળ વદને પૂછ્યૂં કે **તે વેશ્યા ને મારી પાસે કોણે મોકલેલી ?** જો કે મોલ્વી યા'કૂબ નાનોત્વી જાણતા જ હતા, કે આ બધું પરાક્રમ મોલ્વી કાસિમ નાનોત્વી નું જ છે, તેમ છતાં પોતાની સફાઈ, પવિત્રતા અને નિર્દોષતાનો ઢોંગ રચાવવા માટે બનાવટી ગુસ્સો અને નારાજગી વ્યક્ત કરીને પૂછેલું. પણ મોલ્વી કાસિમ નાનોત્વી એ તો જાણે મોઢા માં મગ ભરી લીધા હોય, તેમ ચુપકીદી સેવી લીધી અને કોઈ જવાબ આપ્યો નહીં. ઉર્દૂ ભાષા ની એક બહુજ પ્રચલિત કહેવત છે, કે **"ચુપ આધી મર્ઝી"** એટલે કે કોઈ વ્યક્તિ તેને પૂછવા માં આવેલા સવાલ નો જવાબ આપવાના બદલે ચુપ રહે, તો તેવું સમઝવામાં આવશે, કે તે સહમત (રાજી) છે. (હવાલો :- ફિરોઝુલ્લુગાત, પેઇજ નં. ૫૧૬) એટલે કે ચુપ રહેવું સ્વીકાર કરવા સમાન છે.

મોલ્વી કાસિમ નાનોત્વી ની ખામોશી થી મોલ્વી યા'કૂબ નાનોત્વી ને ખાત્રી થઈ ગઈ, કે આ તેમનું જ પરાક્રમ છે. જેથી અણગમો વ્યક્ત કરવાના સ્વરે ધમકાવતાં કહ્યું કે **"બડે મુત્તકી નિકલે, અપને તક્વા કી ઇસ કદર હિફાઝત ઔર મેરે પાસ ખિલ્વત મેં બાઝારી ઔરત કો ભેજ દિયા."** એટલે કે મોલ્વી યા'કૂબ નાનોત્વી સાહેબે ગુસ્સો વ્યક્ત કરતાં અને નાનોત્વી સાહેબ ને ધમકાવતાં કહ્યું કે વાહ !



તમોએ તો ભારે હોશિયારી કરી, પોતાના તક્વા ની આટલી હદે હિફાઝત કરી. **શું હિફાઝત કરી ?** વાંચક મિત્રો થી વિનંતી કે અત્યારે ચર્ચા હેઠળ ની **"હિકાયાતે-ઔલિયા"** કિતાબ ની ઉપરોક્ત ઇબારત ને ફરી એક વખત વાંચી જુઓ. તે વેશ્યા જ્યારે તાવીઝ લેવા માટે નાનોત્વી સાહેબ પાસે ગએલી ત્યારે નાનોત્વી સાહેબે તક્વા અને પરહેઝગારી નું એવું શું કામ અંજામ આપેલું, કે નાનોત્વી સાહેબ ને **"બડે મુત્તકી"** કહેવામાં આવેલ. શું જ્યારે વેશ્યા આવેલી ત્યારે નાનોત્વી સાહેબે તેણીને એવું કહેલું કે પર્દો કર, બુરખા માં ઢંકાઈને આવ. શું વેશ્યા બે-પર્દા આવી, તો નાનોત્વી સાહેબે પોતાની નઝરો નીચી કરી લીધેલી, કે એક પરાઈ સ્ત્રી ના ચહેરા ઉપર દ્રષ્ટિ ન પડે. શું નાનોત્વી સાહેબે તે વેશ્યાને ગુનાહો અને અપરાધોને તજી દઈને, તૌબા કરવાની શિખામણ કરેલી ? શરીઅત ની પાબંદી કરવાની નસીહત કરેલી ? દેહવિક્રય નો ધૃણાસ્પદ વ્યવસાય કાયમી ધોરણે તજી દઈને સાચા દિલ થી પ્રાયશ્ચિત કરવાનો અનૂરોધ કરેલો ? એવું તે કયું કામ તક્વા અને પરહેઝગારી નું નાનોત્વી સાહેબે કરેલું કે તેઓને મોલ્વી યા'કૂબ સાહેબ નાનોત્વી એવું કહીને સંબોધે છે, કે **"અપને તક્વા કી ઇસ કદર હિફાઝત"** અલબત્ત.... એટલું તો ચોક્કસ પણે કહી શકાય, કે તે વેશ્યા ની સાથે મોલ્વી કાસિમ નાનોત્વી સાહેબે કોઈ પણ પ્રકાર ની શારિરીક છેડછાડ કરીને કોઈ અસભ્ય કે અશ્લીલ વર્તન નહોતું કર્યું. બલ્કે તેણીને સ્પર્શ સુધ્ધાં નહોતો કર્યો અને મર્યાદા અને સંયમ ની સરહદો નહોતી ઓળંગી. જેથી મોલ્વી યા'કૂબ ના મંતવ્ય મુજબ તે સંયમ નાનોત્વી સાહેબ ના તક્વા ની સુરક્ષા નો મુજાહેદો (તપ) હતો.

મોલ્વી યા'કૂબ સાહેબ નું કહેવું કે **"મારી પાસે એકાંત માં બજારૂ સ્ત્રીને મોકલી દીધી ? પોતાના નફ્સ ઉપર કોને વિશ્વાસ છે ?"** આ વાક્ય માં એક અકળ વ્યગ્રતા ની ફરિયાદ છે, કે તમોએ પોતાના તકવા ની હિફાઝત કરીને એકાંત નો અવસર પ્રાપ્ત થવા છતાં, તે વેશ્યાની સાથે કોઈ પણ જાતની શારિરીક છેડછાડ ની ચેષ્ટા ન કરી, પણ તમોએ અંગત સ્વાર્થ અને હિત નો માર્ગ અપનાવીને મારી સાથે અત્યાચાર કર્યો, કે મારી પાસે એકાંત માં બજારૂ સ્ત્રીને મોકલી દીધી. **"આપને નફ્સ પર કિસકો એ'તમાદ હૈ"** એટલે કે પોતાના નફ્સ, વાસના, ઇચ્છા અને સ્વત્વ ઉપર કોને વિશ્વાસ છે ? એકાંત માં જો હૂં તે રૂપલલના ની માયાજાળ માં ફસાઈ ગયો હોત તો ? ચીકણી જમીન ઉપર પગ લપસતાં કેટલી વાર લાગે છે ? એક રૂપલલના ની સંગાથે એકાંતવાસ? અતિ વિકટ અને છકવું સંભવ, અવસર ની અગ્નિ પરિક્ષા ? એક શાઇરે કહ્યું છે કે :-

***બનતી નહીં હૈ, સબ્ર કો રૂખ્સત કિયે બગૈર,***
***કામ ઉનકી બેકરાર નિગાહોં સે પડ ગયા.***

મન ઉપર કાબૂ કોને છે ? તમો તો પોતાના તકવા ના કારણે સુરક્ષિત અને સહી સલામત બચી ગયા અને મારી પાસે એકાંત માં એક બજારૂ રૂપલલના ને દેહવિક્રય નો ધંધો ચાલૂ કરવા માટે નું તા'વીઝ લેવા માટે મોકલી દીધી. જો હૂં બહેકી ગયો હોત ? જો ફસ્કી ગયો હોત ? જો લપસી ગયો હોત ? તો...... તા'વીઝ આપવાના પહેલાં જ તા'વીઝ નો શીઘ્ર ચમત્કાર જાહેર થઈ ગયો હોત અને દેહવિક્રય ના વ્યવસાય નું ઉદઘાટન (Inaugration) મુજતબાઈ પ્રેસ ની ઇમારત ના પહેલા માળે જ થઈ ગયું હોત. ખૈર હવે, ઉપરોક્ત





ઇબારત ના અતિ ખતરનાક વાક્ય તરફ ધ્યાન કેન્દ્રીત કરીએ.

મોલ્વી યા'કૂબ સાહેબ પાસે થી તા'વીઝ અથવા દુઆ લઈને તે વેશ્યા ચાલી ગઈ. તા'વીઝ અને દુઆ અસર કારક પુરવાર થયા. વેશ્યા ની છોકરી તંદુરસ્ત થઈ ગઈ અને તે છોકરી નફ્ફટ લોકોના મોજ શોખ નું રમકડું બનીને તેઓના પડખા સેવવા લાગી અને ધૂમ કમાણી ફરી ચાલૂ થઈ ગઈ. વેશ્યાગીરી ની હરામ ની આવક શરૂ થવાની બાબત ને વહાબી, દેવબંદી અને તબલીગી જમાઅત ના હકીમુલ ઉમ્મત, મોલ્વી અશરફ અલી થાનવી એ રીતે વર્ણન કરે છે, કે **"ખુદા કે ફઝ્લ સે, ઉસકી લડકી કો આરામ હોગયા, તો વોહ મીઠાઈ લાઈ"** તૌબા... તૌબા.... **"ખુદા ના ફઝ્લ"** એટલે કે ખુદાની મહેરબાની ને કેવા કામ ની પરિપૂર્તિ અને સિદ્ધ (Performance) માટે ઉપયોગ કરવામાં આવી રહ્યો છે. પોતાને શુદ્ધ તૌહીદ ના આગ્રહી અને અનુયાયી કહેનારા વર્તમાન યુગ ના મુનાફિકો ના સરદાર અશરફ અલી થાનવી કેવા ખતરનાક અંદાજ માં તૌહીદ વિરૂદ્ધ નું અને તૌહીદ ના અકીદાનું નિકંદન કાઢી નાખનારૂં નિવેદન કરી રહ્યા છે. આ વાક્ય સદંતર તૌહીદ વિરૂદ્ધ નું અને શરીઅત ના નિયમ ભંગ ના આચરણ ને પુરવાર કરવા માટે આ વાક્ય ની નીચે દર્શાવેલી સંધિ જુઓ :-

**(૧) ખુદા કે ફઝ્લ સે**
**(૨) ઉસ કી લડકી કો આરામ હોગયા.**
**(૩) તો વોહ મિઠાઈ લાઈ.**

પહેલા ભાગ માં ખુદા ના ફઝલ (મહેરબાની) નું વર્ણન કરવામાં આવ્યું છે, એટલે કે ખુદા ની મહેરબાની થઈ.

કેમ મહેરબાની થઈ ? તા'વીઝ ની બરકત થી. એટલે કે મોલ્વી યા'કૂબ નાનોત્વીએ આપેલું તા'વીઝ એવું અસરકારક હતું કે તેના પ્રતાપે ખુદા ની મહેરબાની થઈ. શું મહેરબાની થઈ ? વેશ્યાની છોકરી ને આરામ થઈ ગયો. એટલે કે તેણી બિમારી થી મુક્ત થઈને તંદુરસ્ત થઈ ગઈ. એટલે કે હવે તેણી વેશ્યાગીરી નો હરામ નો ધંધો કરી શકે. શું તે છોકરી સ્વસ્થ થઈને કોઈ મદ્રસા માં મઝહબી શિક્ષણ નો વર્ગ ભણાવવાની હતી ? શું કોઈ ગૃહઉદ્યોગ જેમકે દરજી કામ, એમ્બ્રોયડરી નું કામ કે પાપડવણી ને કમાવવાની હતી ? નહીં, બલ્કે આવારા અને લોફર તત્વોની વાસના તૃપ્ત કરવાની હતી અને થયું પણ તે પ્રમાણે જ. તેણીએ વેશ્યાગીરી નો ધંધો ફરી શરૂ કરી દીધો અને ધૂમ કમાણી શરૂ થઈ ગઈ. છોકરી કમાતી થઈ, એટલે વેશ્યા ની નાણાંભીડ નો અંત આવી ગયો. જેથી મોલાના ના ઉપકાર નો બદલો ચુકવવા મીઠાઈ લાવી. મિઠાઈ લાવવું શક્ય ક્યારે બન્યું ? બીજા અને ત્રીજા નંબરો માં જે સુસંગતતા છે, તે તેનો જવાબ છે **"આરામ હો ગયા, તો મિઠાઈ લાઈ"** બન્ને ભાગ ની વચ્ચે જે **"તો"** શબ્દ છે, તે સ્પષ્ટ વર્ણન કરે છે, કે **આરામ હોગયા** એટલે કે વેશ્યાગીરી નો વ્યવસાય ફરી શરૂ થઈ ગયો **"તો"** એટલે કે દેહવિક્રય ના ધંધા ની આવક શરૂ થઈ, **તો મિઠાઈ લાઈ.** ધારો કે જો આરામ ન થયો હોત તો? એટલે કે ઝનાકારી નો ધંધો ફરી શરૂ ન થઈ શક્યો હોત ? તો શું તેણી મીઠાઈ લઈ આવવાની હતી ? હરગિઝ નહીં. કેમકે ધંધો બંધ હોવાની પરિસ્થિતી માં તો ખાવા પીવાના પણ સાંસા હતા. કેમકે વેશ્યાએ તા'વીઝ માંગતી વખતે સ્પષ્ટ કહેલું કે **"મેરી ગુઝર ઔકાત ઔર ગુઝર બસર ઇસી પર**





**હૈ"** એટલે કે વેશ્યાગીરી ના ધંધા ઉપર જ મારો જીવન નિર્વાહ નિર્ભર છે. એટલે કે તે વેશ્યાનો જેના ઉપર જીવન નિર્વાહ નો આધાર હતો, તે કામ શરૂ થઈ ગયું. વેશ્યાગીરી નો ધંધો શરૂ થવાના જ કારણે તેણી મીઠાઈ લાવી હતી અને થાનવી સાહેબ ના કથન અનૂસાર **અલ્લાહ ના ફઝ્લ થી વેશ્યાગીરી નો ધંધો શરૂ થવાના કારણે મિઠાઈ લઈ આવવું શક્ય બન્યું.** (મઆઝલ્લાહ - સુમ્મા મઆઝલ્લાહ)

**હકીમુલ ઉમ્મત** અને **મુજદ્દિદે મિલ્લત** ના ઉચ્ચ આદરણીય સ્થાને હાઈ-જમ્પ લગાવીને ચડી બેસનાર, જાહિલો ના સરદાર મોલ્વી અશરફ અલી થાનવી ને એટલી પણ જાણકારી નથી કે હરામ કામ અને હરામ વ્યવસાય ના આચરણ બદલ અલ્લાહ નો શુક્ર અદા કરવા માટે શરીઅત નો શું હુક્મ છે ? અને કેટલી ગંભીર બાબત છે ? **"અલ્લાહ કે ફઝ્લ સે"** એ વાક્ય ત્યારે ઉચ્ચારવા માં આવે છે, જ્યારે કોઈ મુસીબત ટળે, અશક્ય કામ શક્ય બને, ગંભીર બાબત સરળ બને અથવા કોઈ કામ માં સફળતા મળે અને આ વાક્ય **"તેહદીષે-નેઅમત"** એટલે કે અલ્લાહ તઆલા ની નેઅમત નો શુક્ર અદા કરવા માટે બોલવામાં આવે છે. પણ હરામ કામ ના આચરણ વખતે આ વાક્ય હરગિઝ ઉચ્ચારવા માં નહીં આવે.

ખાવા પીવાના શિષ્ટાચાર માં થી છે, બલ્કે સુન્નત છે કે ખોરાક જમતી વખતે અને પાણી પીતી વખતે **"બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ"** પઢવું. કોઈ પણ જમવાનું ફળ કે કોઈ પણ હલાલ વસ્તુ ખાતી વખતે અને પાણી, દૂધ, શરબત કે કોઈ પણ હલાલ પીણું પીતી વખતે આપણે **બિસ્મિલ્લાહ** પઢીએં, તે સુન્નત તરીકો છે. પણ જો કોઈ

વ્યક્તિ દારૂ પીતી વખતે **બિસ્મિલ્લાહ** કહે, તો તેવી વ્યક્તિ કાફિર થઈ જશે કેમકે તેણે શરાબ જેવી હરામ વસ્તુ પીતી વખતે **બિસ્મિલ્લાહ** કહીને **અલ્લાહ તઆલા** ના નામ ની તૌહીન કરી છે. એક હવાલો રજૂ છે :-

| |
|---|
| ”وَكَذَالَوْ قَالَ عِنْدَ شُرْبِ الْخَمْرِ وَالزِّنَا بِسْمِ اللّٰهِ“ |
| **ترجمہ :** اوراسی طرح (وہ شخص بھی کافر ہو جائیگا) جس نے بسم اللہ پڑھ کر شراب پی یا زنا کیا۔ |
| **حوالہ :** ”شرح العقائد“، مصنف : علامہ سعدالدین مسعود بن عمر تفتازانی رحمۃ اللہ تعالیٰ علیہ المتوفی ۷۹۱ھ، صفحہ نمبر: ۱۶۱، ناشر مجلس برکات الجامعۃ الاشرفیہ، مبارکپور، (یو۔پی) |

સાતમી સદી હિજરી ના મહાન આલિમ અને શરીઅત ના કાનૂનો ના નિષ્ણાંત **અલ્લામા સઅદુદ્દીન મસઊદ બિન ઉમર તુફ્તાઝાની** ની આધારભૂત, વિશ્વાસનીય અને સર્વમાન્ય કિતાબ **“શરહે અકાઇદ”** ની ઉપરોક્ત ઇબારતે સ્પષ્ટ શબ્દો માં શરીઅત નો હુકમ સંભળાવી દીધો, કે જો કોઈ શખ્સ શરાબ પીતી વખતે અથવા ઝના કરતી વખતે **“બિસ્મિલ્લાહ”** કહે, તો તે ઇસ્લામ ના વર્તૂળ થી બહાર ફેંકાઈ જઈને કાફિર થઈ જશે. ટૂંક માં સ્પષ્ટ હરામ કામ કરતી વખતે જો કોઈ **બિસ્મિલ્લાહ** કહેશે, તો તે કાફિર થઈ જશે.

હવે મહત્વના મુદ્દા પ્રત્યે લક્ષ કેન્દ્રીત કરીએં, કે મોલ્વી કાસિમ નાનોત્વી અને મોલ્વી યા'કૂબ નાનોત્વી ની વર્ણનીય ઘટના માં વેશ્યા ને ઝનાકારી ના ધંધા માટે તા'વીઝ





આપવાના પ્રસંગ માં **“અલ્લાહ ના ફઝ્લ”** ની અપેક્ષા નથી કરવામાં આવી, બલ્કે અલ્લાહ નો ફઝ્લ પ્રાપ્ત થઈ ચુક્યા નું વર્ણન છે. એટલે કે મઆઝલ્લાહ ! અલ્લાહ ના ફઝ્લ થી વેશ્યા નો રંડીબાઝી નો ધંધો ચાલવા લાગ્યો અને થાનવી સાહેબ ના કથન મુજબ વેશ્યા નો દેહવિક્રય નો ધંધો અલ્લાહ ના ફઝ્લ થી શરૂ થઈ ગયો અને આવક ચાલુ થઈ, તો શુક્રિયા માં વેશ્યા મીઠાઈ લાવી. વાંચક મિત્રો શાંત ચિત્તે વિચારે કે, તૌહીદે ખાલિસ ના દાવેદારો અને ઠેકેદારો વહાબી, દેવબંદી અને તબલીગી જમાઅત ના પેશ્વાઓ **“અલ્લાહ કે ફઝ્લ”** નો ઉપયોગ અને ઉચ્ચાર કેટલા ખતરનાક અંદાઝ માં અને કેવા ધૃણાસ્પદ અને વખોડવા પાત્ર આચરણ વખતે કરી રહ્યા છે.

## વેશ્યા ની હરામ ની કમાઈ ની મીઠાઈ

દારૂલ ઉલૂમ દેવબંદ ના સદર મુદર્રિસ અને વહાબી, દેવબંદી અને તબલીગી જમાઅત ના હકીમુલ ઉમ્મત, મોલ્વી **અશરફ અલી થાનવી** ના ઉસ્તાદ મોલ્વી યા'કૂબ નાનોત્વી એ તા'વીઝ આપીને વેશ્યાગીરી નો બંધ પડી ગએલો ધંધો ફરી શરૂ કરાવી દીધો. જેથી તે વેશ્યા ની નાણાભીડ દૂર થઈ અને ધૂમ કમાણી શરૂ થવાના કારણે દુઃખ ના દહાડા હવે સુઃખ ના દિવસો માં પરિવર્તન થઈ ગયા. જેથી પોતાના ઉદાસ દામન ને ખુશીઓ ના મોતીઓ થી ભરી દેવાનો ઉપકાર કરનારા મોલ્વી યા'કૂબ નાનોત્વી ની તા'વીઝ અર્પણ કૃપા નું રૂણ ચુકવવા અને આભાર માનવા તે વેશ્યા મીઠાઈ નો તોહફો લાવી.

પછી શું થયું ? તેની વિગતવાર માહિતી મોલ્વી અશરફ

અલી થાનવી ની કિતાબ **"હિકાયાતે ઔલિયા"** ના શબ્દો માં જોઇએં :-

**"તો વોહ મીઠાઈ લાઈ ઔર સીધી ઉપર મોલાના કે પાસ પહોંચી"** હવે ભોય તળીયે (Ground Floor) મોલ્વી કાસિમ નાનોત્વી પાસે જવાની જરૂર નથી. હવે તો ઉપર વાળા મોલાના થી સીધો સંપર્ક (Direct Contect) થઈ ગયો છે. બહુ ભલા માણસ છે. પ્રેમાળ વર્તન કરનારા અને નરમ સ્વભાવ છે. પહેલી જ મુલાકાત માં લાગણી વ્યક્ત કરીને તા'વીઝ આપી દીધું અને મારો બંધ પડેલો ધંધો ફરીથી શરૂ કરાવી આપ્યો. તા'વીઝ માટેની મારી વિનંતી ને નીચે ના માળ વાળા મોલાના ની જેમ મને અન્ય કોઈની પાસે મોકલેલી નહીં અને મારી વિનંતી નો તરત જ સ્વીકાર કરીને ફટાફટ તા'વીઝ આપી દીધું. આવા સ્નેહાળ ઉપકારક ના દરબાર માં તો કોઈ જાતની રોકટોક વગર પ્રવેશી શકું છું. માટે તેણી કોઈ પણ જાતના સંકોચ કે હિચકિચાટ વગર સટાસટ સીડી ના પગથિયા ચડીને મોલ્વી યા'કૂબ નાનોત્વી ના રૂમ માં પહોંચી ગઈ અને **"હાથ જોડ કર કહા કે હઝરત, આપ કી દુઆ સે મેરી લડકી કો સહેત હોગઈ. યે મીઠાઈ શુક્રિયા મેં લાઈ હૂં. મોલાના ને ફરમાયા : રખ દો. ચુનાંચે વો રખ કર ચલી ગઈ"**

મોલ્વી યા'કૂબ નાનોત્વી વેશ્યા ને જોઈને પાણી પાણી થઈ જતા હતા. રૂપલલના નું આગમન થતાં જ સંમોહિત થઈ જતા હતા અને વેશ્યા ના હાથ ની કઠપુતલી બનીને ચુપચાપ આદેશ નું પાલન કરતા હતા. પહેલી મુલાકાત માં વેશ્યા ને તા'વીઝ આપી દીધું અને બીજી મુલાકાત માં હરામ ની કમાણી ની વેશ્યા મીઠાઈ લાવી, તો અસ્વીકાર કરવાની હામ જ ન



હતી. જેથી પૂંછડી પટપટાવીને સ્વીકાર કરતા કહ્યું કે **"રખ દો"** વેશ્યાગીરી ના હરામ ના ધંધા ની હરામ ની કમાણી ની મીઠાઈ ની ભેટ મુલ્લાજીએ સ્વીકારતાં **"રખ દો"** કહીને સંમતિ આપી એટલે તેણી મીઠાઈ મુકીને ચાલી ગઈ.

**પછી શું થયું ???**

**"મોલાના નીચે તશરીફ લાએ ઔર ફરમાયા : યે હરામ કમાઈ કી હૈ. ઇસ કા ખાના હરામ હૈ."** વાહ ! શું હક ગોઈ છે !!! જ્યારે રંડી મીઠાઈ લઈને ભેટ દેવા આવી, ત્યારે તેણીને એવું ન કહ્યું કે તમારી કમાણી હરામ ની છે અને તારી હરામ ની કમાણી ની મીઠાઈ ખાવી હરામ છે. માટે તારી મીઠાઈ પરત લઈ જા. તારી મીઠાઈ ની ભેટ હૂં સ્વીકારી શકતો નથી. ત્યારે તો જિભડી સિવાઈ ગઈ હતી. મોઢે અલીગઢી તાળું લાગી ગયું હતું. ત્યારે શરીઅત નો હુક્મ વર્ણન કરતાં સંકોચ થયો. કેમકે જ્યારે તે રૂપલલના મીઠાઈ લાવેલી ત્યારે તેણીએ સ્પષ્ટ ખુલાસો કરી દીધેલો, કે આપની દુઆ અને તા'વીઝ ના કારણે મારી છોકરી ને બીમારી દૂર થઈ ગઈ છે અને રંડી બાઝી નો ધંધો હવે ધમધોકાર ચાલે છે, તેની ખુશી અને આભાર માં મીઠાઈ લાવી છું. ત્યારે મોલ્વી યા'કૂબ નાનોત્વી ને હરામ અને હલાલ ના શરીઅત ના કાનૂનો યાદ આવ્યા નહીં. મોઢે સવા મણ નું તાળું લાગી ગયું. **"રખ દો"** સિવાય એક પણ શબ્દ ઉચ્ચારેલ નહીં, પણ જ્યારે રૂપલલના મીઠાઈ મુકીને ચાલી ગઈ, ત્યારે હવે રંડાયા પછીનું ડહાપણ આવ્યું કે મેં હરામ ની કમાણી ની મીઠાઈ ની ભેટ સ્વીકારી લીધી છે, તો હવે પોતાની સફાઈ અને પવિત્રતા નું નાટક ભજવવા નીચે ગ્રાઉન્ડ ફલોર માં મોલ્વી કાસિમ નાનોત્વી પાસે આવીને **પાણી પીધા પછી જાત પુછવું** "

વાળી કહેવત ઉપર અમલ કરીને પોતાની ઠાવકાઈ વ્યક્ત કરતાં હવે શરીઅત નો કાનૂન વર્ણન કરે છે, કે **"ઇસ કા ખાના હરામ હૈ"** શરીઅત નો આ હુક્મ કોને અને ક્યાં સંભળાવી રહ્યા છે ? નીચેના માળે એક મોલ્વી એટલે કે મોલ્વી કાસિમ નાનોત્વી ને સંભળાવી રહ્યા છે. દારૂલ ઉલૂમ દેવબંદ ના સ્થાપક ને સંભળાવી રહ્યા છે. તેને સંભળાવી રહ્યા છે, કે જેને સારી પેઠે જાણકારી છે, કે હરામ ની કમાણી ની વસ્તુ ખાવી હરામ છે. એટલે કે જેને શરીઅત ના આ કાનૂન ની પહેલે થી ખબર છે, તેને સંભળાવી રહ્યા છે અને જેને શરીઅત ના નિયમો ની કશી જાણકારી નહોતી, તે વેશ્યા સમક્ષ તો **ટગર ટગર જોઇને બોલતી બંધ** જેવી પરિસ્થિતી છે. રૂપલલના ના સૌંદર્ય અને શણગાર ના ઝગમગાટ થી આંખો અંજાઈ ગઈ અને પ્રભાવિત તથા સંમોહિત થઈને **મોઢા માં મગ ભરી લીધા** અને શરીઅત નો હુક્મ સંભળાવવા ના બદલે ચુપકીદી સેવી લીધી.

નીચેના માળે આવીને મોલ્વી યા'કૂબ નાનોત્વી એ **કસમય ની વાંસળી ના કઢંગા સૂર લહેરાવતાં** શરીઅત નો હુક્મ વ્યક્ત કરવામાં જે બફાટ અને ભાંગરો વાટ્યો છે, તે વાસ્તવમાં હાસ્યાસ્પદ છે. **"હરામ કમાઈ કી મીઠાઈ ખાના હરામ હૈ"** કહીને જે સ્પષ્ટતા કરી છે, તેમાં મુર્ખાઈ અને બેવકૂફી નું વરવું પ્રદર્શન કરીને **"મુરખ ના માથે શિંગડા નથી હોતા"** વાળી લોકવાયકા ને સમર્થન આપ્યું છે. આ મીઠાઈ હરામ ની કમાણી ની છે. જેથી તેનું ખાવું હરામ છે. આવું કહ્યા બાદ મોલ્વી યા'કૂબ નાનોત્વીએ ભાંગરો વાટી નાખતાં કહ્યું કે **"મસાકીન કા હક હૈ, અગ્નિયા કા હક નહીં જિસ કા દિલ ચાહે લે લે"** એટલે કે હરામ ની કમાણી





ની આ મીઠાઈ ગરીબ અને ભિખારી ખાઈ શકે છે. માલદાર અને અમીર નથી ખાઈ શકતા. જેનો અર્થ એ થયો, કે ગરીબ અને મિસ્કીન લોકો ને હરામ ની વસ્તુ ખાવાની છૂટ છે, માલદાર અને અમીર લોકોને મનાઈ છે. આઘાત જનક બાબત તો એ છે, કે આ નિયમ મોલ્વી યા'કૂબ નાનોત્વીએ સામાન્ય સ્વરૂપે કહેલ છે. કોઈ શરઈ મજબૂરી ના સંજોગ માં છૂટ હોવાનું વર્ણન નથી કર્યું બલ્કે એક સામાન્ય નિયમ રૂપે બફાટ કરી નાખ્યું કે હરામ ની કમાઈ ની વસ્તુ ગરીબ માટે જાઇઝ અને અમીર માટે હરામ છે. મોલ્વી યા'કૂબ નાનોત્વી ના આ ઉચ્ચાર ઉપર જો વિસ્તૃત વિવેચન કરવામાં આવે, તો અનેક પૃષ્ઠો લખાઈ જાય. જેથી તેના પ્રત્યે થી લક્ષ હટાવી ને ફક્ત એટલું જ કહેવાનું કે જેઓની ગણતરી દેવબંદી વિચારધારા ના અગ્રેસર આલિમો માં થાય છે, તેવા દેવબંદી મોટા માથાના આલિમો માં શરીઅત ના કાનૂન ને સમજી શકવાની ગ્રહણ શક્તિ બલ્કે સામાન્ય સમજ (વિવેક બુદ્ધિ/Common Sense) ની પણ સદંતર ઉણપ છે. એક સામાન્ય મુસ્લિમ વ્યક્તિમાં જેટલી સુઝબુઝ હોય છે, તેટલી પણ તેઓમાં નથી.

વાક્ય ના અંત ભાગ માં તો મોલ્વી યા'કૂબ નાનોત્વી એ મુર્ખાઈ ની સરહદ ઓળંગીને કહ્યું કે **"જિસ કા દિલ ચાહે લે લે"** એટલે કે હરામ ની કમાણી ની આ મીઠાઈ ખાવી ગરીબ અને મિસ્કીન માટે હલાલ અને માલદાર માટે હરામ હોવા છતાં **"જિસ કા દિલ ચાહે લે લે"** નો પણ અવકાશ છે. એટલે જો મન માને તો પછી અમીર અને ગરીબ ની કોઈ શરત નથી. મન માનવું જોઇએ. જેનું મન માને તે ખાઈ શકે છે. પછી તે ખાનારો ગરીબ હોય કે અમીર તેમાં કોઈ તફાવત નથી. પ્રશ્ન મન માનવાનો છે. જો મન

માને છે, તો ખાઓ. હવે હલાલ અને હરામ ના નિયમો ની કોઈ મહત્વતા કે અગત્યતા જ બાકી ન રહી. મન માને છે, એ બાબત જ હલાલ ઠરાવવા માટે પૂરતી છે.

**આ ચર્ચા ને અહીં હંગામી વિરામ (Temporary Break) આપીને ગ્યારહવીં શરીફ ની મીઠાઈ અંગે વહાબી, દેવબંદી અને તબલીગી જમાઅત ના લોકોનું મંતવ્ય અને માન્યતા અંગેનો એક હવાલો જોઇએં.**

## ગ્યારહવીં ની મિઠાઈ જમીન માં દફનાવી દો

પીરાને પીર, પીરે દસ્તગીર, સુલ્તાનુલ ઓલિયા, કુત્બુલ અક્તાબ, **હઝરત શૈખ મુહયુદ્દીન, સૈયદ અબ્દુલ કાદિર જીલાની, ગૌષે આઝમ બગદાદી** રદીઅલ્લાહો તઆલા અન્હો ના ઇસાલે સવાબ અર્થે તકસીમ કરવામાં આવતી, હલાલ અને પરસેવા ની પાક કમાણી દ્વારા ખરીદ કરવામાં આવેલી મીઠાઈ અંગે વહાબી, દેવબંદી વર્ગ ના હકીમુલ ઉમ્મત મોલ્વી અશરફ અલી થાનવી એ એવો હુક્મ આપ્યો છે, કે તે મીઠાઈ ખાવી જોઇએં નહીં, બલ્કે તેને જમીન માં દફ્ન કરી દેવી જોઇએં. હવાલો અત્રે રજૂ છે :-

’’ایک صاحب نے سوال کیا کہ اگر گیارہویں کی مٹھائی آئے تو اس کا کیا کرے؟ فرمایا لیکر کہیں دفن کردے اور رد کرنے میں عوام کے اندر اشتعال کا اندیشہ ہے۔‘‘





**حوالہ :**

(۱) ’’کمالات اشرفیہ‘‘، (مولوی اشرف علی تھانوی کے ملفوظات کا مجموعہ)
مرتب : مولوی محمد عیسیٰ الہ آبادی، ناشر: ادارہ تالیفات اشرفیہ، تھانہ بھون، ضلع: مظفرنگر (یو. پی) سن اشاعت: ۱۹۹۵ء، باب: ۱، ملفوظ: ۶۲۸، صفحہ: ۱۵۲

(۲) ’’کمالات اشرفیہ‘‘، (مولوی اشرف علی تھانوی کے ملفوظات کا مجموعہ)
مرتب : مولوی محمد عیسیٰ الہ آبادی، ناشر: مکتبہ تھانوی، دیوبند، ضلع: سہارنپور، (یو. پی)، باب: ۱، ملفوظ: ۶۲۸، صفحہ: ۲۰۹

(۳) ’’کمالات اشرفیہ‘‘، (مولوی اشرف علی تھانوی کے ملفوظات کا مجموعہ)
مرتب : مولوی محمد عیسیٰ الہ آبادی، ناشر: ادارہ تالیفات اشرفیہ، تھانہ بھون، ضلع: مظفرنگر (یو. پی) سن اشاعت: ۱۴۲۷ھ، باب: ۱، ملفوظ: ۶۲۸، صفحہ: ۱۷۶

◙ **ઉપરોક્ત ઉર્દૂ ઇબારત અને હવાલા નો ગુજરાતી અનુવાદ :-**

**“એક જણે સવાલ કર્યો કે જો ગ્યારહવીં ની મીઠાઈ આવે, તો શું કરવું ? ફરમાવ્યુંઃ લઈને ક્યાંક દફ્ન કરી દો અને ઇન્કાર કરવા થી લોકો માં ઉશ્કેરાટ નો ભય છે.”**

**હવાલો :-**

(૧) **“કમાલાતે-અશરફીયા”**, થાનવી સાહેબ નો કથન સંગ્રહ, સંપાદક :- મોલ્વી મુહમ્મદ ઈસા ઇલ્હાબાદી, પ્રકાશક :- ઇદારા તાલીફાતે અશરફીયા, થાનાભવન, જિલ્લો :- મુઝફ્ફરનગર (યુ.પી.), પ્રકાશન વર્ષ :- ઇ.સ. ૧૯૯૫, **બાબ નં. ૧, મલ્ફૂઝ નં. ૬૨૮, પેઇજ નં. ૧૫૨**

(૨) **“કમાલાતે-અશરફીયા”**, પ્રકાશક :- મક્તબા થાનવી, દેવબંદ, (યુ.પી.), **બાબ નં. ૧, મલ્ફૂઝ નં. ૬૨૮, પેઇજ નં. ૨૦૯**

(૩) **"કમાલાતે-અશરફીયા"**, પ્રકાશક :- ઇદારા તાલીફાતે અશરફિયા, થાનાભવન, જિલ્લો :- મુઝફ્ફરનગર (યુ.પી.), પ્રકાશન વર્ષ :- હિ.સ. ૧૪૨૭, બાબ નં. ૧, મલ્ફૂઝ નં. ૬૨૮, પેઇજ નં. ૧૭૬

**"કમાલાતે અશરફિયા"** ની ઉપરોક્ત ઇબારત માં થાનવી સાહેબ ખુલ્લમ ખુલ્લા આદેશ આપી રહ્યા છે, કે **"ગ્યારહવીં ની મિઠાઈ ને જમીન માં દફ્ન કરી દો"** જેનો અર્થ એ થયો, કે આ મિઠાઈ કોઈના પણ ખાવા લાયક નથી એટલે કે ઇન્સાન અને જાનવર કોઈના પણ ખાવા લાયક નથી. જેથીજ તે મિઠાઈ ને જમીન માં દફનાવી દેવાનો આદેશ આપ્યો છે. જમીન માં દફ્ન કરી દેવાનો હુકમ કેટલો ખતરનાક છે, તે જુઓ. એક શખ્સે દૂધ પાક બનાવ્યો. દૂધ પાક ની તપેલી રસોડા ના ફ્લોર ઉપર રાખેલી હતી અને તેનો દોઢ વર્ષ નો વ્હાલ સોયો પુત્ર પાપા-પગલી કરતો કરતો રસોડા માં આવી પહોંચ્યો. બાળક ના શરીર ઉપર એક પણ વસ્ત્ર ન હતું અને બાળક સંપૂર્ણ નગ્ન અવસ્થા માં હતો. બાળક રસોડા માં આવીને દૂધ પાક ની તપેલી પાસે ઉભો રહ્યો અને તેણે અચાનક શૂ... શૂ... કરી નાખી. પૈશાબ ની ધાર સીધી તપેલી માં પડી અને તપેલી માં રાખેલો દૂધ પાક મુત્ર મિશ્રીત થઈને ના-પાક થઈ ગયો, તે દૂધ પાક ઘર નો કોઈ પણ સભ્ય નહીં ખાય. બલ્કે ઘર ની નોકરાણી કે માંગનારા ભિખારી ને પણ ખાવા નહીં આપવામાં આવે. તે નાપાક થઈ ગએલો દૂધ પાક બિલાડી અથવા કૂતરા ને ખવડાવી દેવામાં આવશે. પણ જો તે દૂધ પાક ની તપેલી માં Tik-20 નામ ની માંકડ મારવાની ઝેરી દવા કોઈએ નાખી દીધી અને તે દૂધ પાક ઝેરી અને ઘાતક બની ગયો, તો તે દૂધ પાક હવે કોઈ જાનવર ને પણ ખાવા માટે નહીં આપવામાં આવે, બલ્કે જીવ સૃષ્ટિ ની સલામતી અને તકેદારી રૂપે તે ઝેરી દૂધ પાક ને જમીન માં દફનાવી દેવામાં આવશે.



મોલ્વી અશરફ અલી થાનવીએ **ગ્યારહવીં શરીફ ની મિઠાઈ** ને જમીન માં દફનાવી દેવાનો ફત્વો આપીને બંધ શબ્દો માં એવું દર્શાવવાની કોશિશ કરી છે, કે ગ્યારહવીં શરીફ ની મુબારક ન્યાઝ ની મિઠાઈ કોઈ ઇન્સાન તો શું ? કોઈ જાનવર ને ખાવા ને લાયક નથી.

**પણ......**

વેશ્યા ની હરામ ની કમાણી ની મિઠાઈ માટે દારૂલ ઉલૂમ દેવબંદ ના સદર મુદર્રિસ મોલ્વી યા'કૂબ નાનોત્વી એવું કહી રહ્યા છે, કે વેશ્યાની હરામ ની કમાણી ની મિઠાઈ ગરીબ ખાઈ શકે છે અથવા જેનું મન માને તે પણ ખાઈ શકે છે. કેટલો મોટો વિરાધાભાસ છે ? ગ્યારહવીં શરીફ ની મિઠાઈ ઉપર **કુરઆને મજીદ** ની આયતો અને હદીષ શરીફ માં વર્ણન કરવામાં આવેલી દુઆઓ પઢવામાં આવે છે, તે મિઠાઈ વહાબી, દેવબંદી અને તબલીગી જમાઅત ના હકીમુલ ઉમ્મત મોલ્વી અશરફ અલી થાનવી ના ફત્વા અનૂસાર કોઈ જાનવર માટે પણ ખાવા યોગ્ય નથી, જેથી જમીન માં દફ્ન કરી દેવી જોઇએં પણ પરાયા પુરૂષ ની પથારી ગરમ કરીને કાળુ મોઢું કરીને કરવામાં આવેલી હરામ ની કમાણી ની મિઠાઈ જેનું મન ચાહે તે ખાઈ શકે છે. એક શાયરે કહ્યું છે, કે :-

*ઉલ્ટી સમઝ કિસી કો ભી મેરે ખુદા ન દે,*
*દે મૌત આદમી કો, મગર યે બદ અદા ન દે.*


www.markazahlesunnat.com

**"મુતાલ-એ-બરેલ્વીયત"** નામ ની ફુટપાથ છાપની હલ્કી કક્ષાની કિતાબ ના સંકુચિત દ્રષ્ટિ ધારક અને જુઠાણાઓ ના સરદાર લેખક **મુલ્લા ખાલિદ મેહમૂદ માંચેસ્ટરી** સાહેબ પોતાના અંતર આત્માને ઢંઢોળીને પોતાના પેશ્વાઓ ના જીવન વૃતાંત અને કથન સંગ્રહો ઉપર વિપુલ સંખ્યા માં પ્રકાશિત થતા પુસ્તકો નું બારિકાઈ થી નિરક્ષણ કરીને તેમાં આલેખાએલી અશ્લીલ, બાલિશ, ભ્રષ્ટ અને બિભત્સતા ઉપર આધારિત ધૃણાસ્પદ ઘટનાઓ વાંચીને લજ્જિત (Ashamed) બનીને ભોંઠપ અને શરમ અનુભવી ને **કાચ ના ઘર માં બેસીને કોઈને પથ્થર મારવાની મુર્ખામી ભરી** ચેષ્ટાની કુટેવ તજી દે અને ખાસ કરીને મિલ્લતે ઇસ્લામિયા ના મહાન ઉપકારક, ઇમામે એહલે સુન્નત, મુજદ્દિદે દીનો મિલ્લત, **આશિકે રસૂલ, ઇમામ અહમદ રઝા મુહક્કિક બરેલ્વી** રદીઅલ્લાહો તઆલા અન્હો વિરૂધ્ધ ઘડી કાઢેલા આરોપો, ઢંગધડા વગર ના પાયાહીન આક્ષેપો અને હળાહળ જૂઠાણા ઉપર આધારિત વિરોધી નિવેદનો લખી નાખવાથી પોતાની ફિત્ના જગાડનારી કલમ ની લુચ્ચાઈ ઉપર લગામ લગાવીને નફ્ફટાઈ અને નાલાયકી ની ધૃણાસ્પદ ચેષ્ટાઓ ને સંયમ ની બ્રેક લગાવે અને સ્વંય ને એક મહા કલંકિત વિવેચક તરીકે ઇતિહાસ માં બદનામ અને નામચીન તરીકે ઘોષિત થતો બચાવે, તે જ યોગ્ય અને હીતાવહ છે.

પ્રોફેસર ખાલિદ મેહમૂદ માંચેસ્ટરી ની બહુજ વગોવાએલી અને ચર્ચિત કિતાબ **"મુતાલ-એ-બરેલ્વીયત"** ના જવાબ ની સળંગ પુસ્તક માળા નો સિલસિલો વણથંભે ચાલુ જ રહેશે. (ઇન્શાઅલ્લાહ)

*ન તુમ સદમે હમેં દેતે, ન હમ ફરિયાદ યૂં કરતે,*
*ન ખુલતે રાઝસર બસ્તા, ન યૂં રૂસ્વાઈયાં હોતીં.*





# વહાબી સર્કસ નો જોકર

દરેક સર્કસ માં પ્રેક્ષકોના આનંદ પ્રમોદ અને હાસ્ય વિનોદ ના ફુવારા લહેરાવવા માટે એક જોકર (ડાગલો/ Joker) અવશ્ય રાખવામાં આવે છે. જોકર પોતાની હાસ્યાસ્પદ ચેષ્ટાઓ અને દ્વીઅર્થી બીભત્સ વાણી ના વ્યંગ અને કટાક્ષ યુક્ત ઉચ્ચારણો દ્વારા હાસ્ય, વિનોદ અને આનંદ નું વાતાવરણ સર્જીને પ્રેક્ષકોને પેટભરીને ખૂબ હસાવી અને ખૂશ ખૂશાલ કરીને આનંદિત તથા પ્રફુલ્લિત બનાવે છે.

મોલ્વી અશરફ અલી થાનવી ની હૈસિયત પણ **વહાબી સરકસ** ના જોકર જેવી જ છે. કેમકે મોલ્વી અશરફ અલી થાનવી ના જીવન વૃતાંત અને કથન સંગ્રહો ઉપર આધારિત જે કિતાબો પ્રકાશિત થઈ છે, તેના વાંચન થી મધ્યાંહન ના સુર્ય ની જેમ એ વાસ્તવિકતા ફલિત થાય છે, કે થાનવી સાહેબ પોતાની મહેફિલો માં થતી દિન ચર્ચા માં મઝાક-મસ્તી અને વાણી વિલાસ નો અભિનય કોઈ પણ જાતના સંયમ અને સંકોચ વગર એટલી હદે ભજવતા કે મોટા ભાગે તેઓના કથનો, ઉપદેશો અને દ્રષ્ટાંતો હળાહળ અશ્લીલતા ઉપર આધારિત હોવાના કારણે સંસ્કાર વિહોણા, બાલિશ, ઉટપટાંગ અને અસામાજિક ભાસતા. અર્થહીન તથા બીભત્સ વાણીના દ્વીઅર્થી શબ્દોના ઉચ્ચારણ દ્વારા મઝહબી મસાઇલ અને બાબતો અંગે ની ચર્ચા કરતા હતા અને વ્યંગભર્યા સ્વરે

પ્રશ્નો ના પ્રત્યુત્તરો આપતા હતા. આ એક નક્કર હકીકત અને સચોટ વાસ્તવિકતા છે. જેનો સ્વીકાર થાનવી સાહેબ ના કથનો ના સંગ્રહકે પણ કર્યો છે. જેની ચર્ચા આ કિતાબ ના પ્રારંભિક પૃષ્ઠો માં આપણે કરી ચુક્યા છીએં.

આશ્ચર્ય તો એ વાતનું છે, કે થાનવી સાહેબે કોઈ વ્યક્તિ સાથેની અંગત વાતચીત અથવા ખાનગી સત્સંગ માં કોઈ અશ્લીલ, અર્થહીન કે ઉટપટાંગ વાર્તાલાપ કર્યો હોય અને તે બે (૨) વ્યક્તિ સુધી જ સિમિત હોય અને અન્ય લોકો થાનવી સાહેબ ના આવા ધૃણાસ્પદ વાણી વિલાસ થી અજાણ હોય, પણ થાનવી સાહેબ આવી અંગત ચર્ચાને પોતાની હોંશિયારી, ચતુરાઈ અને બુદ્ધીમતા ની ડંફાશ સ્વરૂપે પોતાની મહેફિલ માં વર્ણન કરતા અને થાનવી સાહેબ ની મહેફિલ માં ઉપસ્થિત બેવકૂફ અને મુર્ખ શ્રોતાઓ તેને સોનેરી કથન અને મહાન ઉપદેશ સ્વરૂપે લખી લેતા અને પછી તેને છાપીને પ્રકાશિત કરતા હતા.

ઉદાહરણ સ્વરૂપે થાનવી સાહેબ નો કથન સંગ્રહ કે જે **“હુસ્નુલ અઝીઝ”** કિતાબ સ્વરૂપે ચાર(૪) ભાગમાં પ્રકાશિત કરવામાં આવેલ છે, તેમાં એક પ્રસંગ લખ્યો છે, કે:-

**“થાનવી સાહેબ નો એક નોકર હતો. તેનું નામ ‘ન્યાઝ’ હતું. ન્યાઝ ના ઘરે એક બાળક નો જન્મ થયો. જેથી તેણે થાનવી સાહેબ ને પુછ્યૂં કે છોકરા નું શું નામ રાખું ? થાનવી સાહેબે કહ્યું કે તારૂં નામ “ન્યાઝ” છે, જેથી તારા છોકરા નું નામ “પ્યાઝ”** (ડુંગળી/Onion) **રાખી દે, કે જેથી બાપ-દિકરા નું નામ હમવઝન કાફિયા** (અનુપ્રાસ) **થઈ જાય.”** થાનવી સાહેબ આ વાર્તાલાપ પોતાના ઘરકામ ના નોકર સાથે પોતાના ઘરે કરેલ, પણ પોતે અતિચતુર અને હોશિયાર છે, તેવી ડંફાશ મારવાના આશય થી ઘર માં નોકર સાથે કરેલી વાત ની ચર્ચા પોતાની મહેફિલ માં કરી. આવી અર્થહીન, ઉટપટાંગ, નિરૂપયોગી, બાલિશ, નીચ, હલકટ, તુચ્છ, બેહૂદા, અશ્લીલ, બીભત્સ અને ગતાગમ વિનાની વાતો થાનવી સાહેબ ના જીવન વૃતાંત અને કથનો ઉપર આધારિત કિતાબો માં એટલી વધુ પ્રમાણ માં છે, કે જો તે વાતોને એકઠી કરીને છાપવામાં આવે, તો એક દળદાર પુસ્તક બની જાય.

ઉપરાંત, થાનવી સાહેબે બે (૨) લગ્ન કરેલા, પણ લગ્ન જીવન ના સુખદ ફળ સ્વરૂપે સંતાન પ્રાપ્તિ થી વંચિત હતા. બે-બે શાદી કર્યા છતાં થાનવી સાહેબ **“વાંઝયા”** (Childless, Barren/નિઃસંતાન) હતા. લગ્ન જીવન ની બન્ને મેચો માં થાનવી સાહેબ ‘ઝીરો’ માં આઉટ થઈ ગએલા. જો કે થાનવી સાહેબે સંતાન પ્રાપ્તિ માટે ઘણા ફાંફા મારેલા. પોતાની બેગમ ને લઈને ડોક્ટરો, હકીમો અને વૈદો ના પગથિયા ઘસી નાખ્યા. પણ હાય.... અફસોસ..... કે સંતાન સુખ પ્રાપ્ત ન થયું. વાંઝયા જ રહ્યા. સંતાન ન હોવાનું કારણ ડોક્ટરો ના નિદાન મુજબ જાણી નથી શકાયું કે ખોટ અને ખામી થાનવી સાહેબ માં હતી કે બન્ને બેગમ માં હતી. જો કે ખામી થાનવી સાહેબ માં હોવાની શક્યતા વધુ છે. કેમકે વાસના શાસ્ત્ર ના નિષ્ણાતો (Sexologist) ના મંતવ્ય પ્રમાણે અનુભવ સિધ્ધ બાબત એ છે, કે જે શખ્સ માં સંભોગ શક્તિ

(Intercourse Power) ની ઉણપ હોય છે, તેવા શખ્સ ને વિષય વાસના (Sexual Copulation) ના વિચારો વધુ પ્રમાણ માં આવે છે અને તે પોતાની દરરોજ ની સામાન્ય વાતચીત દરમિયાન તે વિચારો ચૈનકૈન પ્રકારે વ્યક્ત કરે છે. કોઈ પણ બાબત ની સમજણ પાડવા કે સમજાવવા માટે તે અશ્લીલ દ્રષ્ટાંતો આપે છે. ઉપરાંત, તેવો શખ્સ જ્ઞાન અને સાહિત્ય ની સભાઓમાં પણ બીભત્સ, બાલિશ અને અર્થહીન ચર્ચા કરવામાં પણ લેશમાત્ર શરમ અને સંકોચ નથી અનુભવતો, બલ્કે આવી અસંસ્કારી વાણી ઉચ્ચારવામાં પોતાની કુનેહ, સુઝબુઝ અને હાજર જવાબી ની હોશિયારી સમઝે છે. પરિણામ એ આવે છે, કે તેના ધાર્મિક અને સામાજિક માનમોભા થી પ્રભાવિત લોકો તેની રૂબરૂ માં તો કંઇજ નથી કહેતા. ન કોઈ અણગમો કે વિરોધ વ્યક્ત કરે છે, કે તેને આવી ઉટપટાંગ વાતચીત થી વિમુખ રહેવાની સલાહ આપે છે, પણ મનમાં તો તે શખ્સ ની વિકૃત માનસિકતા નો અંદાઝો જરૂર લગાવી લે છે, કે આ મહાશય કઈ કક્ષા ની વિચાર વૃતિ ધરાવે છે.

વહાબી, દેવબંદી અને તબલીગી જમાઅત ના કહેવાતા હકીમુલ ઉમ્મત **મોલ્વી અશરફ અલી થાનવી** સાહેબ ઉપરોક્ત વર્ણનીય માનસિકતા અને વિકૃતા ની વિચાર વૃતિ માં અગ્રેસરતા નું સ્થાન ધરાવતા હતા અને પોતાની મહેફિલો માં ઉટપટાંગ બકવાસ કરીને મુર્ખતાનું વરવું પ્રદર્શન કરતા હતા અને તેની મહેફિલ માં ઉપસ્થિત મુર્ખના સરદારો એવા શ્રોતાઓ અને ચમચાઓ તેને સોનેરી કથનો સ્વરૂપે સંગ્રહીને પ્રકાશિત કરતા હતા. વાંચકો ના રોમાંચ અને આનંદ ના આશય થી અમુક ઉદાહરણો અત્રે પ્રસ્તુત છે.





## લોકો ની માન્યતા ગધેડા ના ગુપ્ત અંગ સમાન

મુસ્લિમ જન સમુદાય કે જેને ઉર્દુ માં **"આમ્મતુલ મુસ્લેમીન"** અથવા **"અવામ"** એટલે કે સામાન્ય મુસ્લિમો કહેવામાં આવે છે, તેની સંખ્યા ગણતરી બહાર ની છે. અવામ એટલે કે અજ્ઞાન લોકો એટલે કે જે લોકોએ ધાર્મિક શિક્ષણ પ્રાપ્ત નથી કર્યું, તેવા લોકો શિક્ષણ ની બાબત માં અવશ્ય નબળા ભલે હોય પણ દીને ઇસ્લામ પ્રત્યેની તેઓની માન્યતા, શ્રધ્ધા અને વિશ્વાસ અતિ ગાઢ અને મઝબૂત હોય છે. તેઓની ધર્મ પ્રત્યેની આસ્થા અને ગાઢ વિશ્વાસ જ તેઓની ઇસ્લામ ધર્મ ની ચુસ્તતા અને અડગતાનું મહત્વનું પાસું અને ભાથું છે. સામાન્ય મુસ્લિમ જનસમુદાય ના એતકાદ એટલે કે શ્રધ્ધા, વિશ્વાસ અને માન્યતા ની હાંસી અને મજાક ઉડાવી ને થાનવી સાહેબે લોકોના એતકાદ એટલે કે માન્યતાની ગધેડા ના ગુપ્ત અંગ (લિંગ=Penis) સાથે સરખામણી કરી છે :-

"عوام کا اعتقاد ہے ہی کیا چیز ؟ ہمارے حضرت مولانا محمد یعقوب صاحب رحمۃ اللہ علیہ اس اعتقاد کی ایک مثال بیان فرمایا کرتے تھے، ہے تو فحش مگر ہے بالکل چسپاں، فرمایا کرتے تھے کہ عوام کے عقیدہ کی بالکل ایسی حالت ہے کہ جیسے گدھے کا عضو مخصوص، بڑھے تو بڑھتا ہی چلا جائے اور غائب ہو تو بالکل پتہ ہی نہیں۔ واقعی عجیب مثال ہے۔"

**حوالہ :**

(۱) ''الافاضات الیومیہ من الافاضات القومیہ''، از: مولوی اشرف علی تھانوی، جلد دوم، قسط دوم، مسلسل ترتیب کی قسط نمبر: ۷، ملفوظ نمبر: ۳۴۴، اوپر کا صفحہ نمبر: ۱۹۱، نیچے کا صفحہ نمبر: ۷۹، ناشر: مکتبۂ دانش، دیوبند، یوپی، سن طباعت: ۱۹۸۸ء۔ ۱۴۰۸ھ۔

(۲) ''الافاضات الیومیہ من الافاضات القومیہ''، از: مولوی اشرف علی تھانوی، جلد دوم، حصہ سوم، ملفوظ نمبر: ۴۰۸، صفحہ نمبر: ۲۹۲، ناشر: مکتبۂ دانش، دیوبند، ضلع: سہارنپور، یوپی، سن طباعت: دسمبر ۱۹۹۹ء۔

(۳) ''حسن العزیز''، از: مولوی اشرف علی تھانوی، جلد سوم، حصہ سوم، قسط نمبر: ۱۴، اوپر کا صفحہ نمبر: ۲۶، نیچے کا صفحہ نمبر: ۵۰۶، ناشر: مکتبہ تالیفات اشرفیہ، تھانہ بھون، ضلع مظفرنگر، یوپی۔

(۴) ''ملفوظات حکیم الامت'' جلد: ۱۹، میں شامل کتاب ''حسن العزیز''، جلد سوم، صفحہ نمبر: ۳۱۸، ناشر: ادارہ اشرفیہ، دیوبند، یوپی، سن طباعت: مئی ۲۰۱۱ء۔

▣ **ઉપરોક્ત ઉર્દુ ઇબારત અને હવાલા નો ગુજરાતી અનુવાદ :-**

**"અવામ નો એતકાદ (સામાન્ય લોકોની માન્યતા) શું ચીઝ છે ? અમારા હઝરત મૌલાના મુહમ્મદ યા'કૂબ સાહેબ રહેમતુલ્લાહે અલૈહે આવા એતકાદ માટે એક ઉદાહરણ વર્ણન કરતા હતા. આ ઉદાહરણ છે તો અશ્લીલ પણ બરાબર ફીટ છે. ફરમાવતા હતા કે અવામ ના અકીદા**





**ની બિલ્કુલ એવી હાલત છે કે જાણે ગધેડા નું ખાસ અંગ (લિંગ), વધે તો વધતો જ જાય અને અદ્રશ્ય થાય તો બિલ્કુલ પતોજ ન લાગે. સાચે જ અજીબ ઉદાહરણ છે."**

**હવાલો :-**

(૧) **"અલ-ઇફાદાતિલ-યવમિયા-મિનલ-ઇફાદાતિલ-કવમિયા"**, થાનવી સાહેબ નો કથન સંગ્રહ, સંપાદક:- મક્તબા દાનિશ - દેવબંદ (યુ.પી.) પ્રકાશન વર્ષ:- ઇ.સ. ૧૯૮૮ પ્રમાણે હિ.સ. ૧૪૦૮, **જિલ્દ નં. ૨, કિસ્ત નં. ૨, સળંગ કિસ્ત નં. ૭, મલ્ફૂઝ નં. ૩૪૪, ઉપર ના પેઇજ નં. ૧૯૧, નીચે ના પેઇજ નં. ૭૯**

(૨) **"અલ-ઇફાદાતિલ-યવમિયા-મિનલ-ઇફાદાતિલ-કવમિયા"**, થાનવી સાહેબ નો કથન સંગ્રહ, પ્રકાશક:- મક્તબા દાનિશ - દેવબંદ (યુ.પી.) પ્રકાશન વર્ષ:- ઇ.સ. ૧૯૯૯, **જિલ્દ નં. ૨, હિસ્સા નં. ૩, મલ્ફૂઝ નં. ૪૦૮, પેઇજ નં. ૨૯૨**

(૩) **"હુસ્નુલ-અઝીઝ"**, થાનવી સાહેબ નો કથન સંગ્રહ, પ્રકાશક :- મક્તબા તાલીફાતે અશરફીયા, થાનાભવન, જિલ્લો :- મુઝફ્ફરનગર (યુ.પી.) **જિલ્દ નં. ૩, હિસ્સા નં. ૩, કિસ્ત નં. ૧૪, ઉપર ના પેઇજ નં. ૨૬, નીચે ના પેઇજ નં. ૫૦૬.**

(૪) **"મલ્ફૂઝાતે-હકીમુલ ઉમ્મત"**, પ્રકાશક :- ઇદારા અશરફીયા, દેવબંદ, (યુ.પી.), પ્રકાશન વર્ષ :- મે, ૨૦૧૧, **જિલ્દ નં. ૧૯** માં સમાવિષ્ટ કિતાબ **"હુસ્નુલ અઝીઝ" જિલ્દ નં. ૩, પેઇજ નં. ૩૧૮**

**દરેક યુગ માં અવામુન્નાસ એટલે કે સામાન્ય જન સમુદાય (Common Public) નો પુખ્તા અકીદો એટલે કે**

પાકી શ્રધ્ધા જ તેઓને દીને ઇસ્લામ ઉપર અડગતા થી ટકાવી રાખે છે. અવામ માટે તેનો અકીદો એટલે કે ઈમાન જ સર્વે સર્વા છે. ઈમાન ની રક્ષા ખાતર તે પોતાના પ્રાણ ન્યોછાવર કરવામાં પણ કોઈ સંકોચ નથી કરતો. દીને ઇસ્લામ ને દિલ ની અતૂટ શ્રધ્ધા થી માનવું બલ્કે ઇસ્લામ માટે તન-મન-ધન બલ્કે સર્વત્ર કુરબાન કરી દેવું ફક્ત અવામ ના સાચા અકીદા ના પ્રતાપે જ છે. ઇસ્લામ ના અનુયાયીઓ બે (૨) પ્રકાર માં વહેંચાએલા છે. (૧) ખવાસ અને (૨) અવામ. ખવાસ એટલે કે ખાસ લોકો એટલે કે આલિમો, સૂફિઓ, મુફ્તીઓ વગેરે દીને ઇસ્લામ ના કાનૂનો ના જાણકાર અને નિષ્ણાંતો કે જેઓ મઝહબી પેશ્વા અને માર્ગદર્શક ની હૈસિયત ધરાવે છે. આવા ખવાસ એટલે કે ખાસ લોકોની સંખ્યા અવામ ની સરખામણી માં બહુજ ઓછી છે, બલ્કે **લોટ માં નમક ની માત્રા** સમાન છે. અવામ એટલે કે દીને ઇસ્લામ ના શિક્ષણ થી વંચિત અને અજાણ. તેવા લોકોની સંખ્યા અતિ વિશાળ છે અને તેને ગણતરી માં લાવવું શક્ય નથી. આટલા બધા અસંખ્ય મુસ્લિમો ના અકીદા ને થાનવી સાહેબ **ગધેડા ના ગુપ્ત અંગ થી સરખાવી રહ્યા છે.** અને પોતાની છિછકલી, ઉછાછળી, આછકલી અને છટ વાત ને યોગ્ય, સ્વીકાર્ય અને આધારભૂત પુરવાર કરવા માટે **દારૂલ ઉલૂમ-દેવબંદ** ના સદરૂલ મુદર્રેસીન (પ્રિન્સીપલ) મોલ્વી યા'કૂબ નાનોત્વી નો હવાલો આપી રહ્યા છે. આ મોલ્વી યા'કૂબ નાનોત્વી નું વર્ણન અગાઉ ના પૃષ્ઠો માં આવી ચુક્યું છે, કે તેમણે એક વેશ્યાનો બંધ પડી ગએલો ધંધો પુનઃચાલુ કરવા તા'વીઝ આપેલું.

થાનવી સાહેબે સામાન્ય જનસમુદાય ના સમગ્ર મુસ્લિમ લોકો ના અકીદા માટે જે હલકટ, ધૃત અને ગંદુ ઉદાહરણ





આપ્યું છે, તેને મોલ્વી યા'કૂબ નાનોત્વી થી સબંધિત કરેલ છે. પહેલી વાત તો એ કે મોલ્વી યા'કૂબ નાનોત્વી એ આવું ગંદુ દ્રષ્ટાંત આપ્યું છે કે નહીં ? બની શકે કે થાનવી સાહેબે પોતાના માથે થી ભાર ઉતારી નાખવાના દ્રુષ્ટ આશય થી ટાઢા પહોર ની ગપ હાંકી દીધી હોય અને જો વાસ્તવમાં મોલ્વી યા'કૂબ નાનોત્વી એ આવું કહ્યું છે, તો શું મોલ્વી યા'કૂબ નાનોત્વી ના કહેવાથી આવી અસંસ્કારી અને હલકટ વાત યોગ્ય પુરવાર થએલી ગણાશે ? હરગિઝ નહીં, બલ્કે મામલો ગંભીર સ્વરૂપે ગુંચવાઈ ગયો. કેમકે થાનવી સાહેબે આવા અશ્લીલ ઉદાહરણ સામે થનારા હોબાળા થી બચવા માટે મોલ્વી યા'કૂબ નાનોત્વી નું નામ ઢાલ સ્વરૂપે આગળ ધર્યું. પણ તે ઢાલ સડી ગએલા ચામડાની હતી અને એક જ પ્રહાર માં ફાટી ને ચીંથરા ચીંથરા થઈ ગઈ.

થાનવી સાહેબ પોતાની સાથે પોતાના ઉસ્તાદ મોલ્વી યા'કૂબ નાનોત્વી ને પણ લઈને ડુબ્યા. મુસ્લિમ લોક સમુદાય માટે આવા બીભત્સ અને હલકટ ઉદાહરણ માટે થાનવી સાહેબે પોતાના ઉસ્તાદ મોલ્વી યા'કૂબ નાનોત્વી નો હવાલો આપીને તેઓને તો લોક લાગણી દુભાવવાના આરોપી બનાવ્યા. પણ સ્વંય ને પણ આરોપી ના પાંજરા માં સાલવી (ફસાવી) દીધા. કેમકે જો થાનવી સાહેબ ના કહેવા મુજબ આ ગંદુ ઉદાહરણ મોલ્વી યા'કૂબ નાનોત્વી એ આપ્યું છે, તો તેનું પુનરાવર્તન કરવાની થાનવી સાહેબ ને શું જરૂરત હતી ? જેનો અર્થ એ થયો કે આ ઉદાહરણ ને થાનવી સાહેબ પણ યોગ્ય સમજી રહ્યા છે. અને તેના યોગ્ય હોવાના પુરાવા સ્વરૂપે મોલ્વી યા'કૂબ નાનોત્વી નો હવાલો આપીને સ્વંય ને સાપ ની નીચે ઉછરેલો વિંછી પુરવાર કરી રહ્યા છે.

ટૂંક માં થાનવી સાહેબે **અસંખ્ય મુસ્લિમો ના ઈમાન ની મશ્કરી, ઠેકડી અને હાંસી ઉડાવી** ને લોકોના અકીદાની સરખામણી ગધેડા ના ગુપ્ત અંગ સાથે કરીને પોતાની વિકૃત માનસિકતા અને વિષય વાસના થી ખરડાએલી વિચારધારા નો પુરાવો વ્યક્ત કર્યો છે. થાનવી સાહેબ ને વિકૃત વાસના (Sex Mania) ની ઘૃણાસ્પદ કુ:ટેવ અને દરેક બાબત માં અશ્લીલ વાણી વિલાસ ની બકબક કરવાનો એવો ચેપી રોગ લાગૂ પડી ગએલો કે તેઓની મતિ બહેર મારી ગઈ હતી. જેથી જ કોઈને ઉપદેશ કે ઠપકો આપતી વખતે જે હલકી કક્ષાની અસંસ્કારી વાણી ઉચ્ચારતા હતા, તેના કારણે અન્યને ઉતારી પાડવા માટે પોતાનું પણ નાક કપાવતા હતા.

## આવ માદા....નર આવી ગયો

એવી રોજિંદી દિન ચર્યા અને સામાન્ય બોલચાલ કે વાર્તાલાપ કે જેને વિષય વાસના ની બાબત થી સીધી કે આડકતરી રીતે કોઈ સબંધ કે સંદેહ પણ ન હોય, એવી સામાન્ય વાતચીત માં પણ થાનવી સાહેબ વિષય વાસના નો મુદ્દો તાણી-ખેંચીને પણ લઈ આવતા.

ایک مولوی صاحب تین بجے والی گاڑی سے حاضر ہوئے، حضرت والا کے دریافت فرمانے پر عرض کیا کہ ایک مناظرہ کے سلسلہ میں دہلی جانا ہوا تھا، وہاں سے واپس آرہا ہوں، دریافت فرمایا کہ کیا مناظرہ آریوں سے تھا؟ عرض کیا کہ غیر مقلدوں سے، پوچھا پھر کیا ہوا؟ عرض کیا کہ وہ آمادہ ہی نہیں ہوئے، مزاحاً فرمایا کہ آپ کو اعلان کردینا تھا کہ آ۔ مادہ، نر آگیا۔







**حوالہ :**

(۱) ''الافاضات الیومیہ من الافاضات القومیہ'' (ملفوظات حکیم الامت)، از: مولوی اشرف علی تھانوی، جلد دوم، قسط پنجم، مسلسل ترتیب کی قسط نمبر: ۱۰، ملفوظ نمبر: ۸۲۶، اوپر کا صفحہ نمبر: ۴۷۰، نیچے کا صفحہ نمبر: ۲۲، ناشر: مکتبۂ دانش، دیوبند، یوپی، سن طباعت: ۱۹۸۸ء۔ ۱۴۰۸ھ۔

(۲) ''الافاضات الیومیہ من الافاضات القومیہ'' (ملفوظات حکیم الامت)، از: مولوی اشرف علی تھانوی، جلد دوم، حصہ چہارم، ملفوظ نمبر: ۳۳۴، صفحہ نمبر: ۲۶۵، ناشر: مکتبۂ دانش، دیوبند، ضلع: سہارنپور، یوپی، سن طباعت: دسمبر ۱۹۹۹ء

◙ ઉપરોક્ત ઉર્દુ ઇબારત અને હવાલા નો ગુજરાતી અનુવાદ :-

**"એક મોલ્વી સાહેબ ત્રણ (૩) વાગ્યા ની ગાડી થી આવ્યા. હઝરત સાહેબે પુછ્યું તો કહ્યું કે એક મુનાઝરા ના અનુસંધાને દિલ્હી જવાનું થયુ હતું, ત્યાંથી પરત આવી રહ્યો છું. હઝરતે પુછ્યું કે શું મુનાઝરો આર્ય સમાજવાળાઓ ની સામે હતો ? કહ્યું કે ગૈર-મુકલ્લિદો ની સામે હતો. હઝરતે પુછ્યું કે પછી શું થયું ? અર્ઝ કરી તેઓ આમાદા (તૈયાર) ન થયા. રમૂજ માં ફરમાવ્યું કે તમારે ઐલાન કરી દેવો હતો કે આવ માદા....નર આવી ગયો"**

**હવાલો :-**

(૧) **"અલ-ઇફાદાતિલ-યવમિયા-મિનલ-ઇફાદાતિલ-કવમિયા"**, થાનવી સાહેબ નો કથન સંગ્રહ, પ્રકાશક:-

મક્તબા દાનિશ - દેવબંદ (યુ.પી.) પ્રકાશન વર્ષઃ- ઇ.સ. ૧૯૮૮ પ્રમાણે હિ.સ. ૧૪૦૮, **જિલ્દ નં. ૨, કિસ્ત નં. ૫, સળંગ કિસ્ત નં.૧૦, મલ્ફૂઝ નં. ૮૨૬, ઉપર ના પેઇજ નં. ૪૭૦, નીચે ના પેઇજ નં. ૨૨**
(૨) **"અલ-ઇફાદાતિલ-યવમિયા-મિનલ-ઇફાદાતિલ-કવમિયા"**, થાનવી સાહેબ નો કથન સંગ્રહ, પ્રકાશકઃ- મક્તબા દાનિશ - દેવબંદ (યુ.પી.) પ્રકાશન વર્ષઃ- ડિસેમ્બર, ઇ.સ. ૧૯૯૯, **જિલ્દ નં. ૨, હિસ્સા નં. ૪, મલ્ફૂઝ નં. ૩૩૪, પેઇજ નં. ૨૬૫**

સીધી સાદી બાબત અને સામાન્ય વાતચીત હતી, કે એક મોલ્વી સાહેબે મોડી રાત્રે આવીને થાનવી સાહેબ ને માહિતી આપી કે ગૈર-મુકલ્લિદ (એહલે હદીષ) લોકો મુનાઝરા માટે **"આમાદા"** એટલે કે તૈયાર, સજ્જ ન થયા. મોલ્વી સાહેબ નું વાક્ય **"આમાદા નહીં હુએ"** માં વિષય વાસના ને લગતી કોઈ બાબત નો પરોક્ષ કે પ્રત્યક્ષ ઉલ્લેખ બલ્કે સંકેત પણ ન હતો. લોકોની રોજિંદી વાતચીત માં ઉપયોગ થતું વાક્ય હતું. પણ થાનવી સાહેબ જેમનું નામ..... તેઓને તો દરેક બાબત માં અને દરેક વાત માં **દૂધ માં પૂળા** ની જેમ વાસના વિષય નો મુદ્દો શોધી કાઢવાની ટેવ, બલ્કે ધૂન સવાર હતી. આ વાક્ય માં પણ થાનવી સાહેબે પોતાનો મનપસંદ અને પ્રિય મુદ્દો શોધી કાઢ્યો. વાક્ય નો પહેલો ભાગ **"આમાદા"** એટલે કે તૈયાર થવું કે સજ્જ થવું (Ready, Prepare) ને બે (૨) ભાગ માં વહેંચી નાખ્યો. "આમાદા" ને



**"આ"** એટલે કે આવીજા અને **"માદા"** એટલે કે સ્ત્રી. એટલે **"એ સ્ત્રી, આવી જા"** શા માટે આવે ? એટલા માટે કે **"નર આ ગયા"** એટલે કે પુરૂષ આવી ગયો. એટલે કે એ ઔરત ઝાત ! અહીં તહીં ધ્યાન કેન્દ્રીત ન કર, મારા પ્રત્યે પ્રયાણ કર. તારા દિલ ના અરમાનો પુરા કરવા માટે મર્દ આવી ગયો. માટે આવીજા.... આવીજા.

ઉપરાંત, આવા અસંસ્કારી વાક્ય માટે થાનવી સાહેબે દિલ્હી થી આવનારા મોલ્વી સાહેબ ને કહ્યું કે **"આપ કો ઐલાન કર દેના થા"** એટલે કે તમારે જાહેરાત કરી દેવી હતી. ઢંઢોરો પીટી દેવો હતો કે **"આવી જા માદા....નર આવી ગયો"** એટલે કે લજ્જા અને શરમ ને નેવે મુકીને ખુલ્લમ ખુલ્લા બેહયાઈ અને બેશરમી નું વરવું પ્રદર્શન કરીને જાહેરાત કરી દેવી હતી કે **"એ નર ની ઇચ્છુક માદા, તારો નર આવી ગયો"** તારી મન ની ઇચ્છા પૂરી કરીને તને તૃપ્ત કરનારો રંગીલો અને બાંકો નર આવી ગયો. માટે આવી...જા....સમાઈ જા.

થાનવી સાહેબ ની પ્રકૃતિ જ એવી હતી, કે દરેક વાત અને બાબત માં **સડેલા મગજ ની ઉપજ** સમાન વિષય વાસનો મુદ્દો શોધી જ કાઢતા હતા. થાનવી સાહેબ ની મહેફિલ માં અશ્લીલ વાર્તાલાપ, બીભત્સ વાતચીત કે હલકટ ચર્ચા કરવામાં કોઈ પણ જાતની શરમ કે સંકોચ રાખવામાં નહોતો આવતો. ખૂદ થાનવી સાહેબે તેનો એકરાર કર્યો છે, કે :-

# મઝાક મસ્તી બલ્કે અશ્લીલ વાતો થી પણ નફરત નથી

فرمایا کہ مجھے خدا جانتا ہے، ذرا سی بات بھی فضول ہوتو اس سے نہایت انقباض ہوتا ہے، بلکہ ہنسی مذاق یہاں تک کہ فحش تک سے بھی چاہے وہ عقلاً منکر ہو لیکن اس سے انقباض نہیں ہوتا، اور پھر سب فضول باتوں میں بھی اتنی ناگواری نہیں ہوتی جتنی ان فضولیات میں جن کو کہنے والا خود بھی سمجھے کہ یہ فضولیات ہیں۔

**حوالہ :**

(۱) ''کمالات اشرفیہ'' (مولوی اشرف علی تھانوی کے ملفوظات کا مجموعہ)، مرتب: مولوی محمد عیسیٰ الہٰ آبادی، ناشر: ادارۂ تالیفات اشرفیہ، تھانہ بھون، ضلع: مظفر نگر (یوپی)، سن طباعت: ۱۹۹۵ء، باب دوم، ملفوظ نمبر: ۱۸۶، صفحہ نمبر: ۳۷۹

(۲) ''کمالات اشرفیہ'' (مولوی اشرف علی تھانوی کے ملفوظات کا مجموعہ)، مرتب: مولوی محمد عیسیٰ الہٰ آبادی، ناشر: ادارۂ تالیفات اشرفیہ، تھانہ بھون، ضلع: مظفر نگر (یوپی)، سن طباعت: ۱۴۲۷ھ، باب دوم، ملفوظ نمبر: ۱۸۶، صفحہ نمبر: ۴۲۹

(۳) ''کمالات اشرفیہ'' (مولوی اشرف علی تھانوی کے ملفوظات کا مجموعہ)، مرتب: مولوی محمد عیسیٰ الہٰ آبادی، ناشر: مکتبہ تھانوی، دیوبند، ضلع: سہارنپور (یوپی)، باب دوم، ملفوظ نمبر: ۱۸۱، صفحہ نمبر: ۴۹۹





▣ ઉપરોક્ત ઉર્દુ ઇબારત અને હવાલાઓ નો ગુજરાતી અનુવાદ :-

**"ફરમાવ્યું કે મને ખુદા જાણે છે. થોડીક વાત પણ વ્યર્થ હોય, તો તેનાથી અત્યંત "ઇન્કેબાઝ" થાય છે. પણ હંસી-મઝાક ત્યાં સુધી કે અશ્લીલ પણ ભલે હોય, પછી તે સુઝ સમજ માં અસ્વીકાર્ય હોય, તેનાથી "ઇન્કેબાઝ" નથી થતું. અને પછી બધી વ્યર્થ વાતો પણ એટલી બધી અસહ્ય નથી હોતી, જેટલી તે વ્યર્થ વાતો કે ખૂદ કહેનારો પણ સમજતો હોય કે મારી આ વાત વ્યર્થ છે.**

**હવાલો :-**

(૧) **"કમાલાતે-અશરફીયા"**, થાનવી સાહેબ નો કથન સંગ્રહ, સંપાદક :- મોલ્વી મુહમ્મદ ઈસા ઇલ્હાબાદી, પ્રકાશક :- ઇદારા તાલીફાતે અશરફીયા, થાનાભવન, જિલ્લો :- મુઝફ્ફરનગર (યુ.પી.), પ્રકાશન વર્ષ :- ઇ.સ. ૧૯૯૫, **બાબ નં. ૨, મલ્ફૂઝ નં. ૧૮૬, પેઇજ નં. ૩૭૯**

(૨) **"કમાલાતે-અશરફીયા"**, પ્રકાશક :- ઇદારા તાલીફાતે અશરફીયા, થાનાભવન, (યુ.પી.), પ્રકાશન વર્ષ :- હિ.સ. ૧૪૨૭, **બાબ નં. ૨, મલ્ફૂઝ નં. ૧૮૬, પેઇજ નં. ૪૨૯**

(૩) **"કમાલાતો-અશરફીયા"**, પ્રકાશક :- મક્તબા થાનવી, દેવબંદ, જિલ્લો :- સહારનપૂર (યુ.પી.), **બાબ નં. ૨, મલ્ફૂઝ નં. ૧૮૧, પેઇજ નં. ૪૯૯**

ઉપરોક્ત ફકરા ને સારી પેઠે અને બરાબર સમજવા માટે ફકરા માં આવેલા શબ્દ **"ઇન્કેબાઝ"** શબ્દ નો અર્થ વિવિધ શબ્દકોશ દ્વારા જાણીએ, ત્યારબાદ ફકરાનો સાચો અર્થ સમજીએં.

▣ **ઇન્કેબાઝ** (اِنْقِبَاض) આ શબ્દ મૂળ અરબી શબ્દ છે.

(હવાલો :- **ફિરોઝુલ્લુગાત**, પેઇજ નં. ૧૩૧)

આ શબ્દ નો અર્થ ઉર્દુ ડીક્ષનેરી માં નીચે પ્રમાણે નિર્દેશિષ્ટ છે :-

⊙ **સુકડના** ⊙ **રૂકના** ⊙ **ગિરફ્તગી** ⊙ **કબ્ઝ** અને ⊙ **બસ્તગી** ⊙ ઉપરાંત ⊙ **તંગી** ⊙ **હિચકિચાટ** ⊙ **તશવીશ** ⊙ **શરમ** ⊙ **હયા** થાય છે.

▣ **ઇન્કેબાઝ** (اِنْقِبَاض) આ શબ્દ ના અંગ્રેજી અર્થ નીચે મુજબ થાય છે :-

⊙Contraction ⊙ Shyness **અને** ⊙ Hesitation **ઉપરાંત** ⊙Retention ⊙Constipation **નો અર્થ પણ થાય છે.**

(હવાલો :- Urdu-English-Urdu Dictionary, by :- Dr. A. Haqe Page - 690)

✪ સામાન્ય રીતે ઉર્દુ ભાષા માં **"ઇન્કેબાઝ"** નો શબ્દ મોટા ભાગે **"બસ્તગી"** ના અર્થ માં ઉપયોગ થાય છે.

▣ **બસ્તગી** (بستگی) **તબીયત કા બૈઝાર** (વ્યાકુળ) **હોના અને તફરીહ ન હોના.**

**નોટ :-** **"તફરીહ"** એટલે ⊙ **ખુશતબઈ** ⊙ **દિલલગી** ⊙ **તાઝગી** ⊙ **ફરહત એટલે આનંદ થાય છે.**

(હવાલો :- **"ફિરોઝુલ્લુગાત"**, પેઇજ નં. ૩૬૭)





✪ = વિવિધ શબ્દકોશો દ્વારા કરેલી ઉપરોક્ત છણાવટ નું તારણ :-

**"ઇન્કેબાઝ"** શબ્દ ના અર્થો :-

▣ તબીયત કા બૈઝાર (વ્યાકુળ) હોના એટલે કે **મુડ ખરાબ થવો.**

▣ તશવીશ હોના એટલે કે **ગભરામણ થવી.**

▣ તંગી મહેસૂસ કરના એટલે કે **ગુંચવણ અને મુંઝવણ અનુભવવી.**

▣ તફરીહ ન હોના એટલે કે **વ્યથીત થવું.**

હવે ઉપરોક્ત ફકરા માં થાનવી સાહેબે પોતાની જે માનસિકતા વર્ણન કરી છે, તેને સમજીએં. થાનવી સાહેબ કહે છે, કે **"ઝરા સી બાત ભી ફુઝૂલ હો, ઉસ સે નિહાયત ઇન્કેબાઝ હોતા હૈ."** એટલે કે થાનવી સાહેબ સમક્ષ કોઈ ફુઝૂલ વાત એટલે કે ફાલતુ, બેકાર, વ્યર્થ, અર્થહીન અથવા વધુ પડતી વાત કરે છે, તો થાનવી સાહેબ વ્યથીત થઈ જતા હતા. તેઓનો મુડ ખરાબ થઈ જતો અને ગુંચવણ તથા મુંઝવણ અનુભવીને તેઓને ગભરામણ થવા લાગતી.

**પણ.......**

**"હંસી મઝાક યહાં તક કે ફહશ તક સે ભી, ચાહે વો અકલન મુન્કિર હો, લૈકિન ઉસ સે ઇન્કેબાઝ નહીં હોતા"** એટલે કે મજાક મસ્તી ની વાતો, પછી ભલે તે વાતો એવી અશ્લીલ હોય, કે તેને અકલ સ્વીકારે નહીં. તેવી વાતો થી ગભરામણ નથી થતી.

વાંચકો ! આ વાક્ય ને ધ્યાન પુર્વક વાંચીને ચિંતન અને મનન કરો અને થાનવી સાહેબ ની માનસિક દુર્દશા નો અંદાઝો લગાવો કે અર્થહીન વાતો થી થાનવી સાહેબ વ્યથીત

થઈ જતા હતા અને ગભરામણ અનુભવતા હતા, જેથી તેઓનો મુડ ખરાબ થઈ જતો હતો, પણ જો થાનવી સાહેબ સમક્ષ કોઈ શખ્સ અશ્લીલ અને બીભત્સ વાત ઉચ્ચારતો, પછી તે વાત અત્યંત અશ્લીલ હોય, એવી અશ્લીલ હોય કે તે સામાન્ય બુદ્ધિ અને સુઝબુઝ ધરાવનાર માટે પણ સ્વીકાર્ય ન હોય, તેવી હલકી કક્ષાની અશ્લીલ વાતચીત થી થાનવી સાહેબ ને કોઈપણ જાતની મુંઝવણ કે ગુંચવણ નહોતી થતી, કોઈપણ જાતની ગભરામણ નહોતી થતી, જેથી તેઓ વ્યથીત નહોતા થતા અને તેઓનો મુડ ખરાબ નહોતો થતો.

**ફુઝૂલ** એટલે કે અર્થહીન અને **ફહશ** એટલે કે અશ્લીલ વાતચીત ની થાનવી સાહેબ ઉપર જુદી જુદી અસર થતી હતી. તેને સારી રીતે સમજવા માટે એક દ્રષ્ટાંત રજૂ છે.

દા.ત. બે (૨) શખ્સો થાનવી સાહેબ ની સેવામાં હાઝિર થયા. પહેલા શખ્સે થાનવી સાહેબ ને કહ્યું કે આપની સેવામાં ઉપસ્થિત થવા માટે ઘરેથી નિકળીને રેલ્વે સ્ટેશને આવ્યો. ટીકીટ ખરીદી અને ટ્રેન ના ડબ્બા માં બેઠો. થોડીવાર માં ટ્રેને વ્હીસલ મારી અને ચાલવા લાગી. પહેલાં ટ્રેન ધીરે ધીરે ચાલી, પછી તેજ ગતિ થી ચાલી. થોડીવાર પછી એક ગામ ના સ્ટેશને થોભી. અમુક મુસાફરો ટ્રેન થી ઉતરી ગયા અને અમુક નવા મુસાફરો ચડ્યા. થોડીવાર પછી ટ્રેને વ્હીસલ મારી અને ચાલવા લાગી. પહેલાં ટ્રેન ધીમી ગતિએ ચાલી, પછી તેજ ગતિ થી ચાલી. થોડીવાર પછી એક ગામ ના સ્ટેશને થોભી. અમુક પેસેન્જરો ટ્રેન માંથી ઉતર્યા અને અમુક નવા પેસેન્જરો ટ્રેન માં ચડ્યા. થોડીવાર પછી ટ્રેને વ્હીસલ મારી અને ચાલવા લાગી. પહેલાં ટ્રેન ધીમી ગતિએ અને પછી તેજ ગતિએ ચાલી. થોડીવાર પછી એક ગામ ના સ્ટેશને



ટ્રેન થોભી. અમુક પેસેન્જરો ઉતર્યા અને અમુક ચડ્યા. પછી ટ્રેને સીટી મારી અને ચાલવા લાગી. પહેલાં ધીમે ધીમે અને પછી ઝડપ થી. થોડીવાર પછી ફરી એક ગામના............... ............... બસ. આ સાંભળીને થાનવી સાહેબ અકળાઈ જશે. મુંઝવણ અનુભવી ને ગભરામણ ના કારણે મુડ ખરાબ થઈ જશે.

બીજા શખ્સે કહ્યું કે હું આપની પાસે આવવા માટે ટ્રેન ના ફસ્ટ કલાસ ના કંપાર્ટમેન્ટ માં બેઠો. મારી સામેની સીટ ઉપર એક રૂપરૂપ ના અંબાર સમી યુવાન યુવતી બેઠી હતી. મારી સામે જોઇને મુસ્કુરાઈ. ત્યારબાદ તેણીએ મને આંખ મારી. મૈં પણ સમાન કક્ષા ની ચેષ્ટા થી પ્રત્યુત્તર આપ્યો. કંપાર્ટમેન્ટ ની કેબીન માં ફક્ત અમો બે જ હતા. તેણી પોતાની જગ્યાએ થી ઉભી થઈને મારા પડખા માં આવીને બેસી ગઈ અને મને વળગી પડી, મૈં પણ તેણીને પોતાની બાંહોમાં સમાવી લીધી અને ત્યારબાદ અમોએ મર્યાદા ની ચરમસીમા ઓળંગી અને................................. .................બસ. બીજા શખ્સ ની આવી કલ્પના માં ન આવે, તેવી અશ્લીલ વાત સાંભળીને પણ થાનવી સાહેબ ને કોઈ પણ જાતની અકળામણ નહીં થાય અને મુડ ખરાબ નહીં થાય.

ઉપરોક્ત બન્ને શખ્સો માંથી પહેલા શખ્સે અર્થહીન અને લાંબી લચક બકબક કરેલી, જેથી થાનવી સાહેબ અકળાઈ ઉઠશે, પણ બીજાએ બેહયાઈ અને બેશરમી ની બીભત્સ વાત કહી, તો થાનવી સાહેબ નો મુડ ખરાબ નહીં થાય.

અશ્લીલ વાણી ઉચ્ચારવી અને સાંભળવી થાનવી

સાહેબ ની પ્રિય અને મનગમતી બાબત હતી. ત્યાં સુધી કે મઝહબી તા'લીમ એટલે કે ઇલ્મે દીન જેવા પવિત્ર, આદરણીય અને સન્માનનીય જ્ઞાન ના શિક્ષણ પ્રદાન કરવા અને ગ્રહણ કરવાની બાબત ને પણ થાનવી સાહેબ સ્ત્રી અને પુરૂષ વચ્ચે ના જાતીય સબંધ (સંભોગ ક્રિયા) થી સરખામણી કરીને જે ઉદાહરણ આપ્યું છે, તેનાથી થાનવી સાહેબ ની વિકૃત વાસના ની માનસિકતા નો પુરાવો સાંપડે છે.

જો વિશ્વ ના બીભત્સ વાણી ઉચ્ચારકો વચ્ચે અશ્લીલ વાણી ઉચ્ચારવાની હરિફાઇ (Competition of Vulgar Talk) યોજવામાં આવે, તો કદાચ થાનવી સાહેબ આ ક્ષેત્રના હીરો પુરવાર થઈને પ્રથમ ક્રમે આવવાનો પુરસ્કાર (Noble Prize) અવશ્ય જીતી જાય. ઇલ્મેદીન શીખવા અને શીખવવા અંગે થાનવી સાહેબે કરેલા અશ્લીલ વિધાન ને વાંચો અને ફિટકાર વરસાવો :-

## મન વગર ભણાવવું વાસના વગર ના સંભોગ સમાન

''فرمایا کہ جس طرح جو صحبت بدون زوجین کے شہوت کے ہو، اس سے نسل نہیں چلتی، عورت مرد دونوں کو شہوت ہونی چاہیے۔ چنانچہ توافق انزال شرط ہے حمل قرار پانے کے لیے۔ اسی طرح بے دلی سے تعلیم کرنا بالکل ایسا ہے جیسے بلا شہوت صحبت کرنا۔''







**حوالہ :**

(۱) ''کمالات اشرفیہ'' (مولوی اشرف علی تھانوی کے ملفوظات کا مجموعہ)، مرتب: مولوی محمد عیسیٰ الہٰ آبادی، ناشر: ادارہ تالیفات اشرفیہ، تھانہ بھون، ضلع: مظفر نگر (یوپی)، سن طباعت: ۱۹۹۵ء، باب اول، ملفوظ نمبر: ۹۲۸، صفحہ نمبر: ۲۳۲

(۲) ''کمالات اشرفیہ'' (مولوی اشرف علی تھانوی کے ملفوظات کا مجموعہ)، مرتب: مولوی محمد عیسیٰ الہٰ آبادی، ناشر: ادارہ تالیفات اشرفیہ، تھانہ بھون، ضلع: مظفر نگر (یوپی)، سن طباعت: ۱۴۲۷ھ، باب اول، ملفوظ نمبر: ۹۲۸، صفحہ نمبر: ۲۶۹

(۳) ''کمالات اشرفیہ'' (مولوی اشرف علی تھانوی کے ملفوظات کا مجموعہ)، مرتب: مولوی محمد عیسیٰ الہٰ آبادی، ناشر: مکتبہ تھانوی، دیوبند، ضلع: سہارنپور (یوپی)، باب اول، ملفوظ نمبر: ۹۲۸، صفحہ نمبر: ۳۱۵

▣ ઉપરોક્ત ઉર્દુ ઇબારત અને હવાલાઓ નો ગુજરાતી અનુવાદ :-

**"ફરમાવ્યું કે જેવી રીતે જે સંભોગ વાસના વગર પતિ-પત્નિ કરે, તેવા સંભોગ થી વંશ નથી ચાલતો. સ્ત્રી અને પુરૂષ બન્ને ને વાસના (ઉત્તેજના) હોવી જોઇએ. જેથી ગર્ભ ધારણ કરવા માટે બન્ને નું ઐકી સાથે સ્ખલન (વીર્ય છુટવું) શર્ત છે. આવી જ રીતે મન વગર તા'લીમ આપવી (ભણાવવું) એવું છે, જેવું કે વાસના વગર સંભોગ કરવો."**

**હવાલો :-**

(૧) "કમાલાતે-અશરફીયા", થાનવી સાહેબ

નો કથન સંગ્રહ, સંપાદક :- મોલ્વી મુહમ્મદ ઈસા ઇલ્હાબાદી, પ્રકાશક :- મક્તબા તાલીફાતે અશરફીયા, થાનાભવન, જિલ્લો :- મુઝફ્ફરનગર (યુ.પી.), પ્રકાશન વર્ષ :- ઇ.સ. ૧૯૯૫, **બાબ નં. ૧, મલ્ફૂઝ નં. ૯૨૮, પેઇજ નં. ૨૩૨**
(૨) **"કમાલાતે-અશરફીયા"**, પ્રકાશક :- ઇદારા તાલીફાતે અશરફીયા, થાનાભવન, જિલ્લો :- મુઝફ્ફરનગર (યુ.પી.), પ્રકાશન વર્ષ :- હિ.સ. ૧૪૨૭, **બાબ નં. ૧, મલ્ફૂઝ નં. ૯૨૮, પેઇજ નં. ૨૬૯**
(૩) **"કમાલાતે-અશરફીયા"**, પ્રકાશક :- મક્તબા થાનવી, દેવબંદ, જિલ્લો :- સહારનપૂર (યુ.પી.), **બાબ નં. ૧, મલ્ફૂઝ નં. ૯૨૮, પેઇજ નં. ૩૧૫**

ઉપરોક્ત ઇબારત માં થાનવી સાહેબે સૌ પ્રથમ એવું કહ્યું છે, કે સ્ત્રી અને પુરૂષ જ્યારે સંભોગ (Intercourse) કરે, ત્યારે બન્ને ઉત્તેજીત હોવા જોઇએ અને સંભોગ ક્રિયા ના અંતિમ તબક્કા માં પહોંચે અને જ્યારે **ઇન્ઝાલ** થાય, એટલે કે **સ્ખલન** એટલે કે **વીર્ય છૂટે** (Discharge of Semen) ત્યારે સ્ત્રી અને પુરૂષ બન્ને નું વીર્ય એક સાથે છૂટે. બન્ને ના વીર્ય છૂટવાની પ્રક્રિયા ઐકી સાથે (Coincidence) થવી જોઇએ. જેથી **ગર્ભ** (હમલ/Foetus) ધારણ થઈ શકે. જો વીર્ય સ્ખલન વખતે પુરૂષ અને સ્ત્રી નું વીર્ય આગળ-પાછળ એટલે કે વહેલું કે મોડું છૂટશે અને વીર્ય છૂટવામાં બન્ને વચ્ચે સુસંગતતા, એકસ્થતા, એકકાલીયતા, એકતાનતા કે સુમેળ નહીં સધાય તો ગર્ભ નહીં રહે. પ્રકૃતિ ના આ સર્વમાન્ય નિયમ ને થાનવી સાહેબ વર્ણન કરતાં કહે છે, કે **"ચુનાંચે તવાફુકે ઇન્ઝાલ શર્ત હૈ, હમલ કરાર પાને કે લિયે"** એટલે કે ગર્ભ ધારણ કરવા માટે ઐકી સાથે વીર્ય સ્ખલન થવું શર્ત છે.

વિષય વાસના ના નિષ્ણાંત (Sexologist) ની હૈસિયત થી થાનવી સાહેબ **"તવાફૂકે ઇન્ઝાલ"** (વીર્ય સ્ખલન નું ઐક્ય) વર્ણન કર્યા બાદ હવે પોતાની અસ્લીયત અને જાત બતાવીને વીર્ય સ્ખલન ના ઐક્ય ની વિષય વાસના ની બાબત ને ઉસ્તાદ અને શાગિર્દ વચ્ચેના ઇલ્મેદીન ના પવિત્ર મામલા સાથે સરખાવીને એવું દ્રષ્ટાંત આપે છે, જો સ્ત્રી અને પુરૂષ વાસના ની ઉત્તેજના વગર સંભોગ કરે અને સંભોગ ની પ્રક્રિયા ના અંતિમ તબક્કા માં એક સાથે વીર્ય સ્ખલન ન કરે, તો ફાયદો નહીં થાય, એટલે કે સંતાન પ્રાપ્તિ નહીં થાય, તેવી જ રીતે ઉસ્તાદ અને શાગિર્દ ઇલ્મ પઢતી અને પઢાવતી વખતે જો મન વગર પઢશે અને પઢાવશે, તો ફાયદો નહીં થાય, થાનવી સાહેબ ના શબ્દો ફરી એક વખત વાંચો કે **"ઇસી તરહ બેદિલી સે તા'લીમ કરના બિલ્કુલ ઐસા હૈ, જૈસે બિલા શહવત સોહબત કરના"** તા'લીમ, શિક્ષણ, જ્ઞાન પ્રદાન, ટીચીંગ, ભણાવવું, પઢાના, વગેરે કે જેમાં ઇસ્લામ ધર્મ નું દીની ઇલ્મ પણ આવી ગયું. તેવા પવિત્ર, પાક, મુકદ્દસ, નેક અને આદર ને પાત્ર વ્યવસાય અને પ્રવૃતિ ને થાનવી સાહેબે સંભોગ જેવી વિષય વાસના ની ક્રિયા સાથે સરખાવીને **ઇલ્મ** અને **તા'લીમ** ની હાંસી ઉડાવીને હળાહળ અપમાન અને ગુસ્તાખી કરીને પોતાની માનસિક વિકૃતિ નો સબળ પુરાવો આપ્યો છે.

# પ્રવાસ ના સામાન ને ગર્ભપાત (Abortion)

થાનવી સાહેબ ને વિષય વાસના અંગેના વિચારો કરવાની અને વ્યક્ત કરવાની જાણે બલા વળગી હોય અને તેઓની વિચારધારા અને દ્રષ્ટિ બિંદુ સતત વાસના વિષય ને લગતી બાબતો ના વિચારો થી એટલી હદે પ્રભાવિત હતી, કે તેઓ દરેક વાત અને બાબત માં અશ્લીલ વાણી નો ઉપયોગ કરતા હતા. ત્યાં સુધી કે જે બાબતો ને વિષય વાસના સાથે દૂર નો પણ સબંધ ન હોય, તેવી બાબતો ને પણ થાનવી સાહેબ અશ્લીલતા ની લપેટ અને બીભત્સતા ની હડફેટ માં લઈ લેતા હતા અને તેવી બાબતો માટે ખેંચી તાણીને અશ્લીલ અને હલકી કક્ષા ની વિષય વાસના ની ઉપમા આવીને અસભ્ય, અસામાજિક અને અસંસ્કારી ઉદાહરણ આપીને આઘાત નો આંચકો આપતા હતા અને પોતાની વિકૃત વાસના ની માનસિકતા ની અસ્લીયત ઉઘાડી પાડીને હાસ્યાસ્પદ અને વખોડવાને પાત્ર બનતા હતા. એક હવાલો ઉદાહરણ સ્વરૂપે અત્રે રજૂ છે :-

''حضرت والا نے ریل میں منزل قرآن اور منزل مناجات مقبول ختم کی اور خُدّام اپنے معمولات سے فارغ ہوئے، تو ادہر ادہر کی باتیں خوش طبعی کے ساتھ ہوتی رہیں۔ گیارہ ۱۱/ بجے کے قریب خدام نے اسباب تیار کرنے کا ارادہ کیا۔ خواجہ صاحب کا





بستر بہت لمبا چوڑا اور بہت روئی دار اور موٹا تھا۔ اسکا نام حضرت والا نے خواجہ صاحب کا جہاز رکھا تھا۔ خواجہ صاحب نے بمشکل اس کو بستر بند سے باندھا۔ پھر بھی بندش اس کی سیدھی نہ ہوئی۔ تو حضرت والا فرماتے ہیں: دیکھئے خواجہ صاحب کے بستر کی بندش ہی بتلا رہی ہے کہ خواجہ صاحب چشتی ہیں۔ جب بستر اٹھانے لگے تو اس میں سے گھڑی نکل پڑی، تو خواجہ صاحب حضرت کے اس لفظ کو یاد کر کے بہت ہنسے کہ سارے ہی کام بے ڈھنگے ہیں، بمشکل تو اس گٹھری کو بستر کے اندر باندھ پایا تھا اور یہ سوچا تھا کہ ریل سے تو کسی طرح اتر جائے، پھر اسٹیشن پر باندھ جوڑ لیں گے۔ مگر یہ یہیں نکل پڑی، تو حضرت فرماتے ہیں: یہ اسقاط قبل از وقت ہوا۔''

**حوالہ:**

(۱) ''حسن العزیز''، از: مولوی اشرف علی تھانوی، ناشر: مکتبہ تالیفات اشرفیہ، تھانہ بھون، ضلع: مظفر نگر (یو پی)، جلد چہارم، حصہ دوم، قسط: ۱۰، اوپر کے صفحہ نمبر: ۲۵۵، نیچے کے صفحہ نمبر: ۳۱

(۲) ''ملفوظات حکیم الامت'' جلد: ۲۰، میں شامل کتاب ''حسن العزیز''، ناشر: ادارہ اشرفیہ، دیوبند، یو پی، سن طباعت: مئی ۲۰۱۱ء، جلد چہارم، صفحہ نمبر: ۲۰۲

◘ ઉપરોક્ત ઉર્દુ ઇબારત અને હવાલાઓ નો ગુજરાતી અનુવાદ :-

**"હઝરત સાહેબે ટ્રેન માં કુરઆન ની મંઝિલ અને મુનાજાતે મકબૂલ ની મંઝિલ પૂરી કરી અને ખાદિમો પોતાના રોજના નિયમ કાર્યો થી પરવારી ગયા, તો અહીં તહીં ની આનંદ પ્રમોદ ની વાતો થવા લાગી. અગ્યાર (૧૧) વાગ્યા ના સુમારે ખાદિમોએ સામાન બાંધીને તૈયાર કરવાનું શરૂ કર્યું. ખ્વાજા સાહેબ નો બિસ્તરો ઘણો જ પહોળો, વધુ રૂ થી ભરેલો અને જાડો હતો. તે બિસ્તરા નું નામ હઝરત સાહેબે ખ્વાજા સાહેબ કા જહાઝ રાખેલું. ખ્વાજા સાહેબે મહા મહેનતે તે બિસ્તરા ને બાંધ્યો છતાં પણ તે બરાબર બંધાયો નહીં જેથી હઝરત સાહેબ ફરમાવે છે કે જુઓ, ખ્વાજા સાહેબે બિસ્તર ને જે પ્રમાણે બાંધ્યો છે, તે બતાવે છે કે ખ્વાજા સાહેબ ચિશ્તી છે. જ્યારે તે બિસ્તર ને ઉપાડવામાં આવ્યો તો તેમાં થી એક પોટલી નીચે પડી ગઈ. જેથી ખ્વાજા સાહેબ હઝરત ના તે શબ્દોને યાદ કરીને હસ્યા કે બધા કામ ઢંગધડા વગર ના છે. માંડમાંડ આ પોટલીને બિસ્તરા ની અંદર બાંધી હતી અને એવું વિચારેલું કે ટ્રેન થી તો ગમે તેમ કરીને નીચે ઉતરી જઇએં. પછી સ્ટેશન ઉપર સરખી બાંધી લેશું. પણ આ પોટલી તો અહીં જ બહાર નિકળી પડી. તો હઝરત ફરમાવે છે કે આ સમય પહેલાંનો ગર્ભપાત થઈ ગયો."**





**હવાલો :-**

(૧) **"હુસ્નુલ-અઝીઝ"**, થાનવી સાહેબ ના મલ્ફૂઝાત નો સંગ્રહ, પ્રકાશકઃ- મક્તબા-તાલીફાતે અશરફીયા, થાનાભવન, જિલ્લો :- મુઝફ્ફરનગર (યુ.પી.) **જિલ્દ નં. ૪, હિસ્સા નં. ૨, કિસ્ત નં. ૧૦, ઉપર ના પેઇજ નં. ૨૫૫, નીચેના પેઇજ નં. ૩૧**

(૨) **"મલ્ફૂઝાતે-હકીમુલ ઉમ્મત"**, થાનવી સાહેબ નો કથન સંગ્રહ, જેમાં શામેલ કિતાબ **જિલ્દ નં. ૨** માં **"હુસ્નુલ અઝીઝ" જિલ્દ નં. ૪, પેઇજ નં. ૨૦૨.**

ઉપરોક્ત પ્રસંગ માં જે **"ખ્વાજા સાહેબ"** નું વર્ણન છે, તે ખ્વાજા સાહેબ એટલે થાનવી સાહેબ ના મુરીદ અને ખલીફા **ખ્વાજા અઝીઝુલ હસન** છે. જેમણે થાનવી સાહેબ ના જીવન વૃતાંત ઉપર આધારિત **"અશરફુસ્સવાનેહ"** નામ ની કિતાબ ચાર (૪) ભાગ માં લખી છે. ઉપરાંત થાનવી સાહેબ ના કથનો ના સંગ્રહ સ્વરૂપે **"હુસ્નુલ અઝીઝ"** નામ ની કિતાબ ચાર (૪) ભાગ માં સંપાદન કરી છે. આ ખ્વાજા સાહેબ નું વર્ણન અગાઉ ના એક પ્રકરણ માં આવી ગયું છે. તેમણે એક પુરૂષ મુરીદ હોવા છતાં પોતાના પીર થાનવી સાહેબ ની **"ધર્મ પત્નિ"** બનવાની ઇચ્છા વ્યક્ત કરેલી. વર્ણનીય ખ્વાજા અઝીઝુલ હસન તથા અન્ય ખાદિમો ની સાથે થાનવી સાહેબ ટ્રેન નો પ્રવાસ કરી રહ્યા હતા. જ્યારે ઉતરવાના સ્ટેશન (Destination) ને આવવાને થોડી વાર હતી, ત્યારે સ્ટેશન આવે તે પહેલાં ખ્વાજા અઝીઝુલ હસન તથા અન્ય ખાદિમો સામાન બાંધીને તૈયારી કરવા લાગ્યા. ખ્વાજા અઝીઝુલ હસને પોતાનો બિસ્તરો સંકેલીને બાંધ્યો

અને સ્ટેશન આવતાં બધા ટ્રેન થી નીચે ઉતરવા લાગ્યા અને પોતાની સંગાથે પોતાનો સામાન પણ ટ્રેન થી નીચે ઉતારવા લાગ્યા. તે દરમિયાન ખ્વાજા અઝીઝુલ હસન ના મોટી સાઇઝ ના બિસ્તરા માં થી એક પોટલી નીચે પડી ગઈ.

બિસ્તરા માં થી પોટલી નીચે પડી જવી તે સામાન્ય બાબત હતી. આવી સામાન્ય બાબત ને ગૌણ સમજીને કોઈપણ તેને મહત્વ નથી આપતું. કેમકે પ્રવાસ માં મુસાફરો ને આવા અનુભવો અવાર નવાર થતાં જ હોય છે, કે સામાન માં થી કોઈ ચીજ પડી જાય અને તેને પાછી ઉપાડી લેવામાં આવે. અઝીઝુલ હસન ના બિસ્તરા થી પોટલી નીચે પડી જવી એક સામાન્ય ઘટના હતી, પણ થાનવી સાહેબ ની વાસના દ્રષ્ટિ ને તેમાં પણ વિકૃત વાસના નું દ્રશ્ય દ્રષ્ટિગોચર થયું. બિસ્તરા માં થી પોટલી નું નીચે ટપકી પડવું થાનવી સાહેબ ને એવો આભાસ થયો, કે સગર્ભા સ્ત્રીના પેટ માં થી ગર્ભ પડી ગયો. પોતાના ભ્રમ ને મંતવ્ય સ્વરૂપે વ્યક્ત કરતાં થાનવી સાહેબે કહ્યું કે **"યે ઇસ્કાત કબ્લ અઝ વક્ત હુવા"** એટલે કે પ્રસુતિ ના સમય પહેલાં ગર્ભ પાત (Miscarriage) થઈ ગયો.

**"મુતાલ-એ-બરૈલ્વીયત"** જેવી વિશ્વ માં વગોવાએલી કિતાબ ના ફિત્નાખોર અને અસત્ય ઉચ્ચારક લેખક મહાશય **પ્રોફેસર ખાલિદ મહેમૂદ માંચેસ્ટરી** સાહેબ ને ફક્ત એટલું કહેવાનું કે ભવિષ્ય માં ક્યારેક કલમ દ્વારા પૃષ્ઠોને ખરડી નાખવાની ક્રુર ચેષ્ટા કરવાની જો ઘેલછા ઉપડે, તો તમારા પેશ્વા થાનવી સાહેબ ના જીવન વૃતાંત અને હાસ્યાસ્પદ કથનો ના સંગ્રહો ઉપર આધારિત હલકી કક્ષા ની અનેક ફુટપાથ છાપ અશ્લીલતા થી ભરપૂર જે કિતાબો છે, તેમાંથી સેક્સ અને વિકૃત વાસના ને લગતી જે ઇબારતો છે, તેને વીણી વીણી ને તેના ઉપર વિવેચન કરજો. ચોક્કસ સ્વરૂપે ખાત્રી થઈ જશે, કે





વાસના વિષય ની ભીભત્સ ચર્ચા અને અશ્લીલ દ્રષ્ટાંતો આપવામાં તમારા પ્રિય પેશ્વા થાનવી સાહેબ ફુટપાથ ના મવાલી અને સડક છાપ લોફર ને પણ ઝાંખા પાડે તેવા હતા.

આશ્ચર્ય તો થાનવી સાહેબ ની મહેફિલ માં બેસીને થાનવી સાહેબ ના અશ્લીલ કથનો ને ગ્રહણ કરી લખનારા ચમચાઓ ઉપર છે અને તેનાથી વધીને તે અક્કલ ના ઓથમીર બેવકૂફ પ્રકાશકો ઉપર છે, જે થાનવી સાહેબ ના આવા વાહિયાત, તુચ્છ, ઉટપટાંગ, બેહૂદા, અર્થહીન, બીભત્સ, હલકટ, અશ્લીલ, નિરૂપયોગી, વ્યર્થ, બાધા, ગતાગમ વિનાના, નીચ અને બાલિશ કથનો અને બકવાસોને બોધ કથનો અને ધાર્મિક ઉપદેશો સ્વરૂપે છાપીને પ્રકાશન ક્ષેત્રે બેવકૂફ ચેષ્ટા કરીને સંસ્કારી સાહિત્ય ના કપાળે કાળી ટીલી લગાડવાનો અપરાધ કરી રહ્યા છે.

## વ્યભિચાર (ઝના) કરવાનું હથિયાર (લિંગ) કાપી નાખવું વાજીબ નથી

વાત ને ક્યાંથી ક્યાં પહોંચાડી દેવી અને વાસના ના રણ માં કાલ્પનીક સેક્સ ના ઘોડા દોડાવવા માં થાનવી સાહેબ નિષ્ણાંત હતા. **તઝકીય-એ-નફસ** એટલે કે આત્મશુદ્ધિ અંગેના એક આધ્યાત્મિક પ્રશ્ન ના જવાબ માં થાનવી સાહેબે વિષય વાસના ને સ્પર્શતું અશ્લીલ ઉદાહરણ આપીને પોતાની ખૌફનાક વિચારસરણી નો પુરાવો આપ્યો છે. જેને સાંભળીને જ સાંભળનારો લજ્જા અને શરમ થી પાણી પાણી થઈ જાય. અત્રે રજૂ કરવામાં આવી રહેલો ફકરો આ બાબત ની સાક્ષી પુરાવે છે.

ایک طالب نے بذریعۂ عریضۂ فارسی بغرض حفاظت بندوق رکھنے کی اجازت طلب کی، حضرت والا نے استفسار فرمایا کہ ''در اجازت گرفتن از من چہ مصلحت ست؟''، انہوں نے لکھا کہ قبل ازیں مریض کبر و زیر علاج حضرت بودم بندوق آلۂ کبر ہم معلوم میشود۔ اس پر یہ جواب تحریر فرمایا: ''مگر آلۂ مستلزم فعل نیست، چنانچہ آلۂ زنا نزد ہر کس ہست و قطعش واجب نیست''

**حوالہ :**

(۱) ''اشرف السوانح''، از: خواجہ عزیز الحسن غوری، از اکابر خلفاء تھانوی صاحب، ناشر: ادارہ تالیفات اشرفیہ، تھانہ بھون، ضلع: مظفر نگر (یوپی)، طباعت بار چہارم رمضان المبارک ۱۳۰۸ھ، جلد سوم، صفحہ نمبر: ۲۵۷، شذرہ نمبر: ۵

(۲) ''اشرف السوانح''، از: خواجہ عزیز الحسن غوری، از اکابر خلفاء تھانوی صاحب، ناشر: مکتبۂ تھانوی، دیوبند، ضلع: سہارنپور (یوپی)، سن طباعت (جدید ایڈیشن) ۲۰۰۹ء، جلد سوم، صفحہ نمبر: ۳۵۶، شذرہ نمبر: ۵

▣ **ઉપરોક્ત ઉર્દુ અને ફારસી મિશ્રીત ઇબારત અને હવાલા નો ગુજરાતી અનુવાદ :-**

**"એક વિદ્યાર્થીએ ફારસી ભાષા માં અરજી લખીને સુરક્ષા માટે બંદૂક રાખવાની પરવાનગી માંગી. હઝરત સાહેબે પૂછ્યું કે પરવાનગી લેવાનો હેતુ (આશય) શું છે ? તેણે લખ્યું કે અગાઉ હું અહંકાર અને ઘમંડ નો રોગી હતો**





**અને હઝરત એટલે કે તમારા જ ઇલાજ હેઠળ હતો. બંદૂક ઘમંડ વ્યક્ત કરે તેવું હથિયાર જણાય છે. તેના જવાબ માં લખી જણાવ્યું કે હથિયાર રાખવાથી કોઈ કામ કરવું અનિવાર્ય નથી થઈ જતું. એમ જુઓ તો ઝના (વ્યભિચાર) કરવાનું હથિયાર (લિંગ) દરેક શખ્સ પાસે છે અને તેને કાપી નાખવું વાજીબ નથી."**

**હવાલો :-**

(૧) **"અશરફુસ્સવાનેહ"**, લેખક :- ખ્વાજા અઝીઝુલ હસન ગૌરી, પ્રકાશક :- ઇદારા તાલીફાતે અશરફીયા, થાનાભવન, જિલ્લો :- મુઝફ્ફરનગર (યુ.પી.) ચોથી આવૃતિ, પ્રકાશન :- રમઝાનુલ મુબારક, હિ.સ. ૧૩૦૮, **જિલ્દ નં. ૩, શજરા નં. ૫, પેઇજ નં. ૨૫૭**

(૨) **"અશરફુસ્સવાનેહ"**, લેખક :- ખ્વાજા અઝીઝુલ હસન ગૌરી, પ્રકાશક :- મકતબા થાનવી, દેવબંદ, (યૂ.પી.) પ્રકાશન વર્ષ :- ઇ.સ. ૨૦૦૯ (નવી આવૃતિ), **જિલ્દ નં. ૩, શજરા નં. ૫, પેઇજ નં. ૩૫૬.**

થાનવી સાહેબ ને એક વિદ્યાર્થીએ પત્ર લખીને વિનંતી કરી, કે મને સુરક્ષા માટે બંદૂક રાખવાની પરવાનગી અર્પણ કરવામાં આવે. બની શકે તે વિદ્યાર્થી અમીર ખાનદાન નો હોય અને તે જે ગામ માં રહેતો હોય ત્યાં ચોર, ડાકૂ અને લૂટેરાઓ નો ભય (Terror) હોય. જેથી પોતાના પરિવાર જનો અને પોતાની જાન ની તથા માલ મિલ્કત ની સલામતી માટે બંદૂક (Gun) રાખવાની જરૂરત જણાઈ હોય. જેથી તેણે થાનવી સાહેબ થી બંદૂક રાખવાની રજા માંગી. થાનવી સાહેબે તે વિદ્યાર્થી ને પત્ર લખીને પુછ્યું કે બંદૂક રાખવાનો અને

મારા થી પરવાનગી માંગવાનો તમારો હેતું શું છે ? તમો શા માટે મારી પાસે થી બંદૂક રાખવાની પરવાનગી માંગો છો ? પરવાનગી માંગવાનું કારણ શું છે ? થાનવી સાહેબે માંગેલી માહિતી ના અનૂસંધાને તે વિદ્યાર્થીએ લખ્યું કે અગાઉ મારા માં ઘમંડ અને અભિમાન નો રોગ હતો, એટલે કે અહંકાર, અભિમાન, ઘમંડ જેવા ખરાબ સંસ્કારો મારા માં હતા. મારા માં રહેલા અભિમાન અને અહંકાર ના ખરાબ સંસ્કારો નો આપ સાહેબે ઇલાજ કરીને મારી તે ખરાબ ટેવો દૂર કરી છે જેથી મને સંદેહ છે, કે બંદૂક રાખવાના કારણે ફરી મારા મગજ માં ક્યાંક ચરબી ન ચડી જાય અને અભિમાન તથા અહંકાર ની કુ:ટેવો ફરી પાછી મને લાગૂ ન પડી જાય.

બંદૂક રાખવાની પરવાનગી માંગનારો વિદ્યાર્થી અહંકાર, ઘમંડ અને અભિમાન ની કુ:ટેવ ની ખરાબી અને બુરાઈ થી સારી પેઠે વાકેફ છે. કેમકે ભૂતકાળ માં તે આવી કુ:ટેવો માં સપડાઈ ચુક્યો હતો અને મહા મુસીબતે તેમાંથી છુટકારો મેળવ્યો હતો. જેથી તેને બીક લાગતી હતી, કે બંદૂક રાખવાના કારણે ફરી પાછો હૂં અભિમાની અને ઘમંડી ન બની જાઊં. તે વિદ્યાર્થી માંડમાંડ મેળવેલા વિનય, વિવેક અને નમ્રતા ના સદગુણો થી હાથ ધોઈ બેસીને ફરી પાછો અભિમાની અને ઘમંડી ન બની જાય, તે માટે થાનવી સાહેબ થી એક શિક્ષક હોવાના નાતે સલાહ ના રૂપ માં બંદૂક રાખવાની પરવાનગી માંગી રહ્યો છે. કેમકે તેને ખબર છે, કે બંદૂક એવું હથિયાર છે, કે જેની પાસે બંદૂક હોય છે, સમાજ અને કુટુંબ માં તેની નામના અને ખ્યાતી હોય છે. સમાજ ના સામાન્ય લોકો કરતાં તે વિશેષ મહત્વતા ધરાવે છે. લોકો તેની સાથે માન-સન્માન નો વર્તાવ કરે છે. તેનો આદર કરે છે. બંદૂક રાખવાના





કારણે તેના શત્રુઓ અને વિરોધીઓ તેનાથી ડરે છે. ચોર અને ડાકૂ તેના મકાન માં ચોરી અને લૂટફાટ કરતાં કાંપે છે. આ બધા કારણોસર સમાજ માં તેનો માન મોભો (Social Status) હોય છે. જેથી શક્ય છે, કે તેના મગજ માં પવન ભરાઈ જાય અને ફરી પાછો પોતાની મહત્વતા ની માનસિકતા નો શિકાર બનીને અભિમાની અને ઘમંડી બની જાય. જેથી તેણે થાનવી સાહેબ ને લખી જણાવ્યું કે અગાઉ હું અભિમાન નો રોગી રહી ચુક્યો છું અને આપ સાહેબે જ મારો ઇલાજ કર્યો છે અને **બંદૂક અભિમાન વ્યક્ત કરે તેવું હથિયાર છે.**

વિદ્યાર્થી ના ઉપરોક્ત ખુલાસા નો થાનવી સાહેબે જવાબ આપ્યો, કે **"આલા-મુસ્તલઝિમે-ફૈલ-નેસ્ત"** એટલે કે કોઈ હથિયાર ને ફક્ત રાખવાથી અને તે હથિયાર નો ઉપયોગ ન કરો, ત્યાં સુધી કોઈ અપરાધ નો આરોપ નહીં લાગે. માટે આ હથિયાર ના કારણે કોઈ ખરાબ અસર લાગુ પડશે અથવા આ હથિયાર થી કોઈ ગલત કામ કરી નાખીશ, તેવા ભ્રામક ભય થી તે હથિયાર ને તિલાંજલી આપી દેવી, એટલે કે ફેંકી દેવું કે વેંચી નાખવું જરૂરી નથી. એમ જુઓ તો **"આલ-એ-ઝના-નિઝદે-હર-કસ-હસ્ત"** એટલે કે **"ઝના કરવાનું હથિયાર દરેક શખ્સ પાસે છે."** એટલે કે દરેક પુરૂષ પાસે ઝના કરવાનું હથિયાર એટલે કે ગુપ્ત અંગ (લિંગ/ Penis) છે. તે હથિયાર (અંગ) દ્વારા જ ઝના (વ્યભિચાર) કરવામાં આવે છે. આ હથિયાર નો દૂરૂપયોગ કરીને હૂં ઝના કરવાની ભૂલ ન કરી બેસું, તેવા ડર થી શું તમારો ગુપ્ત અંગ કાપીને ફેંકી દેશો ?

જ્યાં સુધી તે હથિયાર એટલે કે ગુપ્ત અંગ નો દુરૂપયોગ કરીને ઝના (વ્યભિચાર) ના ઘૃણાસ્પદ કર્મ નું આચરણ નહીં

કરો, ત્યાં સુધી **"કતઅશ-વાજિબ-નેસ્ત"** એટલે કે તેને કાપી નાખવું વાજિબ નથી. થાનવી સાહેબ વહેવારિક બાબત અંગે માંગવામાં આવેલી સલાહ માં પોતાની વિકૃત વાસના ની માનસિકતા નો પરચો બતાવીને ખેંચી તાણીને પણ વિષય વાસના નો મુદ્દો લઈ આવ્યા અને અશ્લીલ, કઢંગી, વ્યર્થ, બાલિશ અને બીભત્સ ઉદાહરણ દ્વારા પોતાના સેક્સ મેનીયા ના રોગ ની છડી પોકારી છે.

## પોતાની સુન્નત ના સ્વાદ માટે નિકાહ

સમાજ અને સમુદાય માં પ્રચલિત નિકાહ ની રસ્મ એટલે કે લગ્ન પ્રથા કે જે **કુરઆન** અને **હદીષ** ના આદેશો અને નિયમો ને આધિન રહીને અંજામ આપવામાં આવે છે. નિકાહ ના અનેક ફાયદાઓ માં મુખ્યત્વે માનવ વંશ વૃદ્ધિ મહત્વપુર્ણ સ્વરૂપે છે. આવી પવિત્ર અને અનિવાર્ય મઝહબી અને સામાજિક પ્રથા માટે થાનવી સાહેબે સંસ્કાર અને સદાચાર વિહોણા વિધાન દ્વારા પોતાની અશ્લીલ વાણી વિલાસ ની ઝલક બતાવી છે.

"فرمایا کہ عموماً یہ قاعدہ ہے کہ جب کوئی غرض نکالنی ہوتی ہے تو کوئی دین کی غرض بھی شامل کر لیتے ہیں۔ مثلاً کہتے ہیں کہ ایک تعویذ دے دیجیے کہ فلاں بیوہ نکاح پر راضی ہو جاوے کیونکہ بیوہ سے نکاح ثواب ہے۔ سنت ہے۔ پھر فرمایا جی ہاں سنت ہی سمجھ کر تو نکاح کرتے ہیں آپ۔ اور ہنسکر فرمایا چاہے سنت ہی کے لیے کرتے ہیں۔"





**حوالہ :**

(۱) "حسن العزیز"، از: مولوی اشرف علی تھانوی، جلد اوّل، حصہ سوم، قسط نمبر: ۱۸، ملفوظ نمبر: ۵۰۹، اوپر کا صفحہ نمبر: ۱۵۹، نیچے کا صفحہ نمبر: ۵۰۳، ناشر: مکتبہ تالیفات اشرفیہ، تھانہ بھون، ضلع مظفرنگر، یوپی

(۲) "ملفوظات حکیم الامت" جلد: ۱۷، میں شامل کتاب "حسن العزیز"، جلد اوّل، حصہ دوم، ملفوظ نمبر: ۵۰۹، صفحہ نمبر: ۱۲۲، ناشر: ادارہ اشرفیہ، دیوبند، یوپی، سن طباعت: مئی ۲۰۱۱ء

▣ **ઉપરોક્ત ઇબારત અને હવાલા નો ગુજરાતી અનુવાદ :-**

**"ફરમાવ્યું કે મોટા ભાગે એવી પ્રણાલિકા છે કે જ્યારે પોતાનો કોઈ અંગત સ્વાર્થ સાધવો હોય છે, ત્યારે તેમાં દીન નો ફાયદો ભેળવી દેવામાં આવે છે. દા.ત. તરીકે એવું કહે છે કે તા'વીઝ આપી દો, કે ફલાણી વિધવા લગ્ન કરવા તૈયાર થઈ જાય, કેમકે વિધવા થી નિકાહ કરવામાં સવાબ છે, સુન્નત છે. ત્યાર બાદ ફરમાવ્યું : જી-હાં, સુન્નત સમજીને જ તમો નિકાહ કરો છો અને હંસીને ફરમાવ્યું : પછી ભલેને સુન્નત (લિંગ) માટે કરે છે."**

**હવાલો :-**

(૧) **"હુસ્નુલ-અઝીઝ"**, થાનવી સાહેબ ના કથનો નો સંગ્રહ, પ્રકાશક:- મક્તબા તાલીફાતે અશરફીયા, થાનાભવન, જિલ્લો :- મુઝફ્ફરનગર (યુ.પી.) **જિલ્દ નં. ૧, હિસ્સા નં. ૩, કિસ્ત નં. ૧૮, મલ્ફૂઝ નં. ૫૦૯, ઉપર ના પેઇજ નં. ૧૫૯, નીચે ના સળંગ પેઇજ નં. ૫૦૩**

(૨) **"મલ્ફૂઝાતે-હકીમુલ ઉમ્મત"**, થાનવી સાહેબ નો કથન સંગ્રહ, **જિલ્દ નં. ૧૭** માં સમાવિષ્ટ કિતાબ **"હુસ્નુલ અઝીઝ"** સંપાદક :- ખ્વાજા અઝીઝુલ હસન ગૌરી, પ્રકાશક :- ઇદારા અશરફીયા, દેવબંદ, (યુ.પી.), પ્રકાશન વર્ષ :- મે, ૨૦૧૧, **જિલ્દ નં. ૧, હિસ્સા નં. ૨, મલ્ફૂઝ નં. ૫૦૯, પેઇજ નં. ૧૨૨**

**હુઝૂરે અકદસ, રહમતે આલમ વ જાને આલમ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમે બૈવા (વિધવા) ની સાથે નિકાહ ફરમાવીને પોતાની ઉમ્મત ને વિધવા સ્ત્રી ની સાથે નિકાહ કરવાની પ્રેરણા આપી છે. વિધવા સ્ત્રી ની સાથે શાદી કરવી **સુન્નતે નબવી** એટલે કે **હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ ના તરીકા ઉપર અમલ કરવો અને અનૂસરવા ના કારણે મહાન પુણ્ય (સવાબ) અને અજરે અઝીમ (મોટો બદલો) છે.

લગભગ એક સો (૧૦૦) વર્ષ પહેલા વિધવા ના પુનઃલગ્ન ને સમાજ ની દ્રષ્ટિએ કલંકિત, નિંદાત્મક, વખોડવાને લાયક અને ઠપકા ને પાત્ર (Opprobrious, Reprehen Sible) હતું. જો કોઈ વિધવા સ્ત્રી પુનઃલગ્ન કરતી હતી, તો સમાજ માં ખળભળાટ અને હલચલ મચી જતી હતી. પુનઃલગ્ન કરનારી તે વિધવા મહિલા ને સમાજ ના લોકો વખોડતા હતા અને હલકી કક્ષા ની નિંદા દ્વારા તેણીને કલંકિત કરીને બિચારી ના સ્વચ્છ ચારિત્ર ઉપર બદનામી ના કાળા ડાઘ લગાડીને પજવી નાખતા હતા. ઉપરાંત વિધવા સ્ત્રી સાથે શાદી કરવા માટે તૈયાર થનારા પુરૂષને પણ માનસિક ત્રાસ અને સામાજિક બદનામી ની તકલીફો પણ ભોગવવી પડતી





હતી. દીને ઇસ્લામ ના ઉચ્ચ આદેશો, આદર્શો અને નિયમો થી અજ્ઞાન સમાજ ના લોકો પુનઃલગ્ન કરનારી વિધવા સ્ત્રી વિરૂધ્ધ જૂઠા આક્ષેપો, ખોટી તોહમતો અને પાયા વગર ના આરોપો ઠોકી બેસાડવામાં આકાશ અને ધરતી ના બન્ને છેડા ભેગા કરી નાખવા જેટલો અતિરેક કરી નાખતા હતા. અને ઘરે ઘરે તે પુનઃલગ્ન કરનારી વિધવા વિરૂદ્ધ અપ પ્રચાર અને અસત્ય પ્રોપેગન્ડા (Propaganda) નો મારો ચલાવીને તેણીના માથે કયામત જેવી આફત સર્જી દેતા હતા. જેથી જ .......... કોઈ પણ વિધવા પુનઃલગ્ન કરવા માટે તૈયાર નહોતી થતી. જો કે તેણીને પોતાના જીવન નિર્વાહ, આર્થિક અને કૌટુંબિક સમશ્યા અને અન્ય વિટંબણાઓ ના કારણે ફરીથી ઘર સંસાર માંડવો અનિવાર્ય હોય છે, પણ સમાજ ના સંકુચિત દ્રષ્ટિ ધારક અને કટ્ટરપંથી અજ્ઞાન લોકોના ત્રાસ અને અત્યાચાર ના ભય થી તેણી ઇચ્છા હોવા છતાં પણ પુનઃલગ્ન માટે સહમત નહોતી થતી.

અમુક હમદર્દ અને સમાજ સુધારક લોકો આવી દુઃખી અને પીડિત નિઃસહાય વિધવા સ્ત્રીઓને **નિકાહે સાની** એટલે કે પુનઃલગ્ન દ્વારા વિવાહિત જીવન ના બંધન દ્વારા સહાય, સહારો અને આશરો આપવાની નેમ અને નિતી ધરાવતા હતા, જેથી સમાજ અને બિરાદરી નો વિરોધ, નિંદા અને ઠપકાની પરવાહ કર્યા વિના વિધવાઓના પુનઃલગ્ન ના સમર્થક, સહાયક અને પ્રેરક હતા અને સમાજ માં દાખલો બેસાડવા ખૂદ પોતે વિધવા સ્ત્રી સાથે લગ્ન કરી લેતા હતા પણ સમાજ ના અજ્ઞાન અને કટ્ટરપંથી લોકોના ત્રાસ ના ભય થી વિધવા સ્ત્રી મહામુસીબતે અને માંડ માંડ તથા થરથર કાંપતા કાંપતા પુનઃલગ્ન માટે તૈયાર થતી હતી.

એક શખ્સ કોઈ વિધવા સ્ત્રી સાથે લગ્ન કરવા ઇચ્છુક હતો અને તે જાણતો હતો કે વિધવા સ્ત્રી ની સાથે લગ્ન કરવાથી ઘણો જ સવાબ અને નેકી મળે છે પણ તે શખ્સ જે વિધવા સ્ત્રી સાથે લગ્ન કરવાની ઇચ્છા ધરાવતો હતો, તે વિધવા સ્ત્રી સમાજ ના ડર થી પુનઃલગ્ન માટે તૈયાર નહોતી થતી. જેથી તે શખ્સ થાનવી સાહેબ પાસે આવ્યો અને કહ્યું કે **"એક તા'વીઝ દે દીજીયે કે ફલાં બેવા નિકાહ પર રાઝી હોજાએ, ક્યૂંકિ બેવા સે નિકાહ સવાબ હૈ, સુન્નત હૈ"** વિધવા થી નિકાહ કરનારો શખ્સ થાનવી સાહેબ ને સ્પષ્ટ શબ્દોમાં કહી રહ્યો છે, કે વિધવા ની સાથે લગ્ન કરવાનો મારો હેતુ અને મકસદ ફક્ત એ છે, કે **વિધવા થી લગ્ન કરવો સવાબ છે, સુન્નત છે.** એટલે કે આપણા પ્યારા **નબી-એ-અકરમ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમે વિધવા થી નિકાહ ફરમાવીને વિધવાને પત્નિત્વનું સન્માન અને સૌભાગ્ય અર્પણ કર્યું છે. જેથી વિધવા થી નિકાહ કરવો **"નબી ની સુન્નત"** એટલે કે નબી નો તરીકો અને દસ્તૂર છે. આ કારણે વિધવા થી લગ્ન કરવા સુન્નત હોવાથી સવાબ છે. મારો મકસદ અને ઇરાદો આ લગ્ન માં ફક્ત નબી ની સુન્નત તરીકા ઉપર અમલ કરીને સવાબ હાસિલ કરવાનો છે.

વિધવા થી લગ્ન કરવાનો ઇરાદો રાખનારો શખ્સ ચોખ્ખા શબ્દો માં વિધવા ની સાથે નિકાહ કરવાને સુન્નત એટલે કે **"સુન્નતે નબવી"** એટલે કે **"નબી નો તરીકો"** કહીને તેની પવિત્રતા અને ધાર્મિકતા વર્ણન કરીને ચોખવટ કરી રહ્યો છે, કે આ લગ્ન ફક્ત મઝહબ ના આદેશ અને આદર્શ ના સન્માન ને અનૂસરીને કરી રહ્યો છે. કેમકે દરેક ઈમાન વાળા શખ્સ એટલે કે દરેક મો'મિન માટે **"સુન્નત"** શબ્દ અને કામ આદર અને સન્માન ને પાત્ર છે. કેમકે **"સુન્નત"** નો શબ્દ અલ્લાહ તઆલા ના પ્યારા નબી **હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ થી સબંધિત છે. એટલે કે **પ્યારા નબી** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમે ફલાણું કામ કર્યું છે, જેથી તે કામ કરવું **"સુન્નત"** છે.

ઉપરાંત પાંચ (૫) સમય ની નમાઝો માં ફર્ઝ અને વાજિબ ઉપરાંત અમુક રકાતો **સુન્નત** પણ છે. સુન્નત ના પણ બે (૨) પ્રકાર છે.

(૧) **સુન્નતે મોઅક્કેદા** અને (૨) **સુન્નતે ગૈર-મોઅક્કેદા**

- **સુન્નતે મોઅક્કેદા :-** એવું કામ કે જે કામ નબી સલ્લલ્લાહો અલૈહે વસલ્લમે કર્યું હોય અને ઉમ્મતીઓને પણ તે કામ કરવાનો આદેશ અને તાકીદ કરી હોય. આ કામ કરવાથી સવાબ મળશે અને તજી દેવાથી ગુનાહ થશે.
- **સુન્નતે ગૈર મોઅક્કેદા :-** એવું કામ કે જે કામ નબી સાલ્લલ્લાહો અલૈહે વસલ્લમે કર્યું હોય, પણ ઉમ્મતીઓને તે કામ કરવાનો આદેશ અને તાકીદ ન કરી હોય. આ કામ કરવાથી અવશ્ય સવાબ મળશે પણ તેને ન કરવાથી એટલે કે તજી દેવાથી ગુનાહ નહીં થાય.

**ટૂંક માં...............**

સુન્નત કામ અતિ આદર ને પાત્ર કામ છે. તેનું મુખ્ય કારણ એ છે, કે આ કામને **હુઝૂરે અકદસ** સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ થી નિસ્બત થઈ ગઈ છે. જેથી જ સમગ્ર મુસ્લિમ સમુદાય **"સુન્નત"** શબ્દ નો અદબ અને એહતરામ કરે છે. કદી પણ, ક્યાંય પણ, કોઈ પણ રીતે અને ગમે તેવી

પરિસ્થિતી હોય, **"સુન્નત ની હાંસી કે મઝાક નહીં ઉડાવે"** પણ વહાબી, દેવબંદી અને તબલીગી જમાઅત ના બની બેઠેલા અને જાહિલ મુજદ્દિદ મોલ્વી અશરફ અલી થાનવીએ વિધવા સ્ત્રી થી નિકાહ કરનાર અને નબી ની સુન્નત અદા કરનાર શખ્સ ની સાથે ઠઠ્ઠા-મશ્કરી અને હાંસી ઉડાવીને મેણું મારતાં કહ્યું કે **"ભલે પછી સુન્નત માટે જ કરતો હોય"** થાનવી સાહેબે આ વાક્ય માં **સુન્નત** શબ્દ ને પુરૂષ ના ગુપ્ત અંગ (લિંગ/Penis) ના અર્થ માં કહેલું છે.

જ્યારે કોઈ મુસ્લિમ ના બાળક ની **"ખત્ના"** (Circumcise) થાય છે. ત્યારે સામાન્ય બોલચાલ માં એવું જ કહેવામાં આવે છે કે ફલાણા શખ્સ ના દિકરા ની **"સુન્નત"** અથવા **"સુન્નત શાદી"** ની વિધી અંજામ આપવામાં આવી રહી છે. સુન્નત નો શબ્દ પુરૂષ ના ગુપ્ત અંગ માટે પણ ઉપયોગ થાય છે. થાનવી સાહેબ ની નિષ્ઠુરતા, અશ્લીલતા અને અસંસ્કારી વાણી વિલાસ જુઓ, કે વિધવા સ્ત્રી ની સાથે શાદી કરનારો શખ્સ સુન્નતે રસૂલ અને સવાબ ના વિષય ને અનુલક્ષીને નિખાલસ ઇસ્લામી કાનૂન ના અનૂસંધાને વાત કરે છે, પણ વાહ ! સેક્સ મેનીઆ ના રોગી થાનવી સાહેબ વાહ ! આવી શુદ્ધ અને સરળ નિખાલસ ઇસ્લામી કાનૂન ના વિષય અનૂસંધાને કરવામાં આવેલી વાતચીત માં પણ થાનવી સાહેબે સેક્સ નો મુદ્દો શોધી કાઢ્યો કે **વિધવા થી શાદી કરનારો સુન્નત ઉપર અમલ કરવાની વાત ભલે કરે છે, પણ તે શાદી કરનારો પોતાની સુન્નત એટલે કે પોતાના ગુપ્ત અંગ ના આનંદ માટે વિધવા થી શાદી કરી રહ્યો છે.**

**(તૌબા.... તૌબા....... અસ્તગફેરૂલ્લાહ....)**



# "બેહયા - બેશરમ"

ઇરાદો તો એવો હતો, કે થાનવી સાહેબ તથા વહાબી દેવબંદી વર્ગ ના અન્ય પેશ્વાઓના કથનો અને જીવન વૃતાંતો ઉપર આધારિત કિતાબો માં આલેખાએલી અશ્લીલ, વ્યર્થ, હલકટ, ઉટપટાંગ, બીભત્સ અને બાલિશ કથનો અને ઘટનાઓ ના હવાલાઓ અને પુરાવાઓ તેઓની જ કિતાબો થી નકલ કરીને તેના અનૂસંધાને વિવેચન કરવાનો આ સિલસિલો ચાલુ જ રાખું. પણ કિતાબ ની સ્થૂળતા અને જાડાઇ ને લક્ષ માં લઈને આ સિલસિલો અહીં થંભાવી દેવા બદલ વાંચક મિત્રો થી દિલગીરી અને ક્ષમા યાતના વ્યક્ત કરૂં છું.

આ સિલસિલો અહીં થોભાવી દેવાનું એક કારણ એ પણ છે, કે આ કિતાબ એટલે કે **"ગુસ્તાખે રસૂલ ગિરોહ ના સેક્સી મુલ્લા"** ને શક્ય હોય, તેટલી જલ્દી થી પ્રકાશિત કરી દેવામાં આવે અને જે વિષયો બાકી રહી ગયા છે, તેને એક અલગ પુસ્તક સ્વરૂપે પ્રગટ કરવામાં આવે. જેથી આ કિતાબ માં વર્ણનીય ચર્ચા અહીં હંગામી ધોરણે પૂરી કરવામાં આવે છે અને જે વિષયો અંગે ની ચર્ચા બાકી રહી ગઈ છે, તેને **"બેહયા-બેશરમ"** નામ ની કિતાબ સ્વરૂપે છાપવામાં આવશે.

(ઇન્શાઅલ્લાહ તઆલા વ હબીબોહુ સલલ્લ્લાહો અલૈહે વસલ્લમ)

**"બેહયા-બેશરમ"** કિતાબ માં નીચે દર્શાવેલા વિષયો હશે :-

- થાનવી સાહેબ ના મામા એ તકરીર (વઅઝ) કરવાની એ શર્ત રાખી કે **"હું બિલ્કુલ નગ્ન** (Naked) **બનીને બજાર માં થી એવી રીતે નિકળું કે એક જણ આગળ થી મારા ગુપ્ત અંગ ને પકડીને ખેંચે અને બીજો પાછળ થી આંગળી નાખે, સાથે છોકરાઓ ની ફૌજ હોય અને તેઓ એવો શોર બકોર મચાવે કે ભડવો છે..... રે..... ભડવો... ભડવો છે..... રે..... ભડવો"**

(હવાલો :- "અલ-ઇફ઼ાદાતુલ-યવમિયા", - દેવબંદ)

- થાનવી સાહેબ ના મામા ના પીર સાહેબ પાસે રાતના એકાંત માં વેશ્યાઓ આવતી હતી અને રાત માં પીર સાહેબ પાસે દેહ વેચનારોઓ નું આવવું, પીર સાહેબ નું કામિલ (સંપૂર્ણ) હોવાનો પુરાવો બની ગયો છે.

(હવાલો :- "અલ-ઇફ઼ાદાતુલ-યવમિયા", - દેવબંદ)

- એક શખ્સ પોતાની માં સાથે વ્યભિચાર કરતો હતો અને એવું કહેતો હતો, કે હૂં જ્યારે પૂરેપૂરો તેણીની અંદર હતો અને હવે એક અંગ અંદર ચાલ્યુ ગયું, તો શું થઈ ગયું ? આ હિકાયત વર્ણન કર્યા બાદ તેના અનૂસંધાને થાનવી સાહેબ નું ખતરનાક નિવેદન.

(હવાલો :- "અલ-ઇફ઼ાદાતુલ-યવમિયા", - દેવબંદ)

- જેને વહાબીઓ ના પેશ્વા રશીદ અહમદ ગંગોહી તૌહીદ માં સંપૂર્ણપણે ગરક (ડુબેલા) કહેતા હતા, તે દેવબંદી પીર સાહેબ ઝામિન અલી જલાલાબાદી ને એક વેશ્યાએ ત્યાં સુધી કહી દીધું કે **તારા જેવા પીર ના મોઢા ઉપર પૈશાબ પણ ન કરૂં.**

(હવાલો :- "તઝકેરતુર્રશીદ" - સહારનપૂર અને દેવબંદ)





- ખુદાએ તઆલા ની કુદરતી મહોબ્બત માટે થાનવી સાહેબે અશ્લીલ અને ઉટપટાંટ દ્રષ્ટાંત આપ્યું.

(હવાલો :- "હુસ્નુલ-અઝીઝ" - થાનાભવન અને દેવબંદ)

- પીર અને મુરીદ ના રૂહાની રિશ્તા માટે થાનવી સાહેબે પતિ-પત્નિ નું સંભોગ સમયે ઐકી સાથે વીર્ય સ્ખલન નું અને ગર્ભ ધારણ કરવાનું બીભત્સ ઉદાહરણ આપ્યું.

(હવાલો :- "અશરફ઼ુસ્સવાનેહ" - થાનાભવન)

- મોટા પેટ (ફાંદ) વાળા પુરૂષ ના ગુપ્ત અંગ ના વાળ ની ઘટના.

(હવાલો :- "કમાલાતે-અશરફિયા"- થાનાભવન અને દેવબંદ)

- થાનવી સાહેબે વર્ણન કરેલી હિકાયત કે એક આંધળા હાફિઝ સાહેબે લગ્ન કર્યા અને આખી રાત સ્ત્રી ના અંગ થી રોટી લગાડીને ખાધી અને કહ્યું કે મને નમકીન, મીઠી કે કડવી કોઈ સ્વાદ ન આવ્યો.

(હવાલો :- "અલ-ઇફ઼ાદાતુલ-યવમિયા",-દેવબંદ ના આઠ (૮) સંદર્ભો)

- મોલ્વી કાસિમ નાનોત્વીએ મસ્જિદ ના પૈશાબ ખાના ના લોટા ની તૂટી ગએલી ટોટી (નાળચા) માટે અશ્લીલ દ્રષ્ટાંત આપ્યું. (હવાલો :- "હિકાયાતે-ઔલિયા" - દેવબંદ)

આવી અનેક વિષય વાસના ને લગતી અશ્લીલ અને હળાહળ બેશરમી ઉપર આધારિત ઘટનાઓ અને કથનો, કે જેને વહાબી દેવબંદી અને તબલીગી વર્ગ ના પેશ્વાઓ એ પોતાની મઝહબી કિતાબો માં લખી અને છાપી છે, તેને સચોટ હવાલાઓ અને અસલ ઉર્દૂ ઇબારત સાથે રજૂ કરવામાં આવશે. જેને વાંચીને ખાત્રી પુર્વક કહી શકાય છે, કે **જેનો અકીદો ગંદો હોય છે, તેનું ચારિત્ર, વાણી અને વર્તન પણ ગંદા હોય છે.**